Registered No. B. 1434

# શ્રીવૈરાગ્યશતક

( ભર્તૃહરિકૃત )



લેખક અને પ્રકાશક,
રામશંકર મોનજી ભટ્ટ.
મોક્ષમંદિર-અમદાવાદ.

સંવત ૧૯૯૦ અને ૧૯૩૪
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૩૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત રૂ. ૧-૦-૦

त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्वस्थो, निर्योगक्षेम आत्मवान् ॥ ૪૫ ॥

(ગીતા અ. ૨)

લૌકિક સુખ તો શું, પણ સ્વર્ગાદિ સુખો માટે, શાસ્ત્રોની વાણી સાંભળીને, મનુષ્યોના ચિત્ત ભોગ અને ઐશ્વર્ય તરફ ખેંચાઈને, તેમાં આસક્ત રહે છે. તેથી પરમાત્માની પ્રાપ્તિ માટે, જે સમાધિ-જે શાંતિ-જોઈએ; તે શાંતિમાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી. (૪૪) વેદોમા અધિકારીઓની યોગ્યતા પ્રમાણે, ત્રણે ગુણનો મહિમા છે. પણ તારે ત્રણે ગુણોથી પર થવું. સુખદુઃખથી પર રહેવું; હમેશાં ચિત્તને સાત્વિક રાખવું; યોગક્ષેમની [ એટલે પ્રાપ્ત કરવું, અને તેનું રક્ષણ કરવું-તેની ] તારે ચિંતા રાખવી નહીં; અને એક પરમાત્મામા પ્રેમવાળું અને કામનાવાળું થવું. (૪૫)

ઇશ્વરપ્રાપ્તિના સંબંધમાં, સાધન-સંપન્ન થવું જોઈએ; એમ સૌ કોઈ કહે છે. સાધન કેટલા ?-તો ચાર—(૧) વિવેક (૨) વૈરાગ્ય (૩) શમાદિ ૭ સંપત્તિ અને (૪) મુમુક્ષુપણું. આ ચાર સાધનમા, વિવેક પ્રથમ પદ ભોગવે છે. 'વિવેક' એટલે નિત્ય અને અનિત્ય વસ્તુનું જ્ઞાન. આટલું જ્ઞાન થયા પછી-વૈરાગ્ય. 'વૈરાગ્ય' એટલે આ સંસારનાતથા સ્વર્ગના ભોગવિલાસોમા આસક્તિથી રહિતપણું. શમાદિ ૭ સંપત્તિ કઇ ?—શમ,+ દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન. આટલી વાત જાણ્યા પછી-મુમુક્ષુપણું. 'મુમુક્ષુ' એટલે મોક્ષની ઇચ્છાવાળો. મોક્ષની ઇચ્છાવાળાનેજ 'હું કોણ ? ક્યાંથી આવ્યો ? આ જગત્ શું ? તેનો નિયંતા શુ ?' વિગેરે બાબતો જાણવા માટે સંતમા તથા શાસ્ત્રોના શ્રવણમાં પ્રીતિ થાય. યજ્ઞયાગાદિ કરવાજ જોઇએ; તિર્થયાત્રામા જવુંજ જોઇએ; વ્રતાદિ કરવાજ જોઈએ; પણ તેમા રહેલી કામનાઓને, મુમુક્ષુઓએ વૈરાગ્યના બળથી કાપતા રહેવું જોઇએ.

કેટલાએક કહે છે કે—વૈરાગ્ય એટલે મનુષ્યને વિના કારણ કનડવાની વાત. પણ એમ નથી. મનુષ્ય કર્મોના બંધનોથી સદા બંધાએલો રહે છે. તે બધો તોડવા માટે, માનવદેહ ઉત્તમ ગણાયો છે. કર્માનુબંધ ઘણાજ કઠણ છે; તોપણ અનેક કામી-ક્રોધી-લોભી પુરુષો, અમુક પ્રકારના વર્તનથી, પ્રભુશરણે પહોચ્યા છે; એમ દરેક ધર્મ કબુલ કરે છે. આ વર્તનનું પ્રથમ પગથીયું વૈરાગ્ય. તુલસીકૃતમા— (મોક્ષવાણી પાનું ૬૮)

ચોપાઇ—ઇહિ તનુકર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગઉ સ્વલ્પ અંત દુઃખદાઇ;
નરતનુ પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.

આ માનવદેહનો હેતુ વિષયસુખ નથી. એટલે માનવજીવનમાં વિષયસુખ ગૌણ છે; અને આત્મસુખ પ્રાધાન્ય છે. સ્વર્ગના સુખ મળે; તોપણ—ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं,क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥ (ગીતા અ.૯-૨૧) સ્વર્ગના સુખ કર્માનુસાર

+શમ-મનને રોકીને પરમાત્મામા સ્થિર કરવું તે-મનનો નિગ્રહ. દમ-ઇંદ્રિયોનો નિગ્રહ. ઉપરમ-ઉપરતિ-પોતાના આત્મધર્મ પ્રમાણે વર્તન. તિતિક્ષા-ટાઢ, તડકો, સુખ, દુખ, વિગેરે રાજીખુશીથી સહન કરી લેવા તે શ્રદ્ધા-ગુરૂના અને શાસ્ત્રોના વાક્યોમા વિશ્વાસ. સમાધાન-ચિત્તની એકાગ્રતા.

ભોગવીને, પુણ્ય ક્ષીણ થતાં, પુનર્જન્મ લેવા પાછું અહીં આવવું પડે છે. નહુષ ઇંદ્ર બન્યો; ને પાછો કાચંડો બન્યો. ઉપર ચોપાઇની બીજી લીટીમાં કહ્યું કે—મનુષ્યદેહ પ્રાપ્ત થયા પછી, જે પુરૂષ દેહનો હેતુ ન સમજે; તે જીવનમાંથી અમૃતને ઢોળી નાંખે છે; અને જીવનમાં ઝેરને ભરી લેછે. યાદ રાખવું કે-ભાવિને ઉથલાવી નાંખવાનું બળ વૈરાગ્યમાં છે; કારણકે વૈરાગ્યમાં તપ મૂખ્ય સાધન છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ-પંચમહાવ્રતો-વૈરાગ્યનાં મૂખ્ય અંગ છે.

વિધવાઓએ અને વિધુરોએ, વૈરાગ્યના સુખ ભોગવવાની તક, જરાએ ખોવી નહીં. એટલે-જીવનમાથી અમૃતને ઢોળી નાખી, જીવનમાં ઝેર ભરવું નહીં.

રાગમા ત્યાગ અને ત્યાગમા રાગ-જેમને શ્રીહરિમા રાગ હોય; તેમને જગતમાં ત્યાગ હોય; અને જેમને શ્રીહરિમા ત્યાગ હોય; તેમને જગત્મા રાગ હોય.

લૌકિક વ્યવહારમાં પણ, સ્ત્રીને પતિમા રાગ હોય; તો સંસારનાં અનેક સુખનો તેણી ત્યાગ કરે. માતા પિતાને પુત્રાદિમા રાગ છે; તેથી ભીનામા પોતે સુવે; અને બાળકને કોરામા સુવાડે. માતાપિતામા બાળકને રાગ હોય; તે. તે પોતાના સુખનો ત્યાગ કરે; અને તેમની સેવા કરે. દરેક બાબતમા સામાને રાજી કરવા માટે, પોતાના સુખ તજવા જોઈએ. જેમ જળનો સ્વભાવ નીચાણમા દોડવાનો છે; તેમ ઇંદ્રિયોનો સ્વભાવ, લૌકિક પારલૌકિક સુખ તરફ દોડવાનો છે. ખસવાળે હાથે ચેળ બહુ આવે; ખજવાળના લાગે મીઠું; પણ પાછળથી બળતરા બહુ થાય. તે પ્રમાણેજ આ લૌકિક પારલૌકિક (સ્વર્ગના) સુખો, ભોગવતા મીઠા; પણ અંતે ભોગવનારની ફજેતી. ત્યારે લૌકિકસુખ ભોગવવા નહીં ?-મનુ આદિ વડીલોએ, મર્યાદાઓ બાધી આપી છે; તે પ્રમાણે સુખ ભોગવવા. સુખ ભોગવવાની બાબતના ઉંડાણમા નજર કરશો; તો જણાશે કે—

દોહરો—કુત્તા કાતિક માસમે', તજે ભૂખ અરુ પ્યાસ;<br>
તુલસી વાકી ક્યા ગતિ, જેને બારે કાતિક માસ.

કુતરો કાર્તિક માસમાજ; સિંહ વરસમા એકજવાર; અને મનુષ્ય દિવસમા બાર વાર. તાત્પર્ય-વિષય સુખની બાબતમા મનુષ્યો, પશુ કરતા પણ આગળ વધી ગયા છે. અંકુશ વિના હાથી ન શોભે; મર્યાદા વિના મનુષ્ય ન શોભે. યાદ રાખવું કે-જેને મર્યાદા નથી-વિષય સુખ ભોગવવાનો વિવેક નથી; તે પશુ કરતા હીણા છે. એટલીજ ખોટ નથી પણ-માનવજીવનનો હેતુ-જે આત્મકલ્યાણ-તે આત્મકલ્યાણથી, વિષયી માણસ તદ્દન વિમુખ રહે છે. એવો કોઇપણ ધર્મ નથી; કે જે ધર્મમા વિષયી મનુષ્યોને આત્મજ્ઞાન થાય-જેમા વિષયી મનુષ્યોનુ કલ્યાણ થાય.

**વૈરાગ્યના રાજમાર્ગ**—વૈરાગ્યના મૂખ્ય બે માર્ગ છે. ૧ ઘરબાર તજીને ભગવા પહેરી, લૌકિક સુખથી ન્યારા રહેવુ તે. ૨ ઘરમા રહેવુ પણ લૌકિક સુખ ભોગવવાં નહીં; અને ભોગવવા પડે; તો અનાસક્ત-તેલ પાણી જેવી વૃત્તિથી-ભોગવવા તે. આ બેઉ મતો પ્રાચીન અને ઉત્તમ છે. પ્રથમ માર્ગે-શ્રીશુકદેવજી, ગૌતમ બુદ્ધ, મહાવીર સ્વામી, શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય; સ્વામીશ્રી મધુસુદનસરસ્વતી, તુલસીદાસજી, નાનક અને નિશ્ચળદાસજી, શ્રી રામસ્વામી, શ્રી સ્વામીનારાયણ, મુક્તાનંદ, નિષ્કુળાનંદ, વિગેરે અનેક ચાલ્યા.

બીજે માર્ગે—જનક, યાજ્ઞવલ્ક્ય, શ્રીરામ, અત્રિ, વસિષ્ટ, અમરીશ, શ્રીકૃષ્ણ, ઉદ્ધવ, અર્જુન, જીસસ ક્રાઇસ્ટ, મહમદ પેગમ્બર, નરસી મહેતા, મીરાબાઇ, તુકારામ, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે અનેક ચાલ્યા. બેઉ રસ્તે 'અહંમમનો ત્યાગ' એજ ત્યાગ એટલે—બેઉ રસ્તે જેમણે અહંમમનો ત્યાગ કર્યો, તેમનોજ મહિમા વધ્યો જ્ઞાન વૈરાગ્યની વાતો કરીને, જેઓ અહમમની પાછળ દોડયા, તેઓ માયાને કોઠે ભટકાઈને સંસારમા પાછા પડયા.

ત્યાગીઓએ યાદ રાખવુ જોઇએ કે—ત્યાગ એટલે માત્ર ઘરત્યાગ અગર વસ્ત્ર ત્યાગ—એટલુ જ નહીં, પણ તેથી આગળ ત્યાગાશ્રમમા પેઠા પછી, શ્રી ઠાકોરજી માટે મીલકતો ભેળી કરવી, અગર સંપ્રદાયો માટે લડી મરવુ, તે પણ ઉંચા ચડીને નીચા ઉતરવા જેવુ છે

'તીવ્રત્યાગ થયા વિના, ઘરબાર તજવુ નહીં', એવો શાસ્ત્રોનો સખત કાયદો છે, છતા જેઓ તેનો અનાદર કરે છે, તેઓ વગોવાય છે. તીવ્રત્યાગ થયા પહેલા ઘરમા રહેવુ, ધધો કરી લેવો, અને જે કાઇ પાસે હોય, તેનો વિવેકથી ત્યાગ કરવો, એ ઉત્તમ વૈરાગ છે ગીતામા (અ ૬) ગોવિંદ બોલ્યા છે કે—

*अनाश्रित कर्मफल, कार्यं कर्म करोति य ॥*
**स सन्यासी च योगी च, न निरग्निर्न चाक्रिय ॥१॥**

અર્થ—કર્મફળની ઇચ્છા રહિત, જે પુરૂષ કરવા યોગ્ય કર્મ કર્યા કરે, તેજ સન્યાસી અને તેજ યોગી માત્ર અગ્નિહોત્રાદિ તજીને, જે સન્યાસી બન્યા હોય તે સન્યાસી નથી, અને કર્મ માત્રનો ત્યાગ કરીને જે યોગી (પરમહંસ) બન્યા હોય, તે યોગી (પરમહંસ) નથી [1]

ज्ञेय स नित्यसन्यासी, यो न द्वेष्टि न काक्षति ॥
निर्द्वंद्वो हि महाबाहो, सुख बधात् प्रमुच्यते ॥३॥ [અ ૫]

જે પુરૂષ કોઇનો દ્વેષ કરતો નથી, તેમ કશાની ઇચ્છા પણ રાખતો નથી, તેને તુ સદા સન્યાસી જાણ કારણ કે—હે અર્જુન ! નિર્દ્વંદ્વ પુરૂષ સહેલાઇથી કર્મના બધનોથી મુક્ત થાય છે [૫]

काम्याना कर्मणा न्यास, सन्यास कवयो विदु ॥
सर्वकर्मफलत्याग, प्राहुस्त्याग विचक्षणा ॥ २ ॥ (અ ૧૮)

એમ અનેક પ્રકારના ત્યાગની વાત કરીને—

एतान्यपि तु कर्माणि, सगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ, निश्चित मतमुत्तमम् ॥ ६ ॥ (અ ૧૮)

શ્રીકૃષ્ણ કહે છે કે—તે બાબતમા મારો નિશ્ચિત મત એવો છે કે—'હે પાર્થ ! કરવા યોગ્ય કર્મો અવશ્ય કરવા, પણ તે ફલની ઇચ્છા રહિત, તથા (અહતા મમતા રૂપી) સગને તજીને કરવા જોઇએ"

A ઘરમા વસો, કે વનમા વસો, પણ જળકમળવત્ રહો, એ ભાવ છે. યાદ રાખવુ કે—માતાપિતાને રઝળતા મૂકી ભગવા પહેરવા, અગર સ્ત્રીને રઝળતી મૂકીને, સન્યાસ લેવો, દેવુ થઇ જવાથી સન્યાસ લેવો, અગર કકાસને લીધે સન્યાસ લેવો, એ અધમ સન્યાસ

છે. આ બાબતમાં ગૌતમબુદ્ધ અને શંકરાચાર્યનાં દષ્ટાંત આપો; તો તે દષ્ટાંતો જરા પણ વ્યાજબી નથી–યોગ્ય નથી.

B સૌની સંમતિથી સંન્યાસ લેવો, હોય–તો તે પણ, તીવ્ર ત્યાગ થયા વિના, સંન્યાસ (ભગવાં) લેવાય નહીં. ઉમેદવારી કર્યા વિના, અમલદારી મળે નહીં; તેમ વાનપ્રસ્થાશ્રમ પાકો કર્યા વિના, સંન્યાસની દિક્ષા લેવાય નહીં. વિદ્યાનાં અને વૈરાગ્યનાં સુખ વ્હાલાં લાગે, તે પુરૂષોજ, વાનપ્રસ્થાશ્રમ તથા સંન્યાસાશ્રમ માટે યોગ્ય ગણાય. વૈરાગ્ય વિના જ્ઞાન નથી; અને જ્ઞાન વિના મુક્તિ નથી. ભક્તિ પણ વૈરાગ્ય વિના નથી; તે બાબતમાં ભક્તિ માર્ગના મૂખ્ય આચાર્યો પુરાવા રૂપ છે.

योगश्चित्तवृत्तिनिरोधः—(પાતંજલયોગદર્શન સમાધિપાદ) ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો, તે યોગ; એમ કહીને પરવૈરાગ્ય; અપરવૈરાગ્ય, અને એવી બીજી કેટલીએક વૈરાગ્ય સંબંધી વાતો તે ગ્રંથમાં કરી છે. આ બધી વાતો, આપણે જરૂર જણાશે ત્યાં, શ્લોકોની નીચે, વિવેચનમાં કરીશું.

ભર્તૃહરિ—વૈરાગ્યશતકનો કર્તા ઉજ્જનનો રાજા ભર્તૃહરિ છે. તે વીરવિક્રમ અથવા વિક્રમાદિત્યનો મોટો ભાઈ થાય. તેની બ્હેનનું નામ મૈનાવતી; જેણીને પેટે ગોપીચંદનો જન્મ થયો. આ રાજા મહાન્ ત્યાગી હતો. (પદ્માક્ષી પિંગળા) નામની ભર્તૃહરિને પ્યારી સ્ત્રી હતી. તેણીનો વ્યભિચાર દેખીને, તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. તેણે નીતિશતક અને શૃંગારશતક પણ રચેલાં છે. (શતક એટલે ૧૦૦ શ્લોકોનું પુસ્તક) તેણે પતંજલિ મહાભાષ્ય ઉપર કારિકા તથા વાક્પ્રદીપ લખેલાં કહેવાય છે. ભટ્ટિકાવ્ય તથા રાહતકાવ્યનો કર્તા તે છે. વિજ્ઞાનશતક તેણે રચ્યું છે; કે કોઇ બીજાએ; તે બાબત શંકાશીલ છે. તમામ ગ્રંથોમાં શતકોનો માલ બહુ ખપ્યો. પરદેશના વિદ્વાનો પણ શતકો વાંચીને રાજી થયા.

આ શતકોમાં વૈરાગ્યશતક મુમુક્ષુઓને બહુ ઉપયોગી છે. શ્લોકોની નીચે પદચ્છેદ છે; માટે પદચ્છેદની મદદથી, શ્લોકો વાંચતાં અવશ્ય શીખજો. ભૂલચૂક ક્ષમા કરવી ઘટે.

અમદાવાદ મોક્ષમંદિર
ગુરૂપુર્ણિમા સં. ૧૯૮૮ } લી. રામશંકર મોનજી ભટ્ટ.

# શ્રીવૈરાગ્યશતક

ભર્તૃહરિકૃત.

## મંગળાચરણ.

अनुष्टुभ्वृत्तं—

दिक्कालाद्यनवच्छिन्ना–नन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय, नमः शान्ताय तेजसे ॥ १ ॥

અર્થ—જેની મૂર્તિ દિશા તથા કાળ વિગેરેના બંધનમાં નથી, એટલે દિશા અને કાળથી જે પર છે, તથા જે અનંત અને ચૈતન્યરૂપ છે, વળી જે એક આત્મજ્ઞાનનાજ સારરૂપ છે, તથા જે શાંત અને પ્રકાશરૂપ છે, તે પરબ્રહ્મને હું પ્રણામ કરું છઉં. [૧]

૧ વિવેચન—

મંગળાચરણ સૂચવે છે કે—આ માન સૌને ખપે એવો છે. રામ કહો, રેમાન કહો, કૃષ્ણ કહો, કાલિકા કહો, શિવ કહો, સગુણને ભજો અથવા નિર્ગુણને ભજો, ગમે તે પંથના અગર ધર્મના હો, તો પણ આવો, આપણે વૈરાગની વાત કરીએ-એ ભાવ છે. બીજી જાણવા જેવી વાત એ છે કે—નામ રૂપ પડે, ત્યાં સંસાર પરમાત્માના પણ નામ રૂપ થયા, એટલે ઝઘડા ઉભા થયા પરમાત્માના નામરૂપને ઓથે રહીને, જે પુરૂષો ધર્મના ઝઘડા કરે, તે ધર્માંધ—અથવા પાકા અજ્ઞાની પુરૂષો અજ્ઞાનીઓ કદિ એવા ઝઘડા કરે, પણ વૃદ્ધોએ-વૈરાગ્યશીલ અનુભવી પુરૂષોએ, અંદર અંદર ઝઘડા કદિ કરવા નહીં. દરેક ધર્મ પ્રત્યે વિશાળ દષ્ટિથી જોવું-એ વૈરાગ્યનું મંગળાચરણ સમજવું સમાન દષ્ટિવાળા સંત કહે છે કે—( एक सत् विप्रा बहुधा वदंति (ઋગ્વેદ)

શાર્દુલવિ૦

यं शैवा समुपासते शिव इति, ब्रह्मेति वेदांतिन ।
बौद्धा बुद्ध इति प्रमाणपटव, कर्तेति नैयायिका ॥
अर्हन्नित्यथ जैनशासनरता, कर्मेति मीमांसका ।
सोऽय नो विदधातु वाछितफलं, त्रैलोक्यनाथो हरिः ॥

(જે એકજ છે, છતાં ઋષિઓ તેને ઘણા પ્રકારે વર્ણવે છે (ઋગ્વેદ) એટલે—

---

૧ પદચ્છેદ—दिक् च कालश्च दिक्कालौ दिक्कालौ आदि येषाम् ते दिक्काला द्य तै अनवच्छिन्ना दिक्कालाद्यनवच्छिन्ना–જેની મૂર્તિ દિશા, કાળ વિગેરેથી અવ્યાપ્ત છે—એટલે દિશા તથા કાળના બંધનમાં જે નથી તે મૂર્તિ વાળા अनतचिन्मात्रा मूर्ति यस्य स अनंतचिन्मात्रमूर्ति तस्मै–જેની મૂર્તિ અનંત અને ચૈતન્ય રૂપ છે તેને. स्वस्य अनुभूति स्वानुभूति (આત્મજ્ઞાન) तस्या एकसार तस्मै स्वानुभूत्येकसाराय–જે આત્મજ્ઞાનના સાર રૂપ છે તેમને. शान्ताय–જે શાંત છે તેમને. तेजसे–જે તેજરૂપ છે તેમને. नम –પ્રણામ હજો-પ્રણામ કરું છઉં.

શિવના ઉપાસકો જેને 'શિવ' કહીને પૂજે છે; વેદાંતિઓ જેને 'બ્રહ્મ' કહીને ભજે છે; બૌદ્ધો જેને 'બુદ્ધ' કહે છે; પ્રમાણ આપવામાં કુશળ એવા નૈયાયિકો જે ઇશ્વરને 'કર્તા' એવા નામથી ભજે છે; જૈનભાઇઓ જેને 'અર્હન્' કહે છે; મીમાંસકો જેને કર્મ કહે છે; તે આ સચરાચરમાં વ્યાપીને રહેલા પરમાત્મા, અમારી વૈરાગ્યરૂપી કામના સફળ કરો.

વૈરાગ વિના જ્ઞાનનો અધિકારી કોઇ નહિં; ત્યારે જન્મ મરણનાં બંધન કાપે, એવી ઉત્તમ જ્ઞાનચર્ચાઓ, અમારે ક્યાં કરવી ? એમ ભર્તુહરિ કહે છે—

अनुष्टुभवृत्त—

बोद्धारो मत्सरग्रस्ताः, प्रभवः स्मयदूषिताः ।
अबोधोपहताश्चान्ये, जीर्णमङ्गे सुभाषितम् ॥ २ ॥

અર્થ—પંડિતો મત્સરથી ઘેરાએલા છે; વૈભવમાં રમનારા રાજાઓ અગર ધનવાનો અગર અમલદારો, અભિમાનમાં તણાતા જાય છે. બાકી રહ્યા અજ્ઞાનીઓ–પામર મનુષ્યો. એટલે જ્ઞાનની સારી સારી વાતો જાણનારના મનમાં જ પડી પડી જીર્ણ થઇ જાય છે. [૨]

૨ વિવેચન—

સુભાષિતં—या विद्या सा विमुक्तये-અનેક પ્રકારની વિદ્યા; પણ જે વિદ્યા મુક્તિનાં દ્વાર ખોલી આપે; તે વિદ્યા. મીઠાં મધુરાં વચનો તો ઘણાં-પણ જે વચનો મુક્તિદાતા ન હોય; તે વચનો મિથ્યા બકવાદ; અગર લાડુમાં ભેળવેલા ઝેર જેવાં.

'પંડિતો મત્સરથી ઘેરાયા'–આ પોકાર પ્રાચીન છે; નવીન–અર્વાચીન નથી. અડસઠ તિર્થમાં તુબડી બોળી; તોપણ તેની કડવાશ ગઈ નહીં; તેમ ૨૪ વરસ કાશીમાં રહ્યા; ચાર વેદ, ૭ શાસ્ત્ર, વ્યાકરણ આદિ અનેક ગ્રન્થ ભણી ગયા–સભાને ધ્રુજાવે એવા પંડિત થયા; પણ જો મત્સર ન ગયો; તો તે પંડિત ઢેરનો ઢેર સમજવો. ઘાણીનો બળદ બહુ ચાલ્યો; પણ ઘાણીમાંજ રહ્યો. કડછી શાકની દરેક તપેલીઓમાં બહુ ફરી; પણ તેને શાકના સ્વાદની ખબર પડી નહીં. કહેવાનો ભાવ એ છે કે-પંડિતોએ મત્સર તજીને, આત્મકલ્યાણની વાતો, બાળક પાસેથી પણ સાંભળવી જોઈએ.

મત્સર અગર ઇર્ષા કરીને, કોઇનાથી સારા થવા, નિર્મળ પ્રયત્ન કરવો; પણ તેને તોડી પાડવા, મલીન પ્રયત્ન કદિ કરવો નહીં. કોલસાના વેપારીના હાથ કાળા; તેમ મલીન પ્રયત્ન કરનારના વિચારો મલીન–જીવન મલીન. આ સંસારમાં કોઇ પંડિત, કદિ મત્સર કરીને ફાવ્યા; તો ૨૫, ૩૦, અગર ૪૦ વરસ. પછી ? પછી કાંઇ નહીં. પછી સ્મશાન ભેળા.

ધનવાનો અભિમાને ઘેરાયા—મુસાફરખાનામા ઉતરનારા મુસાફરો માટે, કાયદા ઘડેલા હોય છે. તે કાયદા પ્રમાણે મુસાફરોએ વર્તવું પડે છે. તેમ આ સંસારરૂપી મુસાફરખાનામાં ઉતરનારા રાજાઓએ અગર ધનવાનોએ, સંસારના કાયદા પ્રમાણે વર્તવું જોઇએ. એટલે હું

૨ પદચ્છેદ—बोद्धारः–જ્ઞાનીઓ, ભણેલા, વિદ્વાનો. मत्सरेण ग्रस्ताः–ઇર્ષાથી ઘેરાએલા છે. प्रभवः–રાજાઓ, ગૃહસ્થો, ધનવાનો, મોટા અમલદારો. स्मयेण दूषिताः–ગર્વથી બગડેલા છે. अन्ये अबोधेन उपहताः–બાકીના અજ્ઞાનથી હણાએલાં છે–પામર છે. सुभाषितम्–જે કાંઇ સારૂં સારૂં કહેવા યોગ્ય છે તે. अंगे जीर्ण–મનમાં જીર્ણ થઈ ગયું છે.

બધુ જાણું છઉં,' 'મારા જેવો કોઇ નથી'; એ બધી વાતો પડી મેલીને, દીનભાવથી સંતોનો સત્કાર કરવો; અને આત્મકલ્યાણની વાત, જરાએ જતી કરવી નહીં. ધનવાનને ઘેર કથા વાર્તા થાય છે; પણ તે કોઇને માટે, ધનવાનને માટે નહીં. શેઠને ઘેર પારાયણ થાય; ત્યારે શેઠ બાપડો, માથે ધમાલું નાખીને, ચૌટે રઝળતો હોય. શેઠાણી કથામા આવનારી બીજી બાઇઓ પાસે, પોતાની બડાઇની વાતો કરતી હોય; અગર દીકરાના દીકરાને કથામા બેઠી બેઠી રમાડતી હોય. બ્રાહ્મણ બાપડો દક્ષણાને લોભે, કોઈને કાંઈ કહી શકે નહીં. આ બધી વિપરીત વાત છે. આધણી દળે, અને કુતરા ચાટે; એવી આ વાતો છે. જરા વિચાર તો કરો; તમારી પાસે એવું શું છે કે–તમે ભગવાનને અને ભગવાનના ભક્તોને ભૂલી જાઓ છો! કંઇક બાદશાહો સલતન ઉપરથી ઉઠી ગયા; કંઈક ધનવાનો જોતજોતામા પાયમાલ થઇ ગયા; અને કંઈક ગરીબો ધનવાન્ બની ગયા. માટે—

પદ.

" સદાય તે છત કેની છાજી ' તે દેખી શું થઇએ રાજી ! (ર)
આતશબાજી આશા, લાંબી આણુમારે—જુઠું૦
ગગને જામ્યો વાદળ ગોરો, પાણીમા પ્રગટયો પરપોટો;
એમ ખેલ બધો આ ખોટો, મુરખા માણુમારે—જુઠું૦ "

ધનવાન–ગરીબ–ગમે તે–જેમ દેહના પોષણ માટે, જમ્યા વિના રહી શકતા નથી; તેમ મનના પોષણ માટે, સુભાષિત–આત્મકલ્યાણની વાતો–અવશ્ય દીનભાવથી તેઓએ સાભળવી જોઇએ.

અજ્ઞાનથી ઘેરાએલા બીજાં—જે મનુષ્યો આત્મ અનાત્મનો વિચાર કરવાનું, અગર સાભળવાનું સમજતા નથી, આત્મકલ્યાણ માટેજ મનુષ્યઅવતાર છે, એમ જાણતા પણ નથી, તેઓ મનુષ્ય નથી, પણ ઉંચા પ્રકારના પશુ છે. રાતદહાડો કામ કરનારા લોકો, મનુષ્ય નથી; પણ–ઉંચા પ્રકારના લોઢાના મશીન છે.

પૂજ્યસમાજ સેવકો—બ્રાહ્મણ, સાધુ, ભાટ, ચારણ વિગેરે તમામ પૂજ્ય વર્ણોએ, અજ્ઞાનીઓને, સન્માર્ગે દોરવા પ્રયત્ન કરવો જોઈએ. યુગધર્મ પ્રમાણે બ્રાહ્મણાદિમાથી શ્રદ્ધા ઓછી થઇ. બ્રાહ્મણાદિ પોતાનું જ્ઞાનક્ષેત્ર મૂકીને, બીજા ક્ષેત્રોમા નાઠા. ત્યા તેઓ નિર્વાહ મેળવી શકયા; પણ તેઓએ પવિત્રતા અને સ્વતંત્રતા ખોઇ નાખી સમાજને પણ, થોડામા સમજનારા, પવિત્ર સમાજસેવકોની ખોટ પડી. આ ખોટ સમાજ સમજતો નથી; એટલુંજ નહીં; પણ ઘણા રાજાઓ અને આચાર્યો પણ, આ ખોટને સમજી શકતા નથી. કેટલાએક લેભાગુ જ્ઞાનીઓ કહે છે કે–'જેમ ખેતરમા પોપૈયા પાકે; તેમ બ્રાહ્મણો પકવી દઉં,' 'જેમ સુતાર લાકડાના ઘોડા ઘડી આપે, તેમ હું તમને ગમે તે વર્ણમાથી, બ્રાહ્મણ ઘડી આપુ; અબદુલનું નામ પાડો અંબાશંકર, અને મહમદનું નામ પાડો મુળશંકર. લ્યો આવા બ્રાહ્મણ સમાજને કેટલા જુએ છે ? ' વિગેરે વિગેરે. સરકારના રાજમા ઢેઢ મારે ધાડ઼. સરકાર આ વાત સમજે નહીં, પણ સમાજે, અને રાજાઓએ તથા ધનવાનોએ, સારા સુપાત્ર બ્રાહ્મણાદિનો સત્કાર કરી, તેમને તેમના ક્ષેત્રમાં રહેવા જેટલો ઉત્સાહ આપવો જોઇએ. બ્રાહ્મણોએ પણ અંદર અંદર કલેશ કરીને, પાયમાલ થવા કરતા, સુપાત્ર બ્રાહ્મણોનો સત્કાર કરવો જોઇએ. તેમને અવાર નવાર પોતાના ગામમાં તેડાવી, સમાજને સત્સંગનો લાભ આપવો જોઇએ. વિચાર કરી જોજો.

સકામ પુણ્યો પણ દુઃખકારી છે; એમ હવે કહે છે—

शिखरिणीवृत्तं—

न संसारोत्पन्नं, चरितमनुपश्यामि कुशलं।
विपाकः पुण्यानां, जनयति भयं मे विमृशतः॥
महद्भिः पुण्यौघैश्-चिरपरिगृहीताश्च विषयाः।
महान्तो जायन्ते, व्यसनमिव दातुं विषयिणाम्॥ ३॥

અર્થ—સંસારમાં ઉત્પન્ન થએલા કોઇ પણ કાર્યને, હું સુખકર દેખતો નથી. હું કે જે વિચાર કરનાર છઉં-કાંઈક સમજું છઉં-તેને તો-પુણ્યનું પરિણામ પણ, ભય ઉત્પન્ન કરે છે. કારણ કે મહા પુણ્યના ઓઘે કરીને પ્રાપ્ત થએલા, અને લાંબા વખતથી ભોગવાતા વિષયો પણ, વિષય ભોગવનાર પુરૂષોને, મહા દુઃખના કારણરૂપ થઈ પડે છે. (૩).

૭ વિવેચન—

પુણ્ય ભોગવવા માટે પણ, જન્મ લેવો પડે. જન્મ થાય; ત્યાં જન્મ, મરણ, જરા અને વ્યાધિના દુઃખ સામા આવીને ઉભાં રહે. તે સિવાય કુટુંબ પરિવારની આફતો. સ્વર્ગનાં સુખ મળે; તો પણ-क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति-પુણ્યનો નાશ થતાં મનુષ્યાદિ દેહ મળે. ગીતાના બીજા અધ્યાયમાં-यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥૪૨॥ વિગેરે શબ્દોથી સકામ કર્મનો તિરસ્કાર કરી, નિષ્કામ કર્મમા જોડાવા અર્જુનને કહ્યું. યાદ રાખજો કે-આ વાત મુમુક્ષ-મોક્ષાર્થી-માટે છે. વિષયી પુરૂષોને વિષયને રસ્તે ચડાવવા તે ઠીક નથી; તો પણ જેમને અજ્ઞાન ઘણું છે; જેઓ ભગવાનની સાથે પણ, દાવ ખેલવા તૈયાર છે; એટલે જેમને મોક્ષની દરકાર નથી; તેમને પ્રથમ સકામ કર્મ કરવા દેવા. એવા અજ્ઞાનીઓનું કલ્યાણ ચાહતા હો; તો તેમને જ્ઞાનદ્વારા સકામ નિષ્કામનો ભેદ બતાવતાં કહેવું.

હવે લક્ષ્મીની તૃષ્ણાના અનર્થનું વર્ણન કરે છે—

शार्दूलविक्रीडितवृत्तं—

उत्खातं निधिशंकया क्षितितलं, ध्माता गिरेर्धातवः।
निस्तीर्णः सरितां पतिर्नृपतयो, यत्नेन संतोपिताः॥
मन्त्राराधनतत्परेण मनसा, नीताः स्मशाने निशाः।
प्राप्तः काणवराटकोऽपि न मया, तृष्णेऽधुना मुंच माम्॥ ४॥

---

૩ પદચ્છેદ—संसारोत्पन्नं चरितं-સંસારમા ઉત્પન્ન થએલા (કોઈપણ) કાર્યને. कुशलं न अनुपश्यामि-હું સુખકર જોતો નથી. विमृशतः इति मे-હું કે જે વિચાર કરૂં છઉં તેને તો—એમ જણાય છે કે. पुण्यानां विपाकः-પુણ્યોનું ફળ. (પણ) भयं जनयति-ભય-દુઃખ-પેદા કરે છે. महद्भिः पुण्यानाम् ओघैः-મોટા પુણ્યના સમુહોથી (પ્રાપ્ત કરેલા-વિષયો) चिरपरिगृहीताः महान्तः विषयाः-લાબા કાળથી ભોગવતા મોટા વિષયો. विषयिणाम् व्यसनम् (દુઃખ) दातुं जायंते इव-જાણે વિષયી પુરૂષોને દુઃખ દેવાને ઉત્પન્ન થયા ન હોય!

૪ પદચ્છેદ—निधेः शंकया-ધનની શંકાથી એટલે ધનની આશાથી-એટલે ધન પ્રાપ્ત

शार्दूलविक्रीडितवृत्त—

भ्रान्तं देशमनेकदुर्गविषमं, प्राप्तं न किंचित्फलं ।
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं, सेवा कृता निष्फला ॥
भुक्तं मानविवर्जितं परगृहे-ष्वाशंकया काकवत् ।
तृष्णे जृंभसि पापकर्मनिरते, नाद्यापि संतुष्यसि ॥ ५ ॥

અર્થ—ધનની શંકાથી-ધનના લોભથી-પૃથ્વીને ખોદી નાંખી; પર્વતની ધાતુઓને ગાળી નાંખી; નદિયોના પતિ સમુદ્રને ખેડયો-એટલે ધન માટે સમુદ્ર ઉતરીને પેલેપાર-આફ્રિકા અમેરિકા સુધી-પહોંચ્યો; મોટી તકલીફ વેઠીને રાજાઓને રાજી રાખ્યા; મંત્ર સાધવા માટે સ્મશાનમાં રાત્રિઓ કહાડી; તેથી મને ફુટી બદામ પણ મળી નહીં. માટે હે તૃષ્ણા ! હવે તું મને છોડ. (૪). જ્યાં ઘણાં દુઃખો અને મુશ્કેલીઓ વેઠવી પડે, એવા દેશોમાં હું ફર્યો; તોપણ કાંઈ લાભ થયો નહીં. જાતિઅભિમાન અને કુલાભિમાન જે સાચવવાં જેવાં છે; તેને તજીને, કરેલી સેવા નિષ્ફળ ગઈ. પારકે ઘેર માનરહિત, અને રખે મને કોઇ મ્હેણું મારશે, એવી શંકાથી કાગડાની માફક શંકાશીલ રહીને, મેં પેટ ભર્યું; તોપણ પાપ કર્મમાં પ્રીતિવાળી-પાપકર્મમાં દોરનારી-એવી હે તૃષ્ણા ! તું સંતોષ પામતી નથી; પણ ઉલટી વૃદ્ધિ પામતી જાય છે. (૫).

---

કરવાના હેતુથી. क्षितितलं उत्खातं-પૃથ્વિને ખોદી નાખી. गिरेः धातवः ध्माताः-પર્વતમાંથી નીકળેલી ધાતુઓને ગાળી નાખી. सरितां पतिः निस्तीर्णः-નદિઓના પતિ એટલે સમુદ્રને પણ ખેડયો-ખેડીને સામે કાંઠે વેપાર કરવા ગયો. यत्नेन नृपतयः संतोषिताः-ઘણી કાળજીથી રાજાઓની સેવા કરી તેમને સંતોષ્યા. मन्त्रस्य आराधने तत्परं तेन-मंत्राराधनतत्परेण मनसा-મંત્રનું આરાધન કરવામાં તત્પર કરેલા મનથી. स्मशाने निशाः नीताः-સ્મશાનમાં રાત્રિઓ પસાર કરી. काणश्चासौ वराटकश्च काणवराटकः-કાણી કોડી અગર ફુટી બદામ अपि-પણ. मया न प्राप्तः-મારાથી મેળવી શકાઈ નથી. भो तृष्णे अधुना माम् मुंच-હે તૃષ્ણા હવે તું મને છોડી દે.

૫ પદચ્છેદ—अनेकानि दुर्गाणि विषमानि यस्मिन् सः अनेकदुर्गविषमः, तम् अनेकदुर्गविषमं, अनेकदुर्गविषमं देशं भ्रांतं-ઘણાં દુઃખો અને મુશ્કેલીઓવાળા દેશમાં ફરવું તે. प्राप्तं न किंचित् फलं-કાંઇ લાભ થયો નહિં. उचितं जातिकुलाभिमानं त्यक्त्वा-સાચવવા યોગ્ય જાતિ અભિમાન અને કુલાભિમાનને તજીને. कृता सेवा-કરેલી સેવા. निष्फला (गता)-નિષ્ફળ (ગઈ) काकवत् आशंकया-કાગડો ખાય ખરો, પણ રખે કોઈ મારશે, એવી શંકાથી ડરતો રહે છે; તેમ રખે મને કોઇ મહેણું મારશે, એવી શંકાથી મેં. परगृहेषु-પારકા ઘરમાં. मानविवर्जितं (भोजनं) भुक्तं-માનરહિત થઇને ભોજન કર્યું अद्यापि-તોપણ હજી. पापकर्मणि निरता (प्रीतिवाळी) पापकर्मनिरता तत् संबुद्धौ-हे पापकर्मनिरते इति हे तृष्णे-પાપકર્મમાં પ્રીતિવાળી-પાપકર્મમાં દોરનારી હે તૃષ્ણા ! (त्वं) न संतुष्यसि-તું સંતોષ પામતી નથી; પણ ઉલટી जृंभसि-વૃદ્ધિ પામતી જાય છે.

૪-૫ વિવેચન—

અનેક કષ્ટ વેઠીને અનેક પ્રયત્નો કર્યા; ધન, દોલતને દિકરા મળ્યા; પણ અંતકાળ વખતે કોઈ કામ આવ્યું નહીં. જે સાધવાનું હતું-જેને માટે આ દેહ લીધો હતો; તે કામ રહી ગયું. શેઠ મુંબઇ ગયા માલ લેવા. મુંબઇની (પારકી) મોજમજામાં પોતાનું કામ ભૂલી ગયા. નવમે દહાડે ઘેર આવવા નીકળ્યા; ત્યારે સ્ટેશન ઉપર યાદ આવ્યું કે-મેં માલ કેમ ન લીધો ? ખીસ્સાં તપાસે; ત્યા ખીસ્સા ખાલી. ગાંઠની મુડી પણ કોઈ લઇ ગયું. ભાઇબંધ દોસ્તદાર પાસે માગી ભીખીને, માંડમાંડ ટીકીટ લઇ, શેઠ ઘેર આવ્યા. જગતમાં રહીને મહેનત ઘણી કરી; પણ ફુશકા ખાંડતા દીવેલ ખૂટયું.

તૃષ્ણાએ કોને ખુવાર કર્યા નથી !—તોપણ. તૃષ્ણા બે પ્રકારની છે-લૌકિક સુખ માટે તીવ્ર જીજ્ઞાસા થાય તે પણ તૃષ્ણા; અને આત્મિક સુખ માટે તીવ્ર જીજ્ઞાસા થાય; તે પણ તૃષ્ણા. પ્રથમની તૃષ્ણા જીવનું બગાડી નાંખે; અને બીજા પ્રકારની તૃષ્ણા, જીવનું સુધારી દે. બેઉ પ્રકારની તૃષ્ણા માટે તનતોડ મહેનત કરવી પડે.

વિવેક—સારૂં ખોટું જોવા જેટલું જે જ્ઞાન-તે વિવેક. તેથી દરેક કાર્યમાં વિવેકને પ્રથમ પદ. લૌકિક વ્યવહારમા પણ વિવેક, અને આત્મિક સાધનોમાં પણ વિવેક. વિવેક પહેલે નંબરે બેસે. દુરબીન દુરની વસ્તુ દેખાડે; તેમ વિવેક જીવનના ભવિષ્યના રંગ ચીતરી આપે જીવનના સાચા સુખ માટે, શું કરવા જેવું; અને શું ન કરવા જેવું, તે વિવેક બતાવી શકે.

'શું કરીએ સંસારમાં બેઠા છઇએ; તે તૃષ્ણા પણ રાખવી જોઇએ'; એમ કહેનારા ઘણા છે; અને તે ઠીક છે; પણ તે કયા સુધી ! પચાવને પણ દિશા બદલવી નહીં ! પેન-શન લઈને પણ, નથુભાઈને ત્યા નામું માડવા રહેવુ ! આખો દિવસ લૌકિક તૃષ્ણામાં કુટાઇ મરવું ! આખા દિવસના બે ત્રણ કલાક પણ, અલૌકિક તૃષ્ણાને તૃપ્ત કરવા, ન ગાળવા ! ગમે એવી ઉત્તમ નોકરી હોય; પણ તે નોકરી છે-પરતંત્રતા છે-જીવનના વિકાસને અટકાવનારી છે. પશુ જીંદગીભર પરતંત્ર રહેવા બંધાયો છે-મનુષ્ય નહીં. મનુષ્યને સ્વતંત્રતા-ની ખુલ્લી હવાની ખાસ જરૂર છે. આત્મિક સુખનો આનંદ અને વૈરાગ્યનો વૈભવ, મનુષ્ય માટે છે; પશુ માટે નથી. લૌકિક ઋણથી પુત્રાદિ મુક્ત કરશે; પણ અલૌકિક ઋણથી મુક્ત કરનાર તમે પોતેજ છો. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

प्रवृत्तिं च निवृत्तिं च, जना न विदुरासुराः ॥

પ્રવૃત્તિનો અને નિવૃત્તિનો અર્થ ન જાણે, તે અસુરો ગણાય છે.

ઉગતા રોગને દબાવવા પગલા લેવાં જોઇએ; તેમ ઉગતી લૌકિક તૃષ્ણાઓને દબાવવા મુમુક્ષુઓએ પગલાં લેવા જોઇએ.

નોકરી સંબંધી હવે કહે છે તે સાભળો—

शिखरिणीवृत्तं—

खलोल्लापाः सोढाः, कथमपि तदाराधनपरैः ।
निगृह्यान्तर्बाष्पं, हसितमपि शून्येन मनसा ॥

कृतश्चित्तस्तम्भः, प्रतिहतधियामंजलिरपि ।
त्वमाशे मोघाशे, किमपरमतो नर्तयसि माम् ॥ ६ ॥

અર્થ—ખળ પુરૂષોની સેવામા તત્પર રહેતા, તેમના ઠપકા સહન કર્યા તેમના ઠપકાથી (કદિ) આસુ આવી ગયા, પણ તે આસુને અંદર રોકી રાખીને, અગર લુછી નાખીને, તેઓએ કરેલી મશ્કરીને શૂન્ય મનથી સહન કરી અંત કરણને વારી રાખીને, તે મૂર્ખાઓને પ્રણામ (સલામ) પણ કર્યા, તોપણ તું કે જે નિષ્ફળ નીવડી છો, એવી હે આશા ! હજી પણ મને કેમ નચાવે છે ? (હવે તો મને બેસવા દે એ ભાવ છે) [૬]

૬ વિવેચન—

સોએ નેવુ ટકા શેઠ વાંકા, મુરખા અને સ્વાર્થી. અમલદાર પામે પાનકો અમલ હોય છે, તો પણ તે અમલદાર પ્રભુકૃપા થઇ હોય, તોજ તે સમજી શકે–કે 'નોકર પણ મનુષ્ય છે તે આપણે ઘેર નોકર, પણ તેમના માબાપના લાડકા પુત્રો છે, તેમની સ્ત્રીના વહાલા પતિ છે, અને તેમના બાળકોના પિતા છે શેઠોના અને અમલદારોના ત્રાસને ઉથલાવી નાખવા માટે, ક્રાંતિકારો પ્રગટયા ત્રાસ વર્તાવનારા રાજાઓને પણ, તેમણે ગટરમા ફેંકી દીધા 'રાજ મારા બાપનું છ,' એમ કહેનારા રાજાઓને સાબીત કરી આપ્યુ કે–રાજ કરતા આવડે, તોજ રાજ તારા બાપનું છે, નહિં તો પુછી આવ–વડોદરાના મલ્હારરાવને, અને ઈંદોરના તુકોજીરાવને. અત્યારે તો આવા પદભ્રષ્ટ થએના રાજાઓ ઘણા છે

આ તો શેઠોની વાત કરી, અને રાજાઓની વાત કરી, પણ હવે નોકરોની વાત કરીએ, તે સાભળો આજીવિકા માટે નોકરી કરવી પડે, તો કરવી, છુટકો નથી પણ દરેક ઠેકાણે વિવેક ઉભો છે તેની દોસ્તી કરવી નોકરોએ વિદ્યાભ્યાસ કરીને, પોતાના મનને શણગારવુ જોઈએ કારણ કે નોકર એટલે કોઇ પશુ નહિ, પણ મનુષ્ય શેઠે જે વાત એકવાર કરી હોય, તેમા વારવાર ભૂલ કરવી નહી કદિ ભૂલ થઇ જાય, તો નમ્રતાથી અને નિડરતાથી ભૂલ કબુલવી, પણ શેઠને ઠગવા નહી અને ત્યા સુધી શેઠના વાંકમાં આવવુ નહી, એમ છતા, શેઠ સ્વાપણુને કચરી નાખવા માગતો હોય, તો ધીમેથી–સંભાળથી–તેને તજી દેવો

૬ પદચ્છેદ—तेषां आराधने परा અથવા तत्परा तदाराधनपरा इति तदाराधनपरै–અમે કે જેઓ ખળોની સેવામા તત્પર હતા તેઓથી खलानाम् उल्लपा (ઠપકા-કડવા વચનો) खलोल्लापा –ખળ પુરૂષોના ઠપકા અગર કડવા વચનો सोढा –સહન કરાયા છે बाष्प अर्तं निगृह्य–આખમા આવતા આસુઓને અંદર રોકીને हसितम् अपि शून्येन मनसा सोढं–તેઓના હાસ્યોને પણ–તેઓથી થતી મશ્કરીને પણ–શૂન્ય મનથી અમે સહન કરી છે प्रतिहता धी येषाम् ते प्रतिहतधिय, तेषां प्रतिहतधियाम्–મૂર્ખાઓને–બુદ્ધિહીણ પુરૂષોને कृत चित्तस्तम्भ અંત કરણને વારી રાખીને. अंजलि अपि कृत –પ્રણામ પણ કર્યા त्वम् मोघाशे इति हे आशे !–તું કે જે નિષ્ફળ નીવડી છે તે હે આશા ! अत परं–હજીપણ माम् किं नर्तयसि–મને કેમ નચાવે છે ?

નોકરીમા ગમે એટલો ફાયદો હોય, પણ જો શેઠ આપણને ખાવા પીવાની રજા ન આપતો હોય, તો તે નોકરી આપણે તજી દેવી પડે છે. તે પ્રમાણે જે નોકરીમા હમેશા અમુક વખત આત્મિકવિકાસની અનુકુળતા ન હોય, તે નોકરી પણ, તજી દેવી જોઈએ. શાસ્ત્રોએ નોકરને શુદ્ર ગણ્યા છે, માટે જેમને ખાવા પીવાની અનુકૂળતા હોય, તેમણે તૃષ્ણાનો ત્યાગ કરી, જે છે તેમા સંતોષ માની, નોકર મટી જવુ

સેવામાં મેવા—સેવા અધમ છતા તેમા મેવા–ત્રણો કાળ નોકરી કર્યા પછી, વુલ્ઝીને લાગ્યુ કે–' Had I served my God, as dilligently as I served my king, he would not have forgotten me in my gray hair '—'જેટલી ખતથી મે મારા રાજાની નોકરી કરી, તેટલી ખતથી, જો પ્રભુની નોકરી કરી હોત, તો પ્રભુ મને મારા ઘડપણમા વીસારત નહીં કાળા માથાના લૌકિક માનવીઓ ભયકર સ્વાર્થી' હોય છે કૃપાળુ તો કૃષ્ણ, અને કૃષ્ણના ભકતો–સંતો–જ્ઞાનીઓ શબરીએ મતંગની સેવા કરી, સેવાનો બદલો દેવા, શ્રીરામને શબરીના આશ્રમમા પધારવુ પડ્યુ. દેવહુતીએ કર્દમની સેવા કરી કપિલ ભગવાન્ પુત્રરૂપે પ્રગટયા હનુમાને શ્રીરામની સેવા કરી, કપિરૂપે પણ દેવ બન્યા તાત્પર્ય–ભગવાન્ અને ભગવાનના ભકતોની સેવા અમોલી છે–સેવા કરતા વધી પડે એવી છે. મુમુક્ષુઓએ યાદ રાખવુ કે–પહેલી સેવા, અને પછી–કથા વાર્તા, દેવ દર્શન યાત્રા વિગેરે. સેવા કરવી તે ઉંચા પ્રકારનું તપ છે સેવાથી રીઝેલા સંત, પોતાનુ હૈયુ ખોલીને વાત કરે છે. તેમા એટલી વાત યાદ રાખવી કે–મંદિરમા સેવા કરનારી બાઇઓ અગર ભાઇઓ, મંદિરમા કથા થતી હોય, તે વખતે–ખાડે, ઝાટકે અગર સેવાને બ્હાને, એવી બીજી ગડમડ કરે, તે કથાનું અને કથામા રહેલા કૃષ્ણનું અપમાન કરે છે.

જગતને ઘણો બોધ કરીએ, પણ જગત્ ગાડુ બન્યુ છે, એમ હવે કહે છે કે—
शार्दूलविक्रीडितवृत्त.

आदित्यस्य गतागतैरहरहः, संक्षीयते जीवितं ।
व्यापारैर्बहुकार्यभारगुरुभिः, कालो न विज्ञायते ॥
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं, त्रासश्च नोत्पद्यते ।
पीत्वा मोहमयीं प्रमादमदिरा-मुन्मत्तभूतं जगत् ॥ ७ ॥

અર્થ—સૂર્ય ઉગે છે, અને આથમે છે, રાત દિવસ ચાલ્યા જાય છે. તેની સાથે (મનુષ્યનુ) આયુષ્ય પણ ક્ષીણુ થતું જાય છે મોટા મોટા કાર્યોમા ગુથાતા, કાળ

૭ પદચ્છેદ —आदित्यस्य गते आगते च–સૂર્યના ઉગવાથી અને આથમવાથી अहरह जीवित–દીન પ્રતિદીન આયુષ્ય सक्षीयते–ઓછુ થાય છે बहुकार्याणाम् भार बहुकार्यभार, तेन गुरव बहुकार्यभारगुरव तै बहुकार्यभारगुरुभि, बहुकार्यभारगुरुभि व्यापारै–મોટા મોટા અનેક કાર્યોમા ગુથાતા काल नं विज्ञायते–'કાળ કયા ગયો' તેની સમજણ પડતી નથી जन्मजराविपत्तिमरण दृष्ट्वा–જન્મ, વૃદ્ધાવસ્થા, આપત્તિઓ તથા મરણને દેખ્યા च–છતા त्रास न उत्पद्यते–ભય લાગતો નથી• (તેનું કારણ એ છે કે–) मोहमयीं प्रमादमदिरा पीत्वा–મોહમય પ્રમાદરૂપી મદિરાનું પાન કરીને जगत् उन्मत्तभूत–જગત્ ગાડુ બન્યુ છે.

ક્યાં ગયો તેની સમજણ પડી નહીં. (જોત જોતામાં વૃદ્ધાવસ્થા આવી ગઈ; લોકો 'ડોસો-ડોસો' કહેવા લાગ્યાં; ત્યારે ખબર પડી કે-હું હવે ડોસો બન્યો.) (જગતમાં અનેક ઠેકાણે) જન્મ, વૃદ્ધાવસ્થા, આપત્તિઓ તથા મરણને દેખ્યાં; તોપણ ત્રાસ ઉત્પન્ન થયો નહીં. (ત્યારે મને તો એમજ જણાય છે કે-)મોહમય પ્રમાદમદિરાનું પાન કરીને આખું જગત્ ઉન્મત્ત-ગાંડું-બની ગયું છે. (૭)

૭ વિવેચન—

ગાડાની હોસ્પિટાલ અને તેમા કર્યા દીવા-ગાંડાની હોસ્પિટાલમા દીવા કર્યા હોય; તો દીવા દેખીને ગાડા કુદાકુદ કરે. એક વખત ગાંડાની હોસ્પિટાલમા આગ થઈ. ગાડા કુદાકુદ કરે. મ્યુનીસીપાલીટી વાળા દોડયા આવ્યા. ગાંડાઓને આગમાથી બહાર નીકળી આવવા મ્યુ. વાળાઓએ ઘણા સમજાવ્યા; પણ ગાંડાઓએ માન્યું નહીં. જેમ જેમ અગ્નિ વધી, તેમ ગાડાઓનું તોફાન વધ્યું. મ્યુની. વાળાઓએ માંડ માંડ બે પાંચ ગાડાને પકડીને, ખેંચી કાઢયા તે બચ્યા-બાકી બધા ગાડા, અગ્નિમા સ્વાહા થઇ ગયા.

આ સંસારમા પણ, જીવો વિષયો તરફ અનાયાસે દોડયા જાય; અને તેમને વિષયો મળ્યા-એટલે-સ્ત્રી પુત્ર ધનાદિના સુખ સામા આવ્યા. તે દેખીને તે (ગાડા) કુદવા લાગ્યા. મ્યુ. ના નોકરો રૂપી સંતોએ, તેમાથી બહાર નીકળી આવવા, તેમને ઘણા સમજાવ્યા; પણ ગાંઠે કોણ! ગાડાઓ તો ઉલટા સંતની મશ્કરી કરવા લાગ્યા. તોપણ કૃપાળુ સંતોએ બેપાચ જીવોને પકડી લીધા-બચાવી લીધા. બાકી બધા સંસાર રેંટમા ફરતા રહ્યા. દેવાનંદ સ્વામીએ કહ્યું છે કે—

પદ

ધન દોલત નારીને ઘણા દિકરારે; (૨)
ખેતીવાડી ઘોડીને ઘરબાર-તેમા ભૂલી ગયો ભગવાનનેરે.
મેડી મંદીર ઝરૂખાને માળીયારે, (૨)
સુખદાયક સુંદર સેજ-તેમા ભૂલી૦
ગાદિ તકિયાને ગાલ મશુરીયારે; (૨)
અતિ આડ કરે છે એજ—તેમા ભૂલી૦
નીચી કાધ કરીને નમતો નથીરે; (૨)
એવું સાધુ સંગાતે અભિમાન—તેમા ભૂલી૦
મરમાળી મોહનની મૂરતિરે; (૨)
તેની સાથે ન લાગેલ તાન—તેમાં ભૂલી૦
પાપ અનેક જન્મના આવી મળ્યારે; (૨)
તારી અતિ મલીન થઈ મંદ—તેમા ભૂલી૦
દેવાનંદના વ્હાલાને વિસરી ગયોરે, (૨)
તારે પડયો ગળે જમફંદ—તેમાં ભૂલી૦

નિશાબાજ પુરૂષ ઘોરી રસ્તે, નગ્ન-નાગો નાગો-ચાલ્યો આવે; તોપણ તેને કાંઇ નથી. વસ્ત્ર ક્યારે અને ક્યા પડી ગયું-તેની તેને ખબર પણ ન હોય. તેમ ઉછાછળો ધનવાન્ ગમે તેમ બકે, અને ગમેતેમ વર્તે. જેમ નિશો સદાય રહેતો નથી; તેમ અજ્ઞાન-માયાનો કેફ-સદા

રહેતો નથી. લમણામાં વાગે છે—કાંઇક આપત્તિઓ આવી પડે છે; આપત્તિઓ નહિં તો છેવટે—મોત આવી પડે છે; ત્યારે માયાનો કેફ ઉતરી જાય છે. ત્યારે મુખે ભગવાનનાં નામ દોડયાં આવે છે. માયાના ફંદમાં રમનારા નાસ્તીકો દયાને પાત્ર છે. તેથી જ્યારે તેઓને જરૂર પડે; ત્યારે જરૂર તેમને જ્ઞાનની પ્રસાદી આપવી.

જન્માદિ દુઃખો જોઈ ને, ત્રાસ પણ ઉપજતો નથી—અત્યારે પણ આવા અનેક છે. આભડવા નીકળ્યા હોય; પણ ચા પીવા હૉટલમાં રોકાય. મડદુ બળતુ હોય; તેની સામે બેસીને બીડીયો ફુંકે, ચા પીએ; ઠઠ્ઠા મશ્કરી કરે વિગેરે. મડદું ઉપાડે; તે વખતે પણ દોડાદોડ. 'આપણો પણ એક દહાડો આવશે,' એવો જરા પણ ખ્યાલ, જેમને નહીં; તેમને ત્રાસ ક્યાંથી હોય !

ડાહ્યા પુરૂષોને માગણી કરવી ગમતી નથી; તોપણ કુટુંબના મોહને લીધે તેમને લાચાર બનવું પડે છે—

शार्दूलविक्रीडितवृत्त.

दीना दीनमुखैः सदैव शिशुकै–राकृष्टजीर्णाम्बरा ।
क्रोशद्भिः क्षुधितैर्नरैर्न विधुरा, दृश्येत चेद्गेहिनी ॥
याञ्चाभङ्गभयेन गद्गदगलत्–त्रुट्यद्विलीनाक्षरं ।
को देहीति वदेत् स्वदग्धजठर–स्यार्थे मनस्वी जनः ॥८ ॥

અર્થ—ઘણાંજ ગરીબડાં મુખવાળાં બાળકો, અન્ન માટે, જેણીનાં ફાટ્યાં તૂટયાં વસ્ત્રો હમેશાં ખેંચતાં હતાં; તથા ભૂખે મરતા અને પોકાર કરતા પુરૂષોને પણ, અન્ન ન આપી શકવાથી, જે સ્ત્રી ગભરાઈ ગઈ હતી; તે સ્ત્રીને, કદિ દેખી ન હોય; તો કયો ડાહ્યો માણસ, યાચના ભંગ થવાના ભયથી, ગદ્ગદ્ વાણીએ તુટતાં અને પડતાં અક્ષરોથી, પોતાના પાપી પેટને માટે, 'મને દ્યો' એમ કહે. [૮]

૮ પદચ્છેદ—दीनमुखैः शिशुकैः–ઘણાજ ગરીબડાં મુખોવાળા બાળકોથી. सदा પદ–હમેશાં. दीना–રાંક બનેલી એવી જે गेहिनी–સ્ત્રી. आकृष्टानि जीर्णानि अंबराणि यस्याः सा आकृष्टजीर्णाम्बरा (गेहिनी)–જેનાં જુનાં વસ્ત્રો તણાઈ રહ્યાં હતાં તે સ્ત્રી. [क्रोशन्ति इति क्रोशन्तः (રડતા) तैः क्रोशद्भिः] क्रोशद्भिः क्षुधितैः नरैः विधुरा गेहिनी–ભૂખને લીધે રડતા પુરૂષોને અન્ન ન આપી શકવાથી, ગભરાએલી સ્ત્રી. चेत् न दृश्येत–કદિ ન જોવાઈ હોય તો. याञ्चायाः भंगस्य भयेन–याञ्चाभंगभयेन–યાચના ભંગ થવાના ભયથી. गद्गदानि गलंति (પડતા) त्रुटयन्ति (તુટતા) विलीनानि (દીનતાવાળા) अक्षराणि यस्मिन् तत् गद्गदगलत्त्रुटयद्विलीनाक्षरं–ગદ્ગદ્ વાણીએ તુટતાં અને પડતાં અક્ષરોથી. देहि इति–મને દ્યો એવુ. कः मनस्वी जनः–કયો મનસ્વી માણસ स्वदग्धजठरस्यार्थे–પોતાના પાપી પેટને માટે. वेदत्–કહે.

૮ વિવેચન—

રાણા પ્રતાપે પોતાનાં દુઃખનો હિસાબ ન રાખ્યો; પણ જ્યારે તે પોતાના કુટુંબનાં દુઃખને યાદ કરતો; ત્યારે તે વિચારમાં પડતો.

વ્યવહાર અને પરિવાર—ઉંચી કોટિના જીવોને પણ, વ્યવહાર અને પરિવાર, નીચે ખેંચી લાવે છે. માટે મુમુક્ષુઓએ વ્યવહારમાં અને પરિવારમાં જેમ બને તેમ મોહ ઓછો રાખવો જોઈએ; એ ભાવ છે.

દેહ ક્ષણભંગુર છે અને મરણ ડગલા હેઠે છે; માટે જીવે મરણથી વાકેફ રહેવાની અને તેનાથી નિડર રહેવાની જરૂર છે; એમ કહે છે—

शिखरिणीवृत्तम्

निवृत्ता भोगेच्छा, पुरुषबहुमानो विगलितः ।
समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः ॥
शनैर्यष्ट्युत्थानं, घनतिमिररुद्धे च नयने ।
अहो धृष्टः कायस्-तदपि मरणापायचकितः ॥ ९ ॥

અર્થ—ભોગવિલાસની ઇચ્છા નિવૃત્ત થઈ ગઈ; લોકોમાં માન મેળવવાની ઇચ્છા હતી; તે પણ નાશ પામી ગઈ; સમાન વયના હતા; તે ક્યારના દેવલોક પામ્યા; પ્રાણસમાન વ્હાલા સંબંધીઓ હતાં–તે પણ ક્યારનાં મરી ગયાં; ધીમે ધીમે માંડમાંડ લાકડીના ટેકાથી ઉભા થવાય છે; બેઉ આંખે અંધારાં આવી ગયાં છે. એવી દશા થઈ છે; તોપણ આ નીચ દેહ મરણરૂપી નાશથી અજાણ્યો રહે છે. (૯).

૯ વિવેચન—

મુમુક્ષુઓએ વારંવાર પાઠ કરવો કે—

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥ [ગીતાઅ.૨–૨૨.]

અર્થ—મનુષ્ય જેમ જુના વસ્ત્રો તજે છે; અને નવા વસ્ત્રો ધારણ કરે છે; તેમ આત્મા જીર્ણ થએલા દેહને તજીને, નવો દેહ ધારણ કરે છે.

---

૯ પદચ્છેદ—भोगेच्छा निवृत्ता–ભોગો ભોગવવાની ઇચ્છા શાંત થઈ ગઇ છે. पुरुषेषु मध्ये यः बहुमानः सोऽपि विगलितः–લોકોમાં માન મેળવવાની જે ઇચ્છા હતી; તે પણ નાશ પામી છે. અગર જે પ્રતિષ્ઠા હતી, તે પણ કોઇ કારણને લીધે, નાશ પામી છે. समानाः–સમાન વયના. सपदि स्वर्याताः–ક્યારના મરી ગયા છે. અને जीवितसमाः सुहृदः–પ્રાણસમાન વ્હાલા સંબંધીઓ (પણ ક્યારના મરી ગયા છે) शनैः–ધીમે ધીમે માંડમાંડ. यष्टि–લાકડી. यष्ट्या उत्थानं यष्ट्युत्थानं–લાકડીની મદદથી ઉભા થવું તે. घनतिमिररुद्धे च नयने–બેઉ આંખે અંધારા આવી ગયા છે તોપણ–મરણરૂપ નાશથી–ભયથી–धृष्टः कायः–આ નીચ દેહ. मरणरूपेण अपाय तेन चकितः–નવાઇ પામે છે–અજાણ્યો રહે છે.

जातस्य हि ध्रुवो मृत्युर्-ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मादपरिहार्येऽर्थे, न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

આંબે પાન આવ્યું; તે ખરવાનુંજ; તેમ જનમ્યા તે મરવાનાજ. આ વાત સૌ જાણે છે, અને પોતે સાજા નરવા હોય છે; ત્યારે બીજાને બોધ પણ કરે છે: પણ પોતાને મોત આવે છે; ત્યારે તે મોટા વાઘ જેવા હોય; તો પણ બકરી થઈ જાય છે. તેનું કારણ શું છે?-તેનું કારણ એ છે કે-જ્યાં જવું છે; તે ઠેકાણાની પાકે પાયે ઓળખાણ કરી નથી. મુબઈ જવુ હોય; તો ગભરામણ થાય; કારણકે મુમ્બઇ મોટું શહેર; પણ ત્યાં સારી ઓળખાણ હોય; કોઇ ગાડી લઇને સામે આવનારા હોય; તો પછી ગભરામણ થવાને બદલે આનંદ થાય. 'દેહ ક્ષણભંગુર છે,' એમ પાકે પાયે સમજી લઇ, સંતોને અને શાસ્ત્રોને સેવશે. જ્યાં જવું છે; તે સ્થળની ઓળખાણ કરી લેવી જાગતા ઘરમાં ચોર પેસતા નથી. વરસાદ આવે છે ત્યાર પહેલાં, ખેડુ પોતાની જમીન ખેડીને તૈયાર રાખે છે. જે સ્ટેશને માણસને ઉતરવાનું હોય; તે સ્ટેશનની અગાઉના સ્ટેશનથી, માણસ પોતાના લબાચા તૈયાર કરે છે. પછી વિસલ સાંભળીને, બારી આગળ આવીને તે ઉભો રહે છે.

રાગ-હરિગીત

કોને ખબર છે કાલની, ક્ષણમાં જનારો દેહ છે;
એ સિદ્ધાન્ત વિશે તમોને, આજ શું સંદેહ છે?
માટે પરમસુખ પામવાના, કાર્ય કોડે આદરો;
ગઇ પળ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો.
નિદ્રા અને આળસ તજી, જોતા નથી કાં જાગીને ।
સંતાઈ જાશો ક્યાં કહો! યમદૂત આગળ ભાગીને;
નિર્ભય થવા મન હોય તો-કલ્યાણનું સાધન કરો-ગઇ પળ૦
કલ્યાણના ને ઉદયના, સાધન સમગ્ર તૈયાર છે.
હાથે ચડયો હીરો ખુવે, તે મૂર્ખનો સરદાર છે,
અંધા થઇ અમૃત વિસારી, ઝેર શાને સંઘરો! ગઇ પળ૦ [ કેશવકૃતિ ]

મોતનો ભય તો ચિંતામણિ વેશ્યાને લાગ્યો હતો. માતાએ તેણીને કહ્યું-'બેટા! તું જુવાન છે, માટે તારો વેશ્યાનો ધંધો કર; તો તારો વૈભવ કાયમ રહેશે' તેના જવાબમાં ચિંતામણિ બોલી હતી કે— પદ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન મુને કરવા દે—
હે-કૃષ્ણ ભજન મુને કરવા દે—હાં વિષય૦
ધર્મવૃત્તિએ ધરણી ધરનું, ધ્યાન હૃદયથી ધરવા દે (૨)
અભિમાનને અળગ કરી, ભંડાર ભક્તિના ભરવા દે—હાં વિષય૦
હે-કૃષ્ણ ભજન મુને કરવા દે—હાં વિષય૦
[ થવાદો-થવાદો ]—હાં—વિષય૦
નટવર નામનું નાવ મળ્યુ છે—તો ભવસાગર મને તરવા દે. (૨)
નાશવંત આ દેહ ધરીને, (૨) અક્ષય વરને વરવા દે—હાં વિષય૦

• બ્રહ્માએ સૌને આજીવિકા (ભોજન) આપી. તેમાં મનુષ્યને કેવા પ્રકારની આજીવિકા-કેવા પ્રકારનું ભોજન આપ્યુ; તે સાંભળો—

शार्दूलविक्रीडितवृत्तं—

हिंसाशून्यमयत्नलभ्यमशनं, धात्रा मरुत्कल्पितं ।
व्यालानां पशवस्तृणांकुरभुजः, सृष्टाः स्थलीशायिनः ॥
संसारार्णवलंघनक्षमधियां, वृत्तिः कृता सा नृणां ।
यामन्वेषयतां प्रयान्ति सततं, सर्वे समाप्तिं गुणाः ॥ १० ॥

અર્થ—બ્રહ્માએ સર્પોના ભક્ષણ માટે, હિંસારહિત અને વગર પ્રયત્ને પ્રાપ્ત થાય; એવો પવન બનાવ્યો. પશુઓના ભક્ષણ માટે તૃણ; અને તેમને સુવા માટે પૃથ્વી બનાવી. સંસાર સાગરને તરવામાં જેમની બુદ્ધિ સમર્થ છે; એવાં મનુષ્યો માટે, એવી વૃત્તિ-એવું ભોજન-એવું જ્ઞાનામૃત-બ્રહ્માએ બનાવ્યું છે કે-તે વૃત્તિનો આશ્રય લેનારાં મનુષ્યોના સર્વ ગુણો (માયા) નાશ પામી જાય. [૧૦]

૧૦ વિવેચન—

મનુષ્યને જ્ઞાનામૃતનું પાન કરવાની ભલામણ કરી. જ્ઞાનામૃતનું પાન કરે, તે મનુષ્ય કેવાં ? 'संसारार्णवलंघनक्षमधियां नृणां-સંસાર સાગર તરવાને જેમની પાસે સમર્થ (સૂક્ષ્મ) બુદ્ધિ છે; તે મનુષ્યો. આ બુદ્ધિનો સદુપયોગ કરે તો ? सर्वे गुणाः समाप्तिं प्रयांति —એટલે માયાનો તદન નાશ થાય. બાપે બાળકને રાજેસ્ ચપ્પુ આપ્યું; બાળકે તે ચપ્પુથી પેનસીલ છોલવાને બદલે, પાઘડી કાપી નાખી. તેમ અભાગીયા જીવોએ બુદ્ધિનો ઉપયોગ, પાપ કર્મોમાં કર્યો.

મનુષ્યદેહથી એક અર્થ જો ન સરતો હોય; તો તે માતાને પેટ ભારરૂપ કર્યો-એમ હવે કહે છે—

शार्दूलविक्रीडितवृत्तं—

न ध्यातं पदमीश्वरस्य विधिवत्, संसारविच्छित्तये ।
स्वर्गद्वारकपाटपाटनपटुर्-धर्मोऽपि नोपार्जितः ॥
नारीपीनपयोधरोरुयुगलं, स्वप्नेऽपि नालिङ्गितं ।
मातुः केवलमेव यौवनवन-च्छेदे कुठारा वयम् ॥ ११ ॥

---

૧૦ પદચ્છેદઃ—हिंसाशून्यम्-હિંસાથી રહિત अयत्नलभ्यं-અને વિના પરિશ્રમે મળે તેવો. मरुत् (इति) अशनं-પવનરૂપી આહાર. व्यालानां-સર્પો માટે. धात्रा कल्पितं-બ્રહ્માથી રચાયો છે. पशवः तृणांकुरभुज सृष्टाः-પશુઓનાં ભક્ષણ માટે ખડ બનાવ્યું છે. स्थलीशायिनः-તેઓને સુવા માટે પૃથ્વી બનાવી છે संसारार्णवः-(સંસાર રૂપ સમુદ્ર) तस्य लंघने क्षमा (સમર્થ) धीः येषां तेषां नृणां-તેને તરી જવામાં જેઓની બુદ્ધિ સમર્થ છે એવા મનુષ્યોને માટે. सा वृत्तिः कृता-સહજે ધરૂપી-જ્ઞાનરૂપી એવી ગોઠવણ કરી છે કે. याम् सततं अन्वेषयतां-જેનો સદા આશ્રય લેનારાં મનુષ્યોના. सर्वे गुणा-સર્વ ગુણો. समाप्तिं प्रयान्ति-નાશ પામી જાય છે-ક્ષય થાય છે.

૧૧ પદચ્છેદ—संसारविच्छित्तये-સંસારના નાશ માટે એટલે જન્મ મરણના

અર્થ—આ સંસારમાંથી છુટવા માટે (મોક્ષ માટે), ઇશ્વરના ચરણનું ધ્યાન, વિધિ પ્રમાણે ધરાયું નથી. સ્વર્ગના દ્વાર ઉઘાડવા સમર્થ થાય; એવાં સકામ કર્મ પણ, મેં કર્યા નથી. સ્ત્રીના અતિપુષ્ટ સ્તનની જોડ, અને તેવીજ (સુંદર) સાથળની જોડ, મેં ભોગવી નથી. એટલે એવાં ઉત્તમ વિષયસુખ પણ મેં કદિ ભોગવ્યાં નથી. ત્યારે અમને તો એમજ લાગે છે કે–માતાના યૌવનરૂપી વનને કાપનારા કુહાડારૂપજ અમેબન્યા–નીવડયા. તાત્પર્ય–અમે અવતરીને કાંઇ કર્યું નહીં [૧૧]

૧૧ વિવેચન—

સંસારનાં સુખની મધલાળ ઘણી લાંબી છે. આ લાળમાં કેટલાએક જુવાન વાંઢા, વૃદ્ધ વાંઢા બની ગયા; તોપણ સંતોષ માનીને, શ્રીહરિ તરફ વળ્યા નહીં. ધનને માટે વલખાં મારનારા પુરૂષો જુવાન મટીને બુઢ્ઢા બની ગયા; પણ તેમણે જીવનનું સુકાન બદલ્યું નહીં. ચપળ મનુષ્યોએ જીવનની તમામ બાબતોનો વિચાર કરીને, જો તેમાં કસ ન હોય; તો અવશ્ય તેને તજીને, શ્રી હરિને સન્મુખ થઈ જવું. અનેક દુઃખનો સાગર એવો જે સંસાર, તે સંસારમાથી મુક્ત કરાવે, એવું ઇશ્વરનું પદ છે. તે પદનું વિધિ પ્રમાણે ધ્યાન ધરવું.

તાત્પર્ય–ઉંચા પ્રકારના સકામ કર્મ કરીને, સ્વર્ગ લોકના સુખ માટે પ્રયત્ન કરવો. તે ન બને તો, આ લોકમા સુંદર સ્ત્રી સાથે વિષય સુખ ભોગવવા; તે પણ ન બની શકે; તો અવશ્ય શ્રીહરિને શરણે રહેવું; પણ માતાની કુખે ભારરૂપ થવુ નહીં.

ઉપલી વાત કદિ નહિ માનો તો—

उपजातिवृत्तं—

भोगा न भुक्ता वयमेव भुक्तास्–तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव यातास्–तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥१२॥

અર્થ—ભોગ ભોગવાયા નહીં; પણ અમેજ (કાળથી) ભોગવાઈ ગયા.

---

ભયમાંથી મુક્ત થવા માટે. ईश्वरस्य पदं विधिवत् न ध्यातं–ઇશ્વરના ચરણનું ધ્યાન વિધિ પ્રમાણેધરાયું નથી. स्वर्गद्वारकपाटपाटने पटुः (સમર્થ) इति धर्मः–સ્વર્ગના બારણા ઉઘાડવામાં સમર્થ થઇ શકે, એવો પરમ ધર્મ. न उपार्जितः–પાળ્યો નથી. नार्याः पीनयोः पयोधरयोः युगलं–સ્ત્રીના અતિ પુષ્ટ સ્તનની જોડ. तादृशयोः ऊर्वोः च युगलं–તે પ્રમાણે સ્ત્રીના સાથળની જોડને. स्वप्नेऽपि न आलिंगितं–સ્વપ્નામા પણ ભોગવ્યાં નથી. केवलं एव वयं–તેથી અમે તો માત્ર. मातुः यौवनवनच्छेदे–માતાના યૌવનરૂપી વનને છેદવામા. कुठाराः–કુવાડા રૂપ બન્યા.

૧૨ પદચ્છેદ—भोगाः न भुक्ताः–ભોગો ભોગવાયા નથી. वयं एव भुक्ताः–અમેજ ભોગવાયા છીએ तपः न तप्तं–તપ કરાયું નથી. वयं एव तप्ताः–અમેજ તપાવાયા છીએ. कालः न यातः–વખત ગયો નથી. वयम् एव याताः–અમેજ ગયા છીએ. तृष्णा न जीर्णा–તૃષ્ણા જીર્ણ (ઘરડી) થઇ નથી. वयम् एव जीर्णाः–અમેજ ઘરડા થયા છીએ.

એટલે સંસારમાં કુટાઈ કુટાઈને અશક્ત બની ગયા. તપ કરાયું નહીં; પણ અમે (સંસારના દુઃખોથી) તવાઈ ગયા. વખત ગયો નહીં; પણ અમેજ ગયા; એટલે ઘરડા ખખ્ખ બની ગયા. આ પ્રમાણે અમે જીર્ણ થઈ ગયા; તોપણ તૃષ્ણા જીર્ણ થઇ નહિં. (૧૨)

૧૨ વિવેચન—

'તૃષ્ણા' એજ વાસના, અને વાસના એજ 'સંસ્કાર.' તૃષ્ણા રૂપી મેલ કાઢવા માટે, સંસારરૂપી નવાણ, મનુષ્યરૂપી ધોબી, સત્સંગરૂપી જળ, સત્કર્મ અને સદ્વિચારરૂપી સાબુ. તૃષ્ણારૂપી ભયંકર રોગનો નાશ, સત્સંગ વિના થઈ શકે એમ નથી.

મુનિયોએ માનેલાં કલ્યાણના કર્મ, વિષયી મનુષ્યો પણ કરે છે; પણ તેમને તેવું ફળ મળતું નથી; એમ હવે કહે છે—

शार्दूलविक्रीडितवृत्तम्—

क्षान्तं न क्षमया गृहोचितसुखं, त्यक्तं न संतोषतः ।
सोढा दुःसहशीतवाततपनाः, क्लेशान्न तप्तं तपः ॥
ध्यातं वित्तमहर्निशं नियमित–प्राणैर्न शंभोः पदं ।
तत्तत्कर्म कृतं यदेव मुनिभिस्–तैस्तैः फलैर्वञ्चिताः ॥१३॥

અર્થ—ક્ષમાના (ઉદાર) ગુણથી, અમે કોઇને ક્ષમા કરી નથી. (એટલે–સામાથી દબાઇને–ડરી જઇને, અમે કોઇને ક્ષમા કરી છે. એટલે—' અશક્તિમાન્ ભવેત્ સાધુ,' એ ન્યાયે, અમે ક્ષમા કરી છે.) ઘરમાં ભોગવવા યોગ્ય સુખોનો અમે ત્યાગ કર્યો છે; પણ સંતોષથી નહીં. (એટલે–કજીયો કરીને રીસાણા, ત્યારે એકાદશી કરી; સ્ત્રીનાં કડવાં વેણ સાંભળી, તેણીનો ત્યાગ કરી, બ્રહ્મચર્યવ્રત પાળ્યું–વિગેરે–વિગેરે.) સહન ન થઈ શકે એવા ટાઢ, વાયુ અને તાપ અમે સહન કર્યાં; પણ કલેશને બ્હાને સહન કર્યાં; તપને બ્હાને નહીં. (એટલે–દીકરાની સાથે કજીયો થયો, તેથી ત્રણ માસ ડાકોર રહ્યા–ઠંડે પાણીએ સ્નાન, કામળા ઉપર શયન, પગમાં પગરખું નહીં, એક વખત જેવું તેવું ભોજન વિગેરે–વિગેરે.) સદા ધનનું ધ્યાન ધર્યું; પણ પ્રાણાયામાદિ ક્રિયાઓથી, સદાશિવના ચરણનું ધ્યાન

૧૩ પદચ્છેદ—क्षमया न क्षान्तं–ક્ષમાના ગુણથી અમે ક્ષમા આપી નથી–પણ દબાઇને કોઇનો અપરાધ અમે સહન કર્યો છે. गृहोचितसुखं त्यक्तं–ઘરમાં ભોગવવા લાયક સુખનો ત્યાગ કર્યો. संतोषतः न–પણ સંતોષથી ત્યાગ કર્યો નથી. दुःसहशीतवाततपनाः–દુઃખેથી સહન થાય એવી ટાઢ વાયુ અને તડકો. क्लेशान् सोढाः–સંસારના ક્લેશોના કારણથી સહન કર્યાં. तपः न तप्तं–પણ તપ કર્યું નહિ अहर्निशं वित्तं ध्यातं–સદા ધનનું ધ્યાન ધર્યું नियमितप्राणैः शंभोः पदं न ध्यातं–પણ પ્રાણાયામ વિગેરે ક્રિયાઓથી સદાશિવના ચરણનું ધ્યાન ધર્યું નહીં. मुनिभिः यत् यत् कर्म कृतं–મુનિઓથી જે જે કર્મો થાય છે. तत् तत् कर्म कृतं–તે તે કર્મ અમારાથી કરાયા. तैः तैः फलैः वंचिताः–પણ તે તે કર્મોથી પ્રાપ્ત થતા ફળો અમોને મળ્યા નથી.

અમે ધર્યુ નહિં. તાત્પર્ય-મુનિયો જે જે કર્મો કરે છે; તે તમામ કર્મો અમે કર્યા; પણ તે કર્મોથી મુનિયોને જે ફળ મળે છે; તે ફળ અમને મળ્યા નહીં. એટલે-અમારો પરિશ્રમ અફળ ગયો. (૧૩)

૧૩ વિવેચન—

સંસારના સુખ પણ દુઃખ વિના પ્રાપ્ત થતા નથી; ત્યારે તે દુઃખ પ્રભુને પામવા, કેમ ન ભોગવવુ-એ ભાવ છે. દુઃખનો પ્રકાર જુદો નથી-હેતુનો પ્રકાર જુદો છે. કર્મના સંબંધમા એક વિદ્વાન કહે છે કે— શાર્દુલવિ૦

मौन स्नानरत फणी पवनभुक्, मेषस्तुपर्णाशनः ।
निराशी खलु चातकः प्रतिदिनं, शेते बिले मूषक ॥
भस्मोद्धुलनतत्परो ननु खरो, ध्यानाधिरूढो बक ।
सर्वे किं न हि यांति, मोक्षपदवीं, भक्तिप्रधानं तपः ॥

અર્થ—કેટલએક એમ કહે છે કે-'સ્નાન કરવાથી ભગવાન મળે,' પણ માછલુ તો જળમાથી બહારજ નીકળતુ નથી, કોઈ એમ કહે કે—'વાયુનો આહાર કરીને રહે, તો પ્રભુ મળે ' પણ સર્પ સદા વાયુનોજ આહાર કરે છે. કોઇ કહે કે—'પાદડા ખાઇને રહેવાથી પ્રભુ મળે ' તો બકરો સદા પાદડા ખાઇનેજ રહે છે. ચાતક જળપાન કરીને રહે છે, ઉદર ગુફા જેવા દરમા રેહે છે, ગધેડો રાખમા આળોટે છે, બગલો જળાશયને પવિત્ર કાંઠે ધ્યાનમા બેસે છે. આ પ્રમાણે આ બધા તપસ્વિ છે, છતા તેમને મોક્ષપદવી કેમ મળતી નથી ? તેના જવાબમા જાણવુ કે—જેમા ભક્તિ મુખ્ય હોય છે; એવુ તે તપ નથી.

હવે તૃષ્ણાનો વિષય ચાલે છે—

अनुष्टुभ्वृत्तम्—

वलिभिर्मुखमाक्रान्तं, पलितैरंकितं शिरः ॥
गात्राणि शिथिलायन्ते, तृष्णैका तरुणायते ॥ १४ ॥

અર્થ—મુખ ઉપર ત્વચા (ચામડી)ની કરચલીયો પડી ગઈ, મસ્તક પળીયાથી છવાઈ ગયુ, ગાત્રો-પ્રત્યેક અંગ-શિથિલ થઈ ગયા (આ સૌ સંસારમાથી પાછા હઠવા તૈયાર થયા) માત્ર તૃષ્ણા એકજ વધતી જાય છે-નવપલ્લવિત બનતી જાય છે. (૧૪)

૧૪ વિવેચન—

શ્રી શંકરાચાર્યે अंग गलितं पलित मुंडं વિગેરે શબ્દે કહીને, ઉપના શ્લોકનો અર્થ કર્યો છે. ગાડીમા જોડેલા ઘોડા અને બળદ સાંજ પડે, ત્યારે ઘર તરફ જવા ઉતાવળ કરે છે. મોતીનો ચારો ચરનારા રાજહંસો અને બીજાં પક્ષીઓ, સાંજ પડતા, ચણની લાલચ

૧૪ પદચ્છેદ—वलिभि मुख आक्रान्तं-ચામડીની કરચલીઓથી મુખ ઘેરાઈ ગયુ છે शिर पलितै अंकित-માથુ ધોળાવાળથી છવાઇ ગયુ છે. गात्राणि शिथिलायन्ते-ગાત્રો શિથિલ થતા જાય છે. एका तृष्णा तरुणायते-માત્ર એક તૃષ્ણા જુવાન બનતી જાય છે-વધતી જાય છે

તજીને, પોતાના માળા ઉપર આવીને બેસે છે. અમુક બંદરે મુકામ કરનારી સ્ટીમરો, બાર- દરીયેથી પોતાનો સ્ટને મરડે છે-દિશા બદલે છે; છતાં સૌને ચાલ્ક આપનારો મનુષ્ય, મરે ત્યા સુધી—

अनेकचित्तविभ्रांता, मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥ १६ ॥
( गीता अ. १६ )

અર્થ—અનેક પ્રકારની ચિંતાથી જેમના ચિત્ત ચકડોળે ચડ્યા રહે છે એવા, મોહ જાળમા ઘેરાઇ ગએલા, ભોગોમા અને પદાર્થોમાં, અતિ આસક્ત થએલા-તે આસુરીલોક, ગંદા ( ભયંકર ) નરકમા પડે છે. (૧૬)

કર્માનુસાર સુખદુ ખ આવે છે

अनुष्टुभ्वृत्तम्—

येनैवाम्बरखण्डेन, संवीतो निशि चन्द्रमाः ।
तेनैव च दिवा भानु-रहो दौर्गत्यमेतयोः ॥ १५ ॥

અર્થ—એના એ આકાશથી, ચંદ્રમા રાત્રે વિંટાએલો રહે છે; અને સૂર્ય દિવસે વિંટાએલો રહે છે. ત્યારે આ બેઉની દીનતા તો જુઓ. એટલે બેઉ સમર્થ છતાં, એકજ વસ્ત્રથી ચલાવી લે છે. (૧૫)

૧૫ વિવેચન—

જે વસ્તુ નિયતાએ નિર્માણ કરેલી હોય છે; તેમા સુખદુ ખ માનવુ ઘટતું નથી. નાના મોટા સૌ નિયંતાને આધીન છે. કર્માનુસાર જેવ મળ્યા પછી, ધનવાને પણ જેવ જીવન ખુશી થઇને ભોગવવુ ઘટે છે

शिखरिणीवृत्तम्—

अवश्यं यातारश्-चिरतरमुषित्वापि विषयाः ।
वियोगे को भेदस्-त्यजति न जनो यत्स्वयममून् ॥
व्रजन्तः स्वातन्त्र्या-दतुलपरितापाय मनसः ।
स्वयं त्यक्ता ह्येते, शमसुखमनन्तं विदधति ॥ १६ ॥

---

૧૫ પદચ્છેદ—येन एव अंबरखण्डेन-એના એ આકાશથીજ चंद्रमा निशि संवीत -ચંદ્રમા રાત્રે વિંટાએલો હતો. तेन एव-તેનાથીજ. भानु दिवा-સૂર્ય દિવસે વિંટાએલો હતો अहो एतयो. दौर्गत्यं-અહો ! આ બેઉની દીનતા તો જુઓ કારણ કે-તેઓ એકજ અમ્બરથી (વસ્ત્રથી) ચલાવી લેછે.

૧૬ પદચ્છેદ—यत्-જેકે जन स्वयं अमून् न त्यजति-માણસ પોતાની મેળે આ વિષયોને તજતો નથી अपि-તો પણ विषया. चिरम् उषित्वा-વિષયો ઘણો વખત રહીને. अवश्यं यातार -જરૂર જવાના છે. वियोगे क भेद -વિષયોને આપણે આપણી ઇચ્છાથી તજી દેશ, અને વિષયો આપણને તજી દે, તે બે બાબતમાં કયો ભેદ છે ? (ત્યાગમા ભેદ નથી, પણ તેથી થતા સુખ દુ ખમા ભેદ છે.) स्वातन्त्र्यात् व्रजन्त -પોતાની મેળેએ ચાલ્યા જતા વિષયો मनस अतुलपरितापाय-મનમા મોટો તાપ પેદા કરે છે स्वयं

અર્થ—માણુસ પોતાની મેળે વિષયો તજી શકતો નથી; તોપણ તે વિષયો ઘણો કાળ રહીને, આલ્યાજ જાય છે. (એટલે ભોગવનારને તજીને, વિષયો ચાલતા થવાનાજ છે; ત્યારે તજવાની બાબતમાં, આ કેવા પ્રકારનો ભેદ! (એટલે વિષયો આપણને તજે તે ઠીક? કે આપણે ખુશીથી વિષયોને તજીએ તે ઠીક? અથવા-વિષયો આપણને તજે; તે પહેલાં આપણે તે વિષયોને તજીએ તો શું ખોટું? હવે તેનો જવાબ પોતેજ આપે છે-] વિષયો પોતાની મેળે ચાલ્યા જાય છે; ત્યારે મનમાં મોટો પરિતાપ પેદા થાય છે; અને મનુષ્ય પોતે પોતાની સમજણથી-પોતાના જ્ઞાનથી-વિષયોને તજી દેછે! ત્યારે તેને અપાર શાંતિરૂપ સુખ પ્રાપ્ત થાય છે. (૧૬)

૧૬ વિવેચન—

'પોતે તજેલા વિષયો, માણસને સુખ આપે છે;' એમ આપણે કહ્યું; પણ વિષયોને તજવા; તે બાઇબોદીનું કામ નથી. એક બીડી પીનારો, મરદ હોય; તો બીડી તજી શકે; રોતલ હોય; તો દસવાર બીડી મૂકે; અને દસવાર બીડી પીએ. એક સામાન્ય બીડી મનુષ્યને નચાવે છે; ત્યારે શબ્દાદિ વિષયોની વાત શી કરીએ! રાજગાદી ઉપર બેઠા પછી, સુગ્રીવ મોજમજામા પડયો; અને સીતાજીની શોધ કરવાની વાત ભૂલી ગયો. લક્ષ્મણે ધનુષ્યનો ટંકાર કરીને, સુગ્રીવને ગભરાવ્યો. સુગ્રીવે શ્રીરામને શરણે આવીને કહ્યુ કે—

ચોપાઇ—નાથ વિષયસમ મદ કછુ નાહીં, મુનિમન મોહ કરે ક્ષણુ માહી;

× × × × ×

અતિશય પ્રબલ દેવ તવ માયા, છૂટે જબહિ કરહુ તુમ દાયા.

પ્રભુની કૃપા વિના વિષયોનું પૂર શમે એવુ નથી. તેથી વૈરાગ્યની સાથે; પ્રભુની ઉપાસના કરવી જોઇએ. દ્રવ્યની સગવડ હોય; તો પર્વણીએ પર્વણીએ દાન દેવા જોઇએ. એકાદશીએ કોઇને ફરાળ કરાવીને, પછી ફરાળ કરવુ, બારસે અન્નનું દાન દીધા પછી, અન્ન લેવું. વિગેરે-વિગેરે. પુણ્યનો ઉદય થાય; ત્યારેજ જીવ, ગમે તે બ્હાને, વિષયોમાથી પાછો હઠે. તુલસીદાસજીને સ્ત્રીમા ઘણો રાગ હતો. એક ભયંકર રાત્રે સાસરે જઇને, તુલસીદાસજી અરધી રાત્રે, સ્ત્રીને મળ્યા સ્ત્રીએ જાગીને જોયું; તો પતિને દેખ્યા. વાણીના બાણ છૂટ્યા —

ચોપાઈ—ધિગ્ ધિગ્ ધિગ્ તોહિ પ્રાણ પિયારે, ચમ હાડ અતિ નિરસ હમારે,
એમો મન જો લાગત રામે, તો ન્રુધરત તિહરે સબ કામે
નારી વૈન શરસમ ઉર લાગે, પૂરવ સકલ પુણ્ય ફલ જાગે,
તુલસીદાસ કહ માની ગલાની, હે સતિ! હે સતિ! સત્ય તવ બાની.

તે મસધમા કોઇ કવિ કહે છે કે—

[સ્ત્રી કહે છે કે]— પદ.

'જીતનો હેત હમસેંરે પિયાજી, હરિસેં હોત જો ઇતનો રી.
ચલે જાત બૈકુંઠ ધામમેં, ઢાંઢોર દારા તુલસી જાય તો ખરો રી—

---

त्यक्ताः हि एते-પણ જો મનુષ્યે પોતાની સમજણથી વિષયોને તજ્યા હોય, તો તે વિષયો. अनंतं शमसुखं विदधति-શાંતિરૂપી ઘણુ સુખ આપે છે.

રામા-રટે તુલસી—
સીતાહો રામ રામા-ભજો તુલસી.'

(તેના જવાબમા તુલસીદાસજી કહે છે કે—)
તુમ તિરિયા મેરી ધર્મકી બ્હેના, તોહિ મોહિ જ્ઞાન બતાયોરી;
તુલસીદાસ આશા રઘુવરકી, તિરિયાકી સંગે તુલસી, કુબના ગયોરી ગમા-રગે તુલસી
સીતા હો રામ રામા-ભજો તુલસી.'

રાગ-ઉપેંદ્રવજ્રા—

वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षंति पुण्यानि पुरा कृतानी ॥ ९७ ॥ નીતિશતક

[ તે શતકનો ૯૮ મો શ્લોક પણ, આ બાબતને ટેકો આપે છે. ]

કહેવાનો ભાવ એ છે કે—આખો વીચીને સત્કર્મ કરો તેનું પુણ્ય કયાંઈ જશે નહીં.

રાગ-વસંતતિલકાવૃત્તમ્—

भीमं वनं भवति तस्य पुरं प्रधानं, सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा, यस्यास्ति पूर्वसुकृतं विपुलं
नरस्य ॥१०॥ (નીતિશતક)

જે માણસે પૂર્વ જન્મમા પુષ્કળ પુણ્ય કર્યા હોય; તે માણસ માટે ભયંકર વન મોટા નગર જેવું થઇ જાય; સઘળા મનુષ્યો સજ્જન બની જાય; અને આખી પૃથ્વી ઉત્તમ ભંડારથી તથા રત્નથી ભરપુર બની જાય, માટે (સુખની ઇચ્છા વાળા) માણસે, પુણ્યજ કરવુ જોઇએ. (૧૦)

વિવેક વૈરાગ્યનું એકઠું થએલું સુખ કેવુ હોય, તે હવે કહે છે—

शिखरिणीवृत्त—

विवेकव्याकोशे, विकसति शमे शाम्यति तृषा ।
परिष्वङ्गे तुङ्गे, प्रसरतितरां सा परिणतिः ॥
जराजीर्णैश्वर्य-ग्रसनगहनाक्षेपकृपणः ।
स्पृहापात्रं यस्यां, भवति मरुतामप्यधिपतिः ॥ १७ ॥

---

૧૭ પદચ્છેદ—विवेकस्य व्याकोश यस्मिन् स., तस्मिन् विवेकव्याकोशे. —विवेकव्याकोशे शमे—જેમા વિવેકનો વિકાસ છે એવી શાંતિ विकसति सति—ખીલી હોય ત્યારે, ઘણી શાંતિ થઇ હોય ત્યારે. तुंगे तृषापरिष्वंगे शाम्यति सति—અને તૃષ્ણાનું પૂર શાંત પડયું હોય ત્યારે. सा परिणति—તે બેઉ ક્રિયાઓથી પ્રાપ્ત થતું સુખ प्रसरतितरां—ઘણુંજ વધે છે. मरुताम् अधिपति अपि—ઇંદ્ર પણ यस्यां स्पृहापात्रं भवति—જે સુખમાં સ્પૃહા રાખે છે. (હવે ઇંદ્ર કેવો તે સાંભળો.) जराजीर्णैश्वर्य-વૃદ્ધાવસ્થાને લીધે જેનાથી ઐશ્વર્ય ભોગવી શકાતું ન હોય એવો અને ग्रसनगहनाक्षेपकृपण—અને વૃદ્ધાવસ્થામા સારૂં સારૂં ખાવાનું મન થતા, તથા તે ખાતા, ઘરના માણસો બહુ નિંદા કરે તેથી દીન થએલો.

રૂ. નં. ૪ Registered N. B. 1434
શ્રાવણ ૧૯૮૮

અર્થ—જેમાં વિવેકનો વિકાસ થાય છે; એવી શાંતિ (એટલે મૂઢ શાંતિ નહીં—પણ વિવેકથી ભરપૂર શાંતિ.) ખીલી હોય છે—ત્યારે; અને તૃષ્ણાનું પૂર—શાંત પડી ગયું હોય છે ત્યારે; (એટલે વિવેક અને વૈરાગ્ય બેઉ ખીલી નીકળ્યાં હોય છે ત્યારે), તે બેઉ ક્રિયાઓથી પ્રાપ્ત થતું સુખરૂપ પરિણામ, અત્યંત વિસ્તાર પામે છે. વૃદ્ધાવસ્થાને લીધે જેનાથી ઐશ્વર્ય ભોગવી શકાતું ન હોય; અને વૃદ્ધાવસ્થામાં સારૂં સારૂં ખાવાનું મન થતાં, અને તે ખાતાં, પણ તે નહિં પચવાથી લાચાર બની ગએલો ઇંદ્ર (ઇંદ્રના જેવા વૈભવવાળો પુરૂષ) પણ, ઉપર જણાવ્યા સુખમાં સ્પૃહા રાખે છે. (૧૭)

૧૭ વિવેચન—

ઇંદ્ર પણ જેની ઇર્ષ્યા કરે: એવું તે સુખ છે. આ શ્લોકમાં ઇંદ્ર એટલે વૃદ્ધ ધનવાન્ સમજવો. ધનવાન્‌ને વૈરાગ્યવાન્ બનવું અઘરૂં છે; કારણ કે વિષયો ભોગવી શકાય; એવી તમામ સગવડોમાં તે રહે છે. જેની ઇંદ્રિયો વશ નથી: એવો વૃદ્ધ જ્યારે કુઆ્તીને કાળકે ચડે ?; ત્યારે ગભરાય છે. ત્યારે તેને વિવેક અને વૈરાગ્યથી પ્રાપ્ત થતી સ્થિતિ ગમે છે.

વૃદ્ધ—અશક્ત પુરૂષ—જે ઇંદ્રિયોને વશ નથી રાખતો; તેની સ્થીતિ કેવી થાય છે; તે એક કુતરાના દૃષ્ટાંતથી સમજાવે છે—

शिखरिणीवृत्तं—

कृशः काणः खञ्जः, श्रवणरहितः पुच्छविकलः ।
व्रणी पूयक्लिन्नः, कृमिकुलशतैरावृततनुः ॥
क्षुधाक्षामो जीर्णः, पिठरककपालार्पितगलः ।
शुनीमन्वेति श्वा, हतमपि च हन्त्येव मदनः ॥ १८ ॥

અર્થ—દુબળો, કાણો અને લંગડો, બુચો અને બાંડો, તથા જેમાંથી પરૂ વહેતું હોય એવા વ્રણવાળો, દુર્ગંધથી વ્યાપ્ત, હજારો કીડાઓથી ખદબદતા શરીરવાળો, ભૂખથી દુબળો થઈ ગએલો, વૃદ્ધ અને જેના ગળામાં હાંડલીનો કાંઠો ભરાઈ રહ્યો છે એવો કુતરો પણ, (વિહ્વળતી માફક), કુતરીની પાછળ ભમ્યા કરે છે. ત્યારે તો એમજ લાગે છે કે—કામદેવ મરેલાને પણ મારે છે—વૃદ્ધોને અને રોગીઓને પણ, તે પોતાની જાળમાંથી મુક્ત રાખતો નથી. (૧૮)

---

૧૮ પદચ્છેદઃ—कृशः काणः खञ्जः—સુકાઇ ગએલો, કાણો અને લંગડો. श्रवणरहितः पुच्छविकलः—બુચો, બાંડો. व्रणी—પરૂ વહેતાં વ્રણવાળો. पूयः—દુર્ગંધિ. क्लिन्नः—વ્યાપ્ત. पूयक्लिन्नः—દુર્ગંધિથી વ્યાપ્ત. कृमिकुलशतैः आवृततनुः यस्य सः—હજારો કીડાઓથી ઘેરાએલા શરીરવાળો. क्षुधाक्षामः जीर्णः—ભુખથી દુબળો થએલો તથા ઘરડો. पीठरककपाले (માટીની હાંડલીના કાંઠામા) अर्पितं गलं यस्य सः—માટીની હાંડલીના કાંઠામાં જેનું ગળું ભરાઇ રહ્યું છે એવો. श्वा—કુતરો. अपि—પણ. शुनीम् अन्वेति—કુતરીની પાછળ દોડે છે. मदनः हतम् अपि एव हंति—કામદેવ હણાએલાને પણ હણે છે—મુવેલાને મારે છે.

• ૧૮ વિવેચન—

[આ ૧૮ મો શ્લોક શૃંગાર શતકમા ૯૪ મો છે.] અહીં આ કુતરાની વાત નથી, પણ આપણી પોતાની છે. કુતરા તો કાર્તક માસે કાલા થાય છે, અને મનુષ્યો તો બારે માસ કાલા સસારમા સ્ત્રી વસ્તુ કેટલી ભયકર છે, તે સાભળો—

રાગ—વસ તતિલકા.

विस्तारित मकरकेतनधीवरेण । स्त्रीसंज्ञितं बडिशमत्र, भवाम्बुराशौ ॥
तेनाचिरात् तदधरामिष-लोलमर्त्य-मत्स्यान् विकृष्य स, पचत्यनुरागवह्नौ ॥६
(શૃંગાર શતક)

આ સસારરૂપી સમુદ્રમા, કામદેવ રૂપી માછી મારે, સ્ત્રી નામનુ બડિશ [ માછલા મારવાનો લોઢાનો કાંટો) નાખ્યુ છે તે કાટામા સ્ત્રીના અધરોષ્ઠરૂપી માસ રાખ્યુછે તે માસની ઇચ્છાવાળા પુરૂષોરૂપી માછલાને ખેચીને, તે કામદેવ પ્રીતિરૂપી અગ્નિમા, તે પુરૂષોને શેકે છે

'વિષય સુખ પોતાના આરોગ્યનો ત્વરાથી નાશ કરનાર છે, એમ ઘણા વૃદ્ધ પુરૂષો જાણે છે, છતા વિષય સુખથી પાછા વળતા નથી, તેનુ કારણ વિવેક વૈરાગ્યની સંપૂર્ણ ન્યુનતા છે. વિવેક શાને કરીને થાય સદ્ગ્રન્થ અને સત્સગ, સત્યાસત્યનુ ભાન કરાવે તે ઉપરાંત, અમુક સમય જ્યા પોતાના ગુરૂ હોય, ત્યા અવારનવાર જઇને રહેવું ગુરૂને ઘેર નીચામા નીચી ટેહલ કરવી જે આપે તે અન્નપાન ખાવુ. સમાગમનો લાભ લેવો, અને તે દ્વારા વિષયવાસના ક્ષીણ કરવી સમજુ પુરૂષે ૫૦ વરસની ઉમરે, અને તેમ ન બને, તો ૫૫ વરસે, સ્ત્રીને પેનશન દેવુ જોઇએ

ત્યાગીઓએ અને મુમુક્ષુઓએ સ્ત્રીનું શરીર જોઇને વિચારવુ કે—સ્રગ્ધરાવૃત્તમ્

आवर्तः संशयाना मविनयभवनं, पत्तनं साहसानां ।
दोषाणां संनिधानं, कपटशतमयं, क्षेत्रमप्रत्ययानाम् ॥
स्वर्गद्वारस्य विघ्नो, नरकपुरमुखं, सर्वमायाकरण्डं ।
स्त्रीयन्त्रं येन सृष्टं, विषममृतमयं, प्राणिनामेकपाशः ॥९८॥ [શૃંગારશતક]

સંશયોનુ આવર્ત (વમળ) વાળુ, અવિનયનુ ભુવન, સાહસોનુ નગર, દોષનો ભડાર, સેકડો કપટનુ સ્થાન, અવિશ્વાસનુ ક્ષેત્ર, સ્વર્ગનુ વિઘ્ન નરકપુરીનુ દ્વાર સઘળી માયાનો કરંડીયો, અંદર વિષ સમાન બહાર અમૃત સમાન, અને પ્રાણીઓના મુખ્ય બધન રૂપ સ્ત્રી રૂપી યત્ર, અરે કોણે બનાવેલુ હશે ' તે સમજાતુ નથી તાત્પર્ય–બ્રહ્મા અને મહાદેવ જેવા જેમા ભૂલ્યા–એવી આ અકળ વસ્તુ છે

વિષયવાસના કેટલી પ્રબળ છે તે હજી સાભળો—

वसन्ततिलकावृत्तम्—

भिक्षाशनं तदपि नीरस-मेकवारं ।
शय्या च भूः परिजनो, निजदेहमात्रम् ॥
वस्त्रं च जीर्णशतखण्ड–मयी च कन्था ।
हा हा तथाऽपि विषया, न परित्यजन्ति ॥ १९ ॥

---

૧૯ પદચ્છેદ—ભિક્ષાયા પ્રાપ્તં અશનં તત્ અપિ–માગીને પ્રાપ્ત કરેલું ભોજન તે પણ નીરસમ્ એકવારં-સ્વાદરહિત અને એક વાર શય્યા ચ ભૂ–પથારી પૃથ્વી ઉપર

અર્થ—ભિક્ષા માગીને આણેલું ભોજન, તે પણ સ્વાદ વિનાનું, અને એક વાર; પથારી પૃથ્વી ઉપર; સેવકમાં માત્ર પોતાનો દેહજ; વસ્ત્રમાં જુની ફાટી તૂટી થીગડાં મારેલી ગોદડીજ. અરે ! આમ છે તોપણ- ! એટલે મારી પાસે બીજાં વૈભવનાં સાધનો નથી-તોપણ, મને વિષયો છોડતા નથી. એટલે હજી મારી વૃત્તિઓ વિષયો તરફ દોડે છે. (૧૯)

૧૯ વિવેચન—

વિષયવાસનાનાં મૂળ ઉંડાં છે. પશુપક્ષીઓ પણ મૈથુન વિદ્યાથી અજાણ્યાં નથી. કોળી વાઘરી કે કુંભાર, ભલે ભણેલો ન હોય; આખા માસમાં ભલે બે પાંચ રૂપૈયાજ કમાતો હોય; પણ તેનો વિષયનો વેપાર મોટો-પુત્ર પાંચ, અને કન્યા ચાર. યાદ રાખવું કે-જેમને રળના આવડતું નથી; તેમને પરણવાનો હકક નથી. કદિ પરણ્યા-તો બાળકો પેદા કરવાનો તેમને હકક નથી. રળતાં શીખો; ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ. એટલું જો નહીં માનો; તો-તમે-તમારી સ્ત્રી, અને તમારાં બાળકો સૌ દઃખ ભોગવશો. મનુષ્ય દેહ અને નિર્ધન અવસ્થા, તે ભયંકર પાપનું ફળ છે. વિષયની બાબતમાં રૂડા પુરુષોએ, કદિ પોતાના મનનો વિશ્વાસ કરવો નહીં; એમ હવે કહે છે—

રાગ-શાર્દૂલ૦

विश्वामित्रपराशरप्रभृतयो, वातांबुपर्णाशनाः।
तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयोदधियुतं, भुंजंति ये मानवाः ।
तेषामिंद्रियनिग्रहो यदि भवेद्-विंध्यस्तरेत् सागरम् ॥ १८ ॥

વિશ્વામિત્ર, પરાશર અને એવા બીજા સમર્થ ઋષિઓ, કે જેઓ વાયુ જળ અને પાંદડાં ખાઇને રહેતા હતા; તેઓ પણ સ્ત્રીના સુલલિત મુખકમળ નિરખીને, મોહ પામ્યા. ત્યારે જે મનુષ્યો ઘી, દુધ, દહીં અને ભાત ખાય છે; તેઓની ઇંદ્રિયોનો નિગ્રહ થાય; તો વિંધ્યાચળ પર્વત સાગર તરી ગયો; એમ સમજવું.

વિશ્વામિત્ર જેવા ઠોકર ખાઇ ગયા; એવો આ ગહન વિષય છે. આજકાલ સંયમી-પણાનો ડોળ કરનારા ઘણા છે. સુધારાવાળા સ્વર્ગમાંથી ઉતર્યાનો ડોળ કરે છે. ગમે તેની સ્ત્રી સાથે, એકલા ફરવા હરવા જાય; નાટક સીનેમા જોવા જાય; તેથી આગળ વધીને નજર કરીએ; તો સાધુ-સન્યાસી અને આચાર્યો પણ, આપણને આજી દે, એવો વૈરાગ્યનો ડોળ કરે છે. શ્રીસ્વામીનારાયણના અમુક વિચાર આપણને ન ગમતા હોય; તો તે પડયા મેલવા; પણ તેમણે સાધુ બ્રહ્મચારીઓને, અને આચાર્યોને, સ્ત્રીઓથી બચાવી લીધા છે; તે સનાતનનું શ્રેય ઇચ્છનાર દરેક સાધુ-બ્રહ્મચારી અને આચાર્યે, અનુકરણ કરવા જેવું છે. 'અમારા બાપ કુવામા પડતા; માટે અમે કેમ ન પડીએ!' એવા વિચાર ન કરશો; કારણ કે તમારા બાપ તરીયા હતા; અને જમાનો જુદો હતો.

परिजनः-સેવક તરીકે निजदेहमात्रं च-પોતાનો દેહ च-અને वस्त्रं जीर्णखंडमयी कन्या-વસ્ત્રમાં જુની ફાટી તુટી થીગડાં મારેલી ગોદડી. हा हा तथापि-અરે આમ છે તોપણ. विषयाः न परित्यजंति-વિષયો (આવા દુઃખી માણસોને પણ) છોડતા નથી.

• ૧૮ વિવેચન—

[આ ૧૮ મો શ્લોક શૃંગાર શતકમા ૬૪ મો છે.] અહીં આ કુતરાની વાત નથી; પણ આપણી પોતાની છે. કુતરા તો કાર્તક માસે કાલા થાય છે; અને મનુષ્યો તો બારે માસ કાલા. સંસારમા સ્રી વસ્તુ કેટલી ભય કર છે; તે સાંભળો—

રાગ–વસંતતિલકા.

*विस्तारितं मकरकेतनधीवरेण । स्त्रीसंज्ञितं बडिशमत्र, भवांबुराशौ ॥*
तेनाचिरात् तदधरामिष-लोलमर्त्य-मत्स्यान्, विकृष्य स, पचत्यनुरागवह्नौ ॥६०॥
(શૃંગાર શતક)

આ સંસારરૂપી સમુદ્રમા, કામદેવ રૂપી માછી મારે, સ્રી નામનું બડિશ [ માછલા મારવાનો લોઢાનો કાંટો) નાખ્યું છે. તે કાંટામા સ્રીના અધરોષ્ઠરૂપી માંસ રાખ્યુંછે. તે માંસની ઇચ્છાવાળા પુરૂષોરૂપી માછલાને ખેંચીને, તે કામદેવ પ્રીતિરૂપી અગ્નિમા, તે પુરૂષોને શેકે છે.

'વિષય સુખ પોતાના આરોગ્યનો ત્વરાથી નાશ કરનાર છે; એમ ઘણા વૃદ્ધ પુરૂષો જાણે છે; છતા વિષય સુખથી પાછા વળતા નથી; તેનું કારણ વિવેક વૈરાગ્યની સંપૂર્ણ ન્યુનતા છે. વિવેક જ્ઞાને કરીને થાય. સદ્દગ્રન્થ અને સત્સંગ, સત્યાસત્યનું ભાન કરાવે. તે ઉપરાંત, અમુક સમય જ્યા પોતાના ગુરૂ હોય, ત્યા અવારનવાર જઇને રહેવુ. ગુરૂને ઘેર નીચામાં નીચી ટેહલ કરવી. જે આપે તે અન્નપાન ખાવું. સમાગમનો લાભ લેવો; અને તે દ્વારા વિષયવાસના ક્ષીણ કરવી. સમજુ પુરૂષે ૫૦ વરસની ઉમરે, અને તેમ ન બને, તો ૫૫ વરસે; સ્રીને પેનસન દેવું જોઇએ.

ત્યાગીઓએ અને મુમુક્ષુઓએ સ્રીનું શરીર જોઇને વિચારવુ કે—સ્રગધરાવૃત્તમ્

आवर्तः संशयाना-मविनयभवनं, पत्तनं साहसानां ।
दोषाणां संनिधानं, कपटशतमयं, क्षेत्रमप्रत्ययानाम् ॥
स्वर्गद्वारस्य विघ्नो, नरकपुरमुखं, सर्वमायाकरंडं ।
स्त्रीयन्त्रं केन सृष्टं, विषममृतमयं, प्राणिनामेकपाशः ॥९८॥ [શૃંગારશતક]

સંશયોનું આવર્ત (વમળ) વાળું, અવિનયનું ભુવન, સાહસોનું નગર, દોષનો ભંડાર, સેંકડો કપટનું સ્થાન, અવિશ્વાસનું ક્ષેત્ર, સ્વર્ગનું વિઘ્ન, નરકપુરીનું દ્વાર, સઘળી માયાનો કરંડીયો, અંદર વિષ સમાન બહાર અમૃત સમાન, અને પ્રાણીઓના મુખ્ય બંધન રૂપ સ્રી રૂપી યંત્ર, અરે કોણે બનાવેલુ હશે ! તે સમજાતું નથી. તાત્પર્ય-બ્રહ્મા અને મહાદેવ જેવા જેમા ભૂલ્યા–એવી આ અકળ વસ્તુ છે.

વિષયવાસના કેટલી પ્રબળ છે, તે હવે સાંભળો—

वसन्ततिलकावृत्तम्—

भिक्षाशनं तदपि नीरस-मेकवारं ।
शय्या च भूः परिजनो, निजदेहमात्रम् ॥
वस्त्रं च जीर्णशतखण्ड-मयी च कन्था ।
हा हा तथाऽपि विषया, न परित्यजन्ति ॥ १९ ॥

---

૧૯ પદચ્છેદ—भिक्षाया प्राप्तं अशनं तत् अपि-માગીને પ્રાપ્ત કરેલું 'ભોજન તે પણ. नीरसम् एकवारं-સ્વાદરહિત અને એક વાર. शय्या च भूः-પથારી પૃથ્વી ઉપર.

અર્થ—ભિક્ષા માગીને આણેલું ભોજન, તે પણ સ્વાદ વિનાનું, અને એક વાર; પથારી પૃથ્વી ઉપર; સેવકમાં માત્ર પોતાનો દેહજ; વસ્ત્રમાં જુની ફાટી તૂટી થીગડાં મારેલી ગોદડીજ. અરે! આમ છે તોપણ–! એટલે મારી પાસે બીજાં વૈભવનાં સાધનો નથી–તોપણ, મને વિષયો છોડતા નથી. એટલે હજી મારી વૃત્તિઓ વિષયો તરફ દોડે છે. (૧૯)

૧૯ વિવેચન—

વિષયવાસનાનાં મૂળ ઉંડાં છે. પશુપક્ષીઓ પણ મૈથુન વિદ્યાથી અજાણ્યાં નથી. કોળી વાઘરી કે કુંભાર, ભલે ભણ્યો ન હોય; આખા માસમાં ભલે બે પાંચ રૂપૈયાજ કમાતો હોય; પણ તેનો વિષયનો વેપાર મોટો–પુત્ર પાંચ, અને કન્યા ચાર. યાદ રાખવું કે–જેમને રળતા આવડતું નથી; તેમને પરણવાનો હકક નથી. કદિ પરણ્યા–નો બાળકો પેદા કરવાનો તેમને હકક નથી. રળતાં શીખો; ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ. એટલું જો નહીં માનો; તો–તમે–તમારી સ્ત્રી, અને તમારાં બાળકો સૌ દઃખ ભોગવશો. મનુષ્ય દેહ અને નિર્ધન અવસ્થા, તે ભયંકર પાપનું ફળ છે. વિષયની બાબતમાં રૂડા પુરૂષોએ, કદિ પોતાના મનનો વિશ્વાસ કરવો નહીં; એમ હવે કહે છે—

રાગ–શાર્દૂલ૦

विश्वामित्रपराशरप्रभृतयो, वातांबुपर्णाशनाः।
तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयोदधियुतं, भुंजंति ये मानवाः ।
तेषामिंद्रियनिग्रहो यदि भवेद्–विंध्यस्तरेत् सागरम् ॥ १९ ॥

વિશ્વામિત્ર, પરાશર અને એવા બીજા સમર્થ ઋષિઓ, કે જેઓ વાયુ જળ અને પાંદડાં ખાઇને રહેતા હતા; તેઓ પણ સ્ત્રીનાં સુલલિત મુખકમળ નિરખીને, મોહ પામ્યા. ત્યારે જે મનુષ્યો ઘી, દુધ, દહીં અને ભાત ખાય છે; તેઓની ઇંદ્રિયોનો નિગ્રહ થાય; તો વિંધ્યાચળ પર્વત સાગર તરી ગયો; એમ સમજવું.

વિશ્વામિત્ર જેવા ઠોકર ખાઇ ગયા; એવો આ ગહન વિષય છે. આજકાળ સંયમી-પણાનો ડોળ કરનારાં ઘણાં છે. સુધારાવાળા સ્વર્ગમાંથી ઉતર્યાનો ડોળ કરે છે. ગમે તેની સ્ત્રી સાથે, એકલા ફરવા હરવા જાય; નાટક સીનેમા જોવા જાય; તેથી આગળ વધીને નજર કરીએ; તો સાધુ–સન્યાસી અને આચાર્યો પણ, આપણને આજી દે, એવો વૈરાગ્યનો ડોળ કરે છે. શ્રીસ્વામીનારાયણના અમુક વિચાર આપણને ન ગમતા હોય; તો તે પડયા મેલવા; પણ તેમણે સાધુ બ્રહ્મચારીઓને, અને આચાર્યોને, સ્ત્રીઓથી બચાવી લીધા છે; તે સનાતનનું શ્રેય ઇચ્છનાર દરેક સાધુ–બ્રહ્મચારી અને આચાર્યે, અનુકરણ કરવા જેવું છે. 'અમારા બાપ કુવામાં પડતા; માટે અમે કેમ ન પડીએ!' એવા વિચાર ન કરશો; કારણ કે તમારા બાપ તરીયા હતા; અને જમાનો જુદો હતો.

परिजनः–સેવક તરીકે निजदेहमात्रं च–પોતાનો દેહ च–અને वस्त्रं जीर्णखंडमयी कन्था–વસ્ત્રમાં જુની ફાટી તુટી થીગડા મારેલી ગોદડી. हा हा तथापि–અરે આમ છે તોપણ. विषयाः न परित्यजंति–વિષયો (આવા દુઃખી માણસોને પણ) છો ના નથી

હવે સ્રીના રૂપની ખોડો બતાવે છે—

शिखरिणीवृत्तम्—

स्तनौ मांसग्रन्थी, कनककलशावित्युपमितौ।
मुखं श्लेष्मागारं, तदपि च शशांकेन तुलितम्।
स्रवन्मूत्रक्लिन्नं, करिवरकरस्पर्धि जघनम्।
अहो निन्द्यं रूपं, कविजनविशेषैर्गुरु कृतम् ॥२०॥

અર્થ—જેને સોનાના કળશની ઉપમા આપવામા આવે છે, એવા બે સ્તનો, માંસની ગાંઠો છે, મુખ કે જે લીંટ લાળનુ સ્થાન છે, તોપણ તેને ચંદ્રની ઉપમા આપવામા આવી છે મુતના સ્રાવથી ભીની રહેતી જાંઘો, હાથીની સુંઢની સ્પર્ધા કરે છે-એમ કહેવામા આવ્યુ છે આ પ્રમાણે જે રૂપ ઘણું નિંદ્ય છે, તેને કવિઓએ વખાણી વખાણીને બહુ ઉત્તમ બનાવ્યુ છે (૨૦)

૨૦ વિવેચન— રાગ-શાર્દુલ૦

सत्यत्वे न शशाङ्क एव वदनी-भूता न चेंदीवर-
द्वंद्वे लोचनतां गते न कनकैं रप्यङ्गयष्टिः कृता ॥
किंत्वेवं कविभिः प्रतारितमनास्-तत्त्वं विजानन्नपि।
त्वङ्मांसास्थिमयं वपुर्मृगदृशां, मन्दो जनः सेवते ॥ १९ ॥ [शृंगारशतक]

અર્થ—યથાર્થ વિચાર કરતા એમજ જણાય છે કે-ચંદ્ર કોઈ સ્રીનું મુખ થયો નથી, શ્યામ કમલ કોઈ સ્રીના નેત્ર બન્યા નથી, સ્રીનું શરીર સુવર્ણથી બનેલુ નથી તો પણ-સ્રીનું મુખ ચંદ્ર છે, નેત્ર શ્યામ કમલ છે, અને શરીર સોનાનું છે, એવી જે કવિઓની વાણી છે, તે વાણીથી જેમનું મન ઠગાયુ હોય, તે મૂઢ પુરૂષ યથાર્થ જાણવા છતા પણ, સ્રિયોના ચામડી, માંસ અને હાડકાવાળા શરીરને સેવે છે

શૃંગારશતકના ૨૨મા શ્લોકમા, ભર્તૃહરિ મહારાજે, સ્રીના મુખને ચંદ્ર સાથે સરખાવ્યું છે, નેત્રને કમળની પાંખડીઓ જોડે, શરીરના રંગને સુવર્ણ સાથે-વિગેરે-વિગેરે, સરખામણી કરી છે શૃગારરસમા જે ભર્તૃહરિ હતો, તે આ નહીં આ તો વંદનીય જેના પુણ્યો ઉદય થયો હતો એવો આ યોગીરાજ. આ તો મુમુક્ષુઓની અને ત્યાગીઓની સર્ચલાઇટ છે ખરાબે અફળાતા વહાણને બચાવનારી આ દીવાદાંડી છે

કોઇની સાથે કજીયો ઉભો કરવો હોય ત્યારે તેના દોષ જોવા મુમુક્ષુઓને અને ત્યાગીઓને સંસારની સાથે કજીયો ઉભો કરવો છે માટે સંસારને ટેકો આપનારા અનિત્ય

---

૨૦ પદચ્છેદ—कनककलशौ इति उपमितौ स्तनौ જેને સોનાના કળશની ઉપમા અપાએલી છે એવા બે સ્તનો मांसग्रन्थी-માંસની ગાંઠો છે च-અને मुखं श्लेष्मागारं-મુખ લાળ લીંટનું સ્થાન છે तदपि-તોપણ, અથવા તે મુખ પણ शशाङ्केन तुलितम्-ચંદ્રની સાથે સરખાવવામા આવ્યુ છે અને [ करिवरकरस्य स्पर्धा यस्य तत् ] करिवरकरस्पर्धि जघनं-હાથીની સુંઢની ઉપમા અપાય છે એવી સ્રીઓની જાંઘ स्रवन्मूत्रक्लिन्नं-સરતામૂત્રથી ભીજાએલી છે अहो निन्द्यं रूपं-અરે જે રૂપ નિંદ્ય છે कविजनविशेषैः गुरु कृतं-જુદા જુદા કવિઓએ (વખાણી વખાણીને) તેને ઉત્તમ કરેલું છે.

સુખોમાં તેમણે દોષ જોવા. આત્મપુરાણના પ્રથમ પ્રકરણમાં, સાત્વિકી પ્રજાઓએ સનકાદિકોને પૂછયું કે-"વૈરાગ્ય વિના આત્મજ્ઞાન નહીં; પણ વૈરાગ્ય થાય કઇ રીતે ?" તેના જવાબમાં સનકાદિકો બોલ્યા હતા કે-' જે જે અનિત્ય પદાર્થ તમને વ્હાલા હોય; તેના દોષ જોઇને તેમાં અભાવ ઉત્પન્ન કરો. **અનિત્ય પદાર્થોમાં અભાવ થાય; તે વૈરાગ્ય.'**

[કેમ સાવધાન છોને ? બોલો ત્યારે-હરહર મહાદેવ હર.]

इंद्रियार्थेषु वैराग्य-मनहंकार एव च ॥
जन्ममृत्युजराव्याधि-दुःखदोषानुदर्शनम् ॥ [ગીતા અ. ૧૩-૮]

જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને વ્યાધિનાં દુઃખનું વારંવાર ચિંતવન કરવું; અને વ્હાલા હોય; તોપણ અનિત્ય પદાર્થોમાં દોષ જોવા. 'અહો ! આવો મારો વૈભવ છે; ને મારે મરવું પડશે ? મુવા પછી પાછો જન્મ પણ મારે લેવો પડશે ? અહો ! માતાના ગર્ભમાં મારાથી કેમ રહેવાશે ? અહો ! ઘડપણનાં દુઃખ મારાથી કેમ સહન થશે ?' વિગેરે વિચારો વારંવાર કરવા. વિચારો કરીને થથડી જવું નહીં; ડરી જવું નહીં-પોદળાની માફક પડયા રહેવું નહીં. પણ સંપૂર્ણ ખંતથી, જીવન નૌકાને, જ્ઞાન વૈરાગ્યનાં હલેસાં મારવાં. 'હું પાપી છઉં; અને મારૂં કલ્યાણ કેમ થાય ?' એવા વિચાર થઇ આવે; તો યાદ રાખવું કે-તે **અધમઓધારણ** છે. વૃત્તિઓને સંસારમાંથી ખેંચી લઇ, પરમાત્મામા જોડવી તેજ વૈરાગ્ય.

હવે કહે છે કે—જાણતો મુતરે, તેનું શું ?-તેજ મોહ—

शिखरिणीवृत्तम् —

अजानन् माहात्म्यं, पततु शलभो दीपदहने ।
स मीनोप्यज्ञानाद्-वडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोऽप्येतद्-वयमिह विपज्जालजटिलान् ।
न मुञ्चामः कामा-नहह गहनो मोहमहिमा ॥२१॥

અર્થ—દીવાની અગ્નિમાં પડવાથી જે દુઃખ થાય છે; તે દુઃખને નહિં જાણનારૂં પતંગ, બળતા દીવામાં પડે છે. જાળના કાંટામાં ભરાવેલું માંસ ખાવા જતાં, શી સ્થિતિ થાય; તે વાતને નહિં જાણનારૂં માછલું, જાળના કાંટામાં ભરાવેલા માંસને ખાય છે. વિપત્તિની જાળમાં ગુંથાએલા વિષયોને, આપણે જાણીએ છઇએ; છતાં આપણે તેને તજી શકતા નથી; અરેરે ! મોહનો મહિમા ખરેખર ગહન છે. (૨૧)

૨૧ પદચ્છેદ—दीपदहनस्य माहात्म्यं अजानन् इति शलभः-દિવાની અગ્નિમાં પડવાથી જે દુઃખ થાય છે તે દુઃખને નહિ જાણતું પતંગ. दीपदहने पततु-બળતા દીવામાં પડે છે. मीनः अपि-માછલું પણ. अज्ञानात्-અજ્ઞાનથી. वडिशयुतम् पिशितम्-જાળના કાંટામાં ભરાવેલું માંસ. अश्नातु-ખાય-ખાતાં મરે છે. विपज्जालजटिलान् कामान्-વિપત્તિની જાળમાં ગુંથાએલા વિષયોને. इह-આ સંસારમાં. एते वयम् विजानन्तः अपि-આ અમે જાણીએ છઇએ છતાં. न मुञ्चामः-તેમને તજી દેતા નથી. अहह गहनः मोहमहिमा-અરેરે મોહનો મહિમા ખરેખર ગહન છે.

૨૧ વિવેચન—

મંદિરના પત્થર ઘસાઇ ગયા; પણ ગાણગોનાં મન ઘસાયાં નહીં; તે આ. ગાય રજળવા શીખે, ત્યારે તેને ડેરો નાખવો પડે; તેમ મન રજળવા શીખે; ત્યારે તેને પણ અમુક અમુક નિયમોરૂપી ડેરો નાંખવો જોઇએ. આ નિયમોનું પાલન, કોઇને પાસે રાખીને કરવું જોઇએ.

પતંગનું અને માછલાનું દૃષ્ટાંત આપ્યું; પણ એવા બીજા હજી ત્રણ છે. સાંભળો—

शब्दादिभिः पंचभिरेव पंच, पंचत्वमापुः स्वगुणेन बद्धाः ।
कुरंगमातंगपतंगमीन-भृंगा नरः पंचभिरंचितः किम् ॥ ७६ ॥ [વિવેકચૂડામણિ]

હરણ, હાથી, પતંગ, માછલું અને ભ્રમર, શબ્દ–સ્પર્શ–રૂપ–રસ–અને ગંધ નામના વિષયમાના માત્ર એકમાજ લોભાયા; અને મરણ પામ્યા; ત્યારે મનુષ્ય કે જે, પાચે વિષયોમાં લોભાયો છે; તેની કઇ સ્થિતિ થશે !

હરણાદિ પોતાના કૃત્યનું પરિણામ જાણતા નથી; અને મનુષ્ય જાણે છે. જાણે છે. છતાં કરે છે–માટે ડબલ શિક્ષા કચેરીમા ગધેડે ગંદકી કરી હોય; તો તેને બે ધપ્પા મારીને કાઢી મૂકે; અને વકીલ સાહેબે, જાણી જોઇને ગંદકી કરી હોય; તો તેને શિક્ષા થાય. તાત્પર્ય–મનુષ્યે પોતાની જોખમદારી સમજવી જોઇએ. સાંભળો—

*कुरंगमातंगपतंगमीना, भृंगा हताः पंचभिरेव पंच ।*
पकः प्रमादी स कथं हतो न, य. सेवते पंचभिरेव पंच ॥

યાદ રાખવુ ઘટે છે કે— રાગ–આર્યા

आयु· क्षणलवमात्रं, न लभ्यते हेमकोटिभिः क्वापि ।
तच्चेद्गच्छति सर्वं, मृषा ततः काधिका हानिः ॥

કોટિ સોના મહોર દેતા પણ કયાઇ ક્ષણ માત્ર આયુષ્ય મળતું નથી; માટે જો આયુષ્યનો કોઇપણ ભાગ ફોગટ જતો હોય; તો તેથી કોઇ અધિક હાની નથી.

શ્રીમદ ભાગવતમાં ઋષભદેવ ભગવાન, પોતાના પુત્રોને શીખામણ દેતા—

'नायं देहो देहभाजां नृलोके' [સ્કંધ ૫. અ. ૫] વિગેરે શબ્દોથી કહે છે કે—'દુઃખદાયી વિષયો કે જે, વિષ્ટા ખાનારા ભુંડીયાઓને પણ મળે છે; તે વિષય ભોગવવા લલચાવું તે મનુષ્યદેહને યોગ્ય નથી. હે પુત્રો ! આ દેહ તો તપ કરવા માટે છે. તપથી અંતઃકરણ શુદ્ધ થાય; અને અંતઃકરણ શુદ્ધ થવાથી, પરબ્રહ્મ સંબંધી અનંત સુખ મળે.'

જેમ પ્રાણીઓમા મનુષ્ય શ્રેષ્ઠ; તેમ સુખોમા પરબ્રહ્મ સંબંધી જે અનંત સુખ–તે શ્રેષ્ઠ. શ્રેષ્ઠ મનુષ્ય શ્રેષ્ઠ સુખને પામે, એ ભાવ

હવે કહે છે કે—ખાવા પીવાનું દુઃખ વેઠી લેવું; પણ ધનવાનની તોછડાઇ સહન કરવી નહીં— मालिनीवृत्तम्—

विसमलमशनाय, स्वादु पानाय तोयं।
शयनमवनिपृष्ठे, वल्कले वाससी च ।
नवघनमधुपान–भ्रान्तसर्वेन्द्रियाणां ।
अविनयमनुमन्तुं, नोत्सहे दुर्जनानाम् ॥ २२ ॥

૨૨ પદચ્છેદ—अशनाय–ભોજન માટે. विसम् अलम्–કમળનું મૂળ એટલે કમળ

અર્થ—ભોજન માટે કમળ કાકડી જેવું (સાધારણ) ફળ મળે; તોપણ ચાલે; પીવામાં મીઠું જળ મળે, તોપણ ચાલે; વસ્ત્રોને બદલે બે વલ્કલ મળે; તોપણ ચાલે; પણ થોડા ધન રૂપી મદિરાનું પાન કરવાથી, જેમની ઇંદ્રિયો વિકળ બની ગઈ હોય; એવા દુર્જન પુરૂષની તોછડાઇ–અવિવેક સહન કરવાનું, મને મન થતું નથી. (૨૨)

૨૨ વિવેચન—

મોટા રસ્તા ઉપર જઈએ, ત્યારે મોટરો અને ઘોડા ગાડીઓ દેખીને, આપણને એમ લાગે કે–'લોકો સુખી છે;' પણ લોકોએ પોતાની સાદાઇ અને બરકત ખોઇ નાખ્યા; તે વાત વિરલા જાણે. જેમ જેમ વૈભવ વધ્યો; તેમ તેમ પૈસાની જરૂર પડી પૈસાની જરૂર પડી; તેમ પ્રપંચ વધ્યા. પછી—

आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थ-मन्यायेनार्थसंचयान् ॥ १२ ॥ [ગીતા અ. ૧૬ ]

અર્થ—આશાઓ રૂપી સેંકડો પાશથી બંધાએલા, તથા કામ ક્રોધને પરાયણ રહેનારા પુરૂષો, વિષય ભોગોને માટે અન્યાયથી ધનાદિ પદાર્થોનો સંગ્રહ કરવા મથે છે. (૧૨)

પેટ નાનું, અને પાપ મોટા. તાત્પર્ય સાદાઇથી રહેજો, પણ દુર્જન ધનવાનના ઓશીયાળા થશો નહીં પીધેલા માણસનો જેટલો ભય, તેટલો દુર્જન ધનવાનનો ભય સમજવો.

દુર્જન ધનવાનની ચોક્કસ ઓળખાણ, શી આપી?–દ્રવ્ય રૂપી મદ્યથી, **भ्रांत सर्वेंद्रियाणां** જેમની ઇંદ્રિયો અવળે રસ્તે ચાલી નીકળી છે, તે દુર્જન ધનવાન્ યાદ રાખવુ કે–ધનનો માલીક બને: પણ જો તે ઈંદ્રિયોનો માલીક ન બને, તો કાણા ઘડામાથી જેમ જળ ચાલ્યુ જાય, તેમ તેનું ધન ચાલ્યુ જાય

દધ્યગ ઋષિએ ઇંદ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, ત્યારે ઇંદ્રે કહ્યુ કે–હવે જો તમે કોઇને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશો, તો તમારૂ માથું કાપી લઇશ' ગુરૂ દક્ષણા તરીકે દેહાંત દંડની શિક્ષાનો ભય આપ્યો ઇંદ્રની માગણીથી શ્રીકૃષ્ણે નરકાસુરને માર્યો પછી કૃષ્ણ સ્વર્ગમા પધાર્યા; ત્યારે ઇંદ્રે શ્રીકૃષ્ણનુ પૂજન કર્યું. પણ જ્યારે શ્રીકૃષ્ણે પારિજાતનું વૃક્ષ ઉપાડયું; ત્યારે ઈંદ્રે શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ માડયુ. યુદ્ધમા ઇંદ્ર હાર્યો

આખી પૃથ્વીના ધણીને અભિમાન ન થયુ; ત્યારે થોડા નગરોના ધણીને અભિમાન કેમ થાય છે?—

---

કાકડી જેવુ નજીવુ ભોજન હોય તો પણ ચાલે पानाय–પીવા માટે. स्वादु तोयं–નિર્મળ જળ હોય તો પણ ચાલે. अवनिपृष्ठे शयनम्–સુવાનુ પૃથ્વી ઉપર હોય તોપણ ચાલે. च–અને वल्कले वाससी–વસ્ત્રોને બદલે બે વલ્કલ હોય તોપણ ચાલે. [नवघनमधुपानेन भ्रान्तानि सर्वेंद्रियाणि येषाम्–नवघनमधुपानभ्रान्तसर्वेंद्रियाः तेषाम् नवघनमधुपानभ्रान्तसर्वेंद्रियाणाम् दुर्जनानाम्–થોડા ધનરૂપી મદિરાનું પાન કરવાથી જેમની ઇંદ્રિયો ગાંડી બની ગઇ હોય, તે દુર્જનોના अविनयम् अनुमन्तुं–તોછડાઇ સહન કરવાને. न उत्सहे–ઉત્સાહ થતો નથી.

हरिणवृत्तम्—

विपुलहृदयैर्धन्यैः, कैश्चिज्जगज्जनितं पुरा।
विधृतमपरैर्दत्तं, चान्यैर्विजित्य तृणं यथा।
इह हि भुवनान्यन्ये, धीराश्चतुर्दश भुंजते।
कतिपयपुरस्वाम्ये, पुंसां क एष मदज्वरः ॥ २३ ॥

અર્થ—ઉદાર દિલના કેટલાએક ભાગ્યશાળી પુરૂષોથી (બ્રહ્માદિથી) જગત ઉત્પન્ન કરવામા આવ્યું, બીજાઓએ (વિષ્ણુ આદિ) આ જગતનું પાલન કર્યું, વળી બીજાઓએ (પરશુરામાદિએ) આ જગતને જીતીને, તેને તૃણ સમાન ગણીને, બીજાઓને દાનમા આપી દીધું. વળી કેટલાએક ધીર પુરૂષો (અત્યારે) આ ચારે ભુવનોને ભોગવી રહ્યા છે જગતનો આવો બ્હોળો વહીવટ નિરભિમાનપણે ચાલી રહ્યો છે, છતા થોડા ગામોનું ધણીપણું કરનારા રાજાઓને, અગર જાગીરદારોને, આવુ અભિમાન કયાથી ! એટલે શું તેમણે પોતાથી વધારે મોટા વૈભવ ભોગવનારા પુરૂષોને સાભળ્યા અગર દીઠા નહીં હોય ! (૨૩)

૨૩ વિવેચન—

બ્રહ્માદિઓએ સૃષ્ટિ સર્જી આપી પ્રિયવ્રત, ઉત્તાનપાદ, ધ્રુવ, પ્રથુ અને ઋષભદેવ જેવા મોટા રાજાઓએ પૃથ્વીનુ પાલન કર્યું પરશુરામ અને રામ જેવાએ, પૃથ્વીને તરખલા જેવી ગણીને, દાનમા આપી દીધી અને હજી કેટલાએક ભાગ્યશાળી પુરૂષો, પૃથ્વીના મોટા ભાગોને ભોગવી રહ્યા છે આવા મોટા ભાગ્યશાળી રાજાઓને અભિમાન કવચિત થાય છે અને જમીનના નાના ટકડાને ભોગવતા રાજાઓને અભિમાન કેમ થાય છે ? એ પ્રશ્ન છે જેમ નાના છોકરા ચપટી ચણા માટે લડે તેમ નાના રાજાઓ, નાની સમજણવાળા રાજાઓ, વિષય માટે વલખા મારનારા પામર રાજાઓ, અભિમાનમા ઘેરાય જેવા રાજા તેવાજ ધનવાન

દૃષ્ટાંત—મુબાઇના એક ગૃહસ્થને, મુબઇમા બે ચાર માળા હતા ઘાટકોપરમા એક ચાલી હતી, અને પરેલમા એક મીલ હતી શેઠને ઘેર જે કોઇ નવીન માણસ આવે, તેની પાસે, પોતાની બડાઇ હાકવાનુ શેઠ ચૂકે નહિ એક વખત એક સત શેઠને ઘેર આવ્યા શેઠે બડાઇની ધૂમ શરૂ કરી સત અકળાયા પાસેના ઓરડામા, શેઠનો પુત્ર 'મનુ ભણતો હતો તેને જોઇને સતે હાક મારી મનુ સત પાસે દોડતો આવ્યો

૨૩ પદચ્છેદ—विपुलहृदये कैश्चित् धन्यै—ઉદારદિલના કેટલાએક ભાગ્યશાળી પુરૂષોથી जगत्. पुरा जनित—પૂર્વે જગત્ ઉત્પન્ન કરાયું अपरै. विधृत—બીજાઓથી જગતનુ પાલન થયુ अन्यै विजित्य (पश्चात्) तृणं यथा दत्तं—બીજાઓએ જીતીને તેને તૃણ જેવુ ગણી દાનમા આપી દીધુ हि—ખરેખર अन्ये धीरा इह चतुर्दश भुवनानि भुञ्जते—બીજા ધીર પુરૂષો આ ચાર ભુવનોને ભોગવી રહ્યા છે कतिपयपुराणाम् स्वाम्ये—इति स्वामित्वे—થોડા નગરના ધણીપણામા पुंसा क एष मदज्वर આવો મદજ્વર—મિથ્યાભિમાન, રાજાઓને અગર જાગીરદારોને કેમ થતું હશે !

સંત—કેમ ખટુક! શું ભણો છો ?

મનુ—અંગ્રેજી છઠ્ઠું ધોરણ.

સંત—તમારી પાસે પૃથ્વીનો નકશો છે ? હોય તો લાવો.

મનુએ તે નકશો લઇ આવી, સંત પાસે ખોલી નાખ્યો.

સંત—મનુભાઇ! આ નકશામા હિંદુસ્તાન કયા છે ? (મનુએ તે બતાવ્યા પછી).

સંત—હિંદુસ્તાનમા મુબઇ કયા છે ? (મનુએ મુબઇ બતાવ્યા પછી)

સંત—મુબઇમા તમારા બાપના બંગલા અને ચાલીઓ કયા છે ?

મનુ—મુબઈમા મારા બાપના બંગલાનો હિસાબ કયાથી હોય ! નજ હોય.

આ સાભળી સંત બોલ્યા-શેઠ સાહેબ! મનુભાઇ કહે છે-ને સાભળો.

શેઠ—બરાબર છે.

સંત—અરે ! મુબઇમા તમારો હિસાબ નથી; તો પછી મુબઈ ઇલાકામાં તમારો હિસાબ કયા રહ્યો ! મુબઈ ઇલાકામા નહિ; તો પછી હિંદુસ્તાનમા, અને આખી પૃથ્વીમાં, તમારો હિસાબ કયા રહ્યો !

આ શબ્દો સાભળી શેઠ પોતાની મુર્ખાઇ સમજી ગયા.

શેઠ સમજીને બોલ્યા કે-મારી પાસે જે કાઇ છે-તે કાંઈ નથી. 'ઓછુપાત્ર અને અધીકું ભણ્યો; વઢકણી વહુએ દીકરો જણ્યો', એવી અમારી અજ્ઞાનીઓની, અહંતામમતાવાળીસ્થિતિ છે.

સંત—છે તો ખરી; પણ તેથી કાઇ વિશેષ સમજાયુ ? સાભળો-તમારી પાસે જે કાઇ છે; તે અહીંજ મુકીને બે-પાચ કે પંદર વરસે તમારે જવાનુ છે. હજી આ મા તમારૂં કાંઈક છે; તે તમે જાણો છો ?

શેઠ—હવે તેમા અમારૂ શુ હોય ?

સંત—આ મીલ્કતની ઓથે, પાપ અગર પુણ્ય કરો, તે તમારૂ. અંતકાળ વખતે તે પાપ અને પુણ્ય, તમારી સાથે આવે.

આવી વાતો સાભળી, શેઠે સંતના ચરણમા પ્રણામ કરી, સંતનો સત્કાર કર્યો.

ગટરના કોઇપણ પ્રકારનો વાસ્તવ આનંદ નથી; તોપણ ગટરનો કીડો ગટરમાજ રાજી; તેમ આવી મીલ્કતવાળા લોકો, વાસ્તવ સુખને ભોગવી શકતા નથી; તોપણ તેઓ મીલ્કતમા રાજી રહે છે. વાસ્તવ આનંદ કેવા પ્રકારનો હશે ? તે પણ સાભળો—

રાગ-શાર્દુલ

येस्त्यक्ता किल शाकिनीवदसम-प्रेमांचिता प्रेयसी ।
लक्ष्मी. प्राणसमाऽपि पन्नगवधू-वत प्रोज्झिता दूरतः ॥
मुक्तं चित्रगवाक्षराजिरुचिरं, वल्मीकवन्मंदिरं ।
निःसंगत्वविराजिता क्षितितले, नंदंतु ते साधवः ॥ ३ ॥

અર્થ—જેમ ડાકીનીનો ત્યાગ થાય; તેમ પ્રેમથી ભરેલી પ્યારી સ્ત્રીનો, જેઓ ત્યાગ કરે; જેમ નાગણીનો દૂરથી ત્યાગ થાય; તેમ પ્રાણસમાન વ્હાલી લક્ષ્મીનો પણ, જેઓ ત્યાગ કરે; તથા જેમ સર્પના રાફડાનો ત્યાગ થાય; તેમ ચિત્ર વિચિત્ર ગોખવાળા મહેલનો પણ જેઓ ત્યાગ કરે; એવા વૈરાગથી શોભતા સાધુ પુરૂષો, આ સંસારમા, ખરેખર આનંદ ભોગવે છે.

સાચા વિદ્વાને નિસ્પૃહ રહેવાની કેટલી જરૂર છે ? તે હવે કહે છે—

शार्दूलविक्रीडितवृत्त—

त्वं राजा वयमप्युपासितगुरु-प्रज्ञाभिमानोन्नताः
ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो, दिक्षु प्रतन्वन्ति नः।
इत्थं मानद नातिदूरमुभयो-रप्यावयोरन्तरं
यद्यस्मासु पराङ्मुखोऽसि वयम-प्येकान्ततो निःस्पृहाः ॥२४॥

અર્થ—તું રાજા છે, એટલે તને જેમ રાજલક્ષ્મીનું અભિમાન છે, તેમ અમારે ગુરૂ સેવાથી પ્રાપ્ત કરેલી વિદ્યાનું અભિમાન છે તું જેમ વૈભવોથી પ્રખ્યાત છો; તેમ અમારા યશને કવિ લોકો, દિશાઓમા ફેલાવે છે આ પ્રમાણે છે, તેથી હે માન આપનારા-વિનયવાળા (રાજા)! આપણા બેઉ વચ્ચે ઘણું અંતર નથી જો તારે અમારી દરકાર ન હોય; તો અમે પણ અત્યંત નિસ્પૃહાવાળા છઇએ-એટલે અમારે પણ તારી દરકાર નથી. [૨૪]

૨૪ વિવેચન—

અવળી ગંગા ચાલી છે-રાજાઓ અને ધનવાનો, બ્રાહ્મણના આશ્રિત હોવા જોઇએ, તેને બદલે બ્રાહ્મણો, રાજાઓના અને ધનવાનોના આશ્રિત બન્યા છે. એટલે જ્ઞાનના કરતા ધન મોટું બનીને બેઠું છે જ્ઞાનના કરતા સ્વાર્થ-સ્પૃહા-નિર્વાહ વિગેરે મોટા થઇને બેઠા છે.

જેમ જેમ સાદાઇ ઓછી થઇ, તેમ તેમ ભીખ વધી મંદિરોમા પણ જેમ જેમ ઠાઠ વધ્યો, તેમ તેના પુજારીઓ વધારે ને વધારે ભીખારી બન્યા

રાજાઓએ અભિમાન ન કરવા, હવે કહે છે—

शिखरिणीवृत्तम्—

अभुक्तायां यस्यां, क्षणमपि न यातं नृपशतैः ।
भुवस्तस्या लाभे, क इव बहुमानः क्षितिभुजाम् ।
तदंशस्याप्यंशे, तदवयवलेशेऽपि पतयः
विषादे कर्तव्ये, विदधति जडा प्रत्युत मुदम् ॥२५॥

૨૪ પદચ્છેદ—त्वं राजा-તું રાજા છો-એટલે રાજાના અભિમાનથી ગાંડો છે. उपासितगुरुप्रज्ञा तया अभिमानेन उन्नता इति वय अपि-ગુરૂ સેવાથી પ્રાપ્ત કરેલી વિદ્યા, અને તે વિદ્વતાના ગૌરવથી અમે પણ ઉન્નત થએલા છઇએ त्वं विभवैः ख्यात - તું તારા (રાજ્ય) વૈભવોથી પ્રખ્યાત છો न यशांसि અમારા યશોને कवय दिक्षु प्रतन्वति-કવિઓ દિશાઓમાં ફેલાવે છે इत्थ-આ પ્રમાણે છે ત્યારે हे मानद-હે માન આપનારા! उभयो आवयो अन्तरं न अतिदूरम् આપણા બેઉ વચ્ચે ઘણું અંતર નથી यदि अस्मासु पराङ्मुख असि-જો તમારે અમારી દરકાર ન હોય वयम् अपि-તો અમે પણ एकान्तत निःस्पृहा -અત્યંત નિસ્પૃહાવાળા છઇએ

૨૫ પદચ્છેદ—नृपशतै હજારો રાજાઓથી यस्या अभुक्ताया क्षणम् अपि न यातं-જે પૃથ્વી એક ઘડીવાર પણ ભોગવ્યા વિના ગઇ નથી तस्या भुव लाभे-તે

અર્થ—આ પૃથ્વી સેંકડો રાજાઓથી ભોગવાઈ છે. તે એવી રીતે કે-એક ઘડી પણ પૃથ્વી ભોગવાયા વિના રહી નથી. [એટલે-આ પૃથ્વી ઉપર અનેક રાજાઓ થઈ ગયા છે. તેઓ 'મારી પૃથ્વી'-'મારી પૃથ્વી' કરતા મરી ગયા; પણ પૃથ્વી કોઈની સાથે ગઈ નથી. રાજા બદલાયા; પણ પૃથ્વી બદલાણી નથી; એ ભાવ છે.] છતાં આ પૃથ્વી પ્રાપ્ત થતાં, રાજાઓ મોટું અભિમાન કાં રાખે છે ! પૃથ્વીના એક ભાગના અંશના અંશનો [એટલે પૃથ્વીના એક નાનકડા ટુકડાનો] લાભ થતાં, (આખી પૃથ્વી ન મળી શકી. તેને માટે) તે મૂર્ખ રાજાઓએ શોક કરવો જોઇએ. તેમ ન કરતાં, તેઓ ઉલટા રાજી થાયછે. (૨૫)

૨૫ વિવેચન—

પૃથ્વી કોઇની થઈ નથી; ને થવાની નથી. રાજાઓ મોટા લશ્કર લઇને લડે છે; ત્યારે પૃથ્વી હસે છે-કે-' અહો ! સર્પના મુખમા પડેલો દેડકો, જેમ બીજાં જીવડા પકડવા લલચાય; તેમ કાળના મુખમા બેઠેલા રાજાઓ, બીજાઓને મારવા લલચાય છે. જે સ્ત્રી નાતરેથી આવી હોય; તેનું અભિમાન જેમ રૂડો પુરૂષ રાખતો નથી; તેમ જે આજ છે; અને કાલ નથી; તેનું અભિમાન રૂડા પુરૂષે રાખવુ ઘટતું નથી.

રાજા ભોજની બાલ્યાવસ્થામા, તેનો કાકો 'મુંજ' રાજ કારભાર કરતો હતો. રાજ કારભારથી સંતોષ નહીં પામી, મુંજે ભોજને મારી નાખવા પ્રયત્ન કર્યો. મારાઓ ભોજને અઘોર વનમાં લાવ્યા.

મારાઓ—હે કુંવર ! તમને મારી નાખવાનો અમને હુકમ થયો છે; અને તેટલા માટે તમને અમે અહીં લાવ્યા છઈએ. મુંજને છેવટમા કાંઇ તમારે કહેવું છે ?

આ સમાચાર સાભળી, ભોજે શાંતિથી નીચે પ્રમાણે શ્લોક લખી આપ્યો.

રાગ-શાર્દુલ૦

मांधाता च महीपतिः कृतयुगा-लंकारभूतो गतः ।
सेतुर्येन महोदधौ विरचित', क्वासौ दशास्यांतक ॥
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो, याता दिवं भूपते ।
नैकेनापि समं गतो हि विभवस्-तस्मान्न कार्योऽनयः ॥

(અર્થ—હે રાજન્ ! સત્યયુગના અલંકારરૂપ માંધાતા રાજા, ચાલ્યો ગયો-મૃત્યુ પામ્યો. જેણે સમુદ્રમા પાળ બાંધીને રાવણને માર્યો; એવા શ્રી રામચંદ્ર હાલ ક્યા છે ? એટલે તે પણ ચાલ્યા ગયા. તે પછી બીજા યુધિષ્ઠિરાદિ સમર્થ રાજાઓ પણ ચાલ્યા ગયા; પણ તેમની કોઇની સાથે, આ પૃથ્વી ગઇ નહિ. માટે તમારે અન્યાય કરવો ઘટતો નથી.

જમીનના લાભમા. क्षितिभुजाम् कः इव बहुमान-રાજાઓ ઘણું અભિમાન રાખે છે એ શું ? तस्याः अंशस्य अपि अंशे-તે પૃથ્વીના અંશના પણ અંશ ભાગમાં. तस्य अवयवलेशे अपि-ને અંશના એક ટુકડાનો પણ એક ટુકડો પ્રાપ્ત થાય તેમાં. जडाः पतय -મુર્ખ રાજાઓ विषादे कर्तव्ये सति-શોક કરવો જોઇએ, તે છતાં. प्रत्युत मुदम् विदधति-ઉલટા રાજી થાય છે.

છતા તમે અન્યાય કરો છો, તેથી મને એમ જણાય છે કે-કદાચ તમારી સાથે આ પૃથ્વી આવવાની હશે )

આ શ્લોક લખી આપ્યા પછી, મારાઓની બુદ્ધિ ફરી ગઇ; તેથી તેમણે બાળરાજા ભોજને માર્યા નહિ; પણ વનમા છુટા મૂકયા. મારાઓએ રાજધાનીમા આવીને, ભોજને મારી નાખ્યાના સમાચાર, મુંજને આપ્યા.

મુંજ—મારાઓને-મરતી વખતે ભોજ કાઇ બોલ્યો ?

મારાઓ—આ એક શ્લોક લખી આપ્યો છે. બીજું કાઇ બોલ્યા નથી.

શ્લોક વાચતા વાચતા મુંજ રોઇ પડયો

કૌરવોને માર્યા પછી, યુધિષ્ઠિર રાજા અનેક વખત રોઈ પડયા.

યાદ રાખજો કે-રાજ નિંદના લાયક નથી; મીલકત નિંદવા લાયક નથી, લક્ષ્મી નિંદના લાયક નથી નિંદવા લાયક તો-તેથી થતુ અભિમાન, અને વિષયસુખની વૃદ્ધિ છે. જેમ રાજાઓ અને ધનવાનો, બગલાની પાખ જેવા વસ્ત્રો પહેરે છે, તેમ તેમણે પોતાના મનને, સ્વચ્છ-નિર્મળ રાખવુ જોઇએ. મનને નિર્મળ રાખવા માટે, પડિતોનો, સંતોનો અને શાસ્ત્રોનો બહુ ખર્ચ રાખવો જોઇએ અવકાશ લઇને તેમને દીનભાવથી સેવવા જોઇએ. જેમની સોબતમા સ્વતત્ર વિચારના પડિતો નહીં, જેમને પડિતોની સલાહ નહિ, તે રાજાઓ અને ધનવાનો અધારે કુટાય છે, છતી આખે અંધાપાનુ દુખ ભોગવે છે ઉંડા વિચારથી યાદ રાખવુ કે-રાજા એટલે વિષયનુ મોટુ પુતળું નહિ, પણ આદર્શ વૈરાગી પુરૂષ. પ્રજાના સુખ માટે મરી પડે, એવો પરમાર્થી પુરૂષ.

હવે કહે છે કે ક્ષુદ્ર રાજાઓ પાસેથી વિદ્વાનોએ કાઇ લેવુ નહિ—

शार्दूलविक्रीडितवृत्तम्—

मृत्पिण्डो जलरेखया वलयित॰, सर्वोऽप्ययं नन्वणुः ।
अंगीकृत्य स एव संयुगशतैः, राज्ञां गणैर्भुज्यते ॥
नो दद्युर्ददतेऽथवा किमपि ते, क्षुद्रा दरिद्रा भृशं ।
धिग्धिक्तान् पुरुषाधमान् धनकणं, वाञ्छन्ति तेभ्योऽपि ये ॥२६॥

---

૨૬ પદચ્છેદ—जलरेखया वलयित मृत्पिण्ड॰-સમુદ્રથી વીંટાએલો [આ પૃથ્વીરૂપી] એક માટીનો પિંડો છે. सर्वं अपि अयं ननु अणु-આ પૃથ્વીનો મોટો ભાગ સમુદ્રના પાણીથી ઢકાએલો હોવાને લીધે, પૃથ્વી ઘણી મોટી છે પણ વાસ્તવિક રીતે તેનો થોડો ભાગ, રાજાઓના ઉપયોગમા આવે છે स एव-પૃથ્વીનો તે ટુકડો ભાગ પણ राज्ञा संयुगशतैः गणं अङ्गीकृत्य भुज्यते-રણસગ્રામમા હજારો રાજાઓના ટોળાથી સ્વાધીન કરાઈને પછી ભોગવાય છે तद् (ते) क्षुद्रा॰ भृशं दरिद्रा राजानः-તે ક્ષુદ્ર અને ઘણાજ દરિદ્ર રાજાઓ. किमपि न दद्यु अथवा किमपि न ददते-પ્રથમ તેઓ પાસે કાઇ હતુ નહિ, માટે તેઓ કાઇ આપી શકતા નહિ, અને અત્યારે તેઓ પાસે કાઈક છે, પણ 'હાય ' હાય ' ખુટી જશે ' ' એવા ભયથી અગર મિથ્યા અભિમાનથી, તેઓ કાઈ આપી શકતા નથી ये तेभ्य अपि-જેઓ આવા ક્ષુદ્ર રાજાઓ પાસેથી પણ धनकणं वाञ्छन्ति-જરા જેટલુ ધન લેવા ઇચ્છા રાખે છે तान् पुरुषाधमान धिग् धिक्-તે અધમ પુરૂષોને ધિક્કાર છે

અર્થ—સમુદ્રથી વિંટાએલો (આ પૃથ્વીરૂપી) એક માટીનો પિંડો છે. (આ પૃથ્વીનો મોટો ભાગ સમુદ્રથી ઢંકાએલો હોવાને લીધે, પૃથ્વી ઘણી મોટી છે; તોપણ તેનો ઘણો થોડો ભાગ રાજાઓના ઉપયોગમાં આવે છે; એવો ભાવ છે.) આટલા થોડા ટુકડા માટે પણ, રાજાઓ પોતાનાં સૈન્યો લઇને તેને જીતે છે; અને પછી તેને ભોગવે છે. આવા ક્ષુદ્ર રાજાઓ, પ્રથમ તેમની પાસે કાંઇ નહોતું; માટે કાંઈ આપી શકતા નહિ; અને અત્યારે તેમની પાસે કાંઇક છે; તોપણ 'હાય ! હાય ! તે ખૂટી જશે !' એવા ભયથી, અગર મિથ્યાભિમાનથી, તેઓ કાંઈ આપી શકતા નથી. જે મનુષ્યો આવા ક્ષુદ્ર રાજાઓ પાસેથી પણ, જરા જેટલુ ધન લેવાની ઇચ્છા રાખતા હોય; તે અધમ પુરૂષોને ધિક્કાર છે. (૨૬)

૨૬ વિવેચન—

થોડામાથી પણ થોડું, જે દીન ભાવે સત્કર્મમા વાપરતો નથી; તે ક્ષુદ્ર અથવા દરિદ્ર. પોતાના મોજશોખને ઓછા કરીને, બચેલા પૈસા, પંડિતોના સમાગમ માટે વાપરવા.

મોજશોખવાળા ક્ષુદ્ર રાજાઓના દરબારમા, પંડિતો કેમ જતા નથી; તે હવે કહે છે—

वैतालीयवृत्तम् —

न नटा न विटा न गायका, न परद्रोहनिवद्धवुद्धयः ।
नृपसद्मनि नाम के वयं, कुचभारानमिता न योपितः ॥ २७ ॥

અર્થ—અમે નટ નથી; અમે વિટ (લંપટ પુરૂષો) પણ નથી; તેમ અમે ગવૈયા નથી; તેમ પારકાનો દ્રોહ કરવામાં તત્પર બુદ્ધિવાળા (ચાડીયા વિગેરે] પણ અમે નથી. સ્તનના ભારથી નમતી એવી સ્ત્રીઓ પણ, અમે નથી. તો પછી રાજ્યદ્વારમાં અમને કોણ ગણે ! અમારો સત્કાર કયાથી હોય ! (૨૭)

૨૭ વિવેચન—

કેટલાએક રાજાઓ ભણીગણીને હુશીયાર થાય છે; પણ ખુશામત ખોરથી ભાગ્યેજ બચે છે. આવા ખુશામત ખોરોને લીધે, યોગ્ય પુરૂષો રાજાઓ પાસે આવી શકતા નથી. ધનના કરતા સોબતની કીંમત વધારે છે; માટે પોતા પાસે રહેનારા માણસો કેવા છે ? તે રાજાઓએ અને ધનવાનોએ વારંવાર તપાસવુ જોઇએ. A man is known by the company he keeps. જેવી સોબત તેવો માણસ. રોમનો કારભાર બગડયો; ત્યારે એક વિદ્વાને કહ્યુ હતું કે-What is Rome to me? What business have I there? I who can neither lie, nor falsely swear; nor praise

૨૭ પદચ્છેદ—नटाः विटाः गायकाः इति वयं न-અમે નટ નથી, લંપટ પુરૂષો નથી, તેમ ગવૈયા નથી. परद्रोहे निवद्धाः बुद्धयः येषां ते परद्रोहनिवद्ध-बुद्धयः-પારકાનું ભુંડું કરવામા જેઓની બુદ્ધિ તત્પર છે એવા. वयं न-અમે નથી. कुच-भारानमिताः योपितः इति वयं न-સ્તનના ભારથી નમતી એવી સ્ત્રીઓ પણ અમે નથી, ત્યારે. नृपसद्मनि नाम के वयं-રાજાઓના મહેલમા અમારૂં નામ કયાથી હોય

my patron's undeserving rhymes. [ હું કે જે ખોટું બોલી શકું તેમ નથી; અને ખોટા સોગન ખાઇ શકું તેમ નથી; તથા મારા અમલદારોની ગેરવ્યાજબી ખુશામત કરી શકું તેમ નથી; તેને રોમમા જવાનું કાંઇ કારણ નથી. ]

હવે કહે છે કે દીનપ્રતિદીન વિદ્યાનો નાશ થતો જાય છે—

शिखरिणीवृत्तम्—

पुरा विद्वत्तासी–दुपशमवतां क्लेशहतये
गता कालेनासौ, विषयसुखसिद्ध्यै विषयिणाम् ।
इदानीं तु प्रेक्ष्य, क्षितितलभुजः शास्त्रविमुखान् !
अहो कष्टं सापि, प्रतिदिनमधोधः प्रविशति ॥ २८ ॥

અર્થ—પૂર્વે શાંતિવાળા જીવોના પાપોનો નાશ કરવા માટે, વિદ્વતા હતી–વિદ્વતાનો ઉપયોગ થતો હતો. પછી કાળે કરીને, આ વિદ્વતાનો ઉપયોગ, વિષયી પુરૂષોના વિષય સુખના સિદ્ધિ માટે થયો. વળી અત્યારે તો રાજાઓને, વિદ્વતાથી વિમુખ (અભણ) જોઇને, તેજ વિદ્વતા નીચે નીચે ઉતરતી જાય છે; અહો ! આ સાભળીને, અમને બહુ કષ્ટ થાય છે. (૨૮)

૨૮ વિવેચન—

જ્ઞાન વિજ્ઞાન–'જ્ઞાન' એટલે પુસ્તકમા વાચ્યું; અગર કોઇએ કહ્યું; અને જે જાણ્યું તે જ્ઞાન; અને 'વિજ્ઞાન' એટલે જાણેલી વસ્તુને અનુભવમા મૂકી તે–એટલે અનુભવજ્ઞાન. રોટલી કેમ કરવી ? તે જાણ્યું; એ જ્ઞાન, અને રોટલી બનાવી આપવી; તે વિજ્ઞાન. શાસ્ત્રો-માથી અગર સંતો પાસેથી, આત્મા સબંધી જાણવું; તે જ્ઞાન; અને તેને માટે સાધનસંપ-ત્તિથી યુક્ત થઇ, આત્મસાક્ષાત્કાર કરવો; તે વિજ્ઞાન.

શાંતિવાળા જીવોને, ક્લેશો કાપવા માટે, પ્રથમ વિદ્યા હતી; એટલે પ્રથમ આ વિદ્યાવડે લોકો, આગળ આગળ વધી, આત્મસાક્ષાત્કાર કરતા હતા. મધ્યકાળમાં પંડિતોને કાવ્યનો રંગ લાગ્યો. અત્યારના જમાનામા આ જ્ઞાન હુન્નરઉદ્યોગમા ઉતરી પડ્યું. એરોપ્લેઇન, મોટર, રેલ્વે ગાડી, રેડીઓ વિગેરે નવી નવી શોધખોળો માટે આ વિદ્યાનો ઉપયોગ થયો અને થાય છે. આ સંસારના સુખથી આગળ કાંઇ છેજ નહિં; એવો જડવાદ વધ્યો. યાદ રાખવું જોઇએ કે–આ સંસારનાં અને સ્વર્ગાદિના સુખોમાં, વૈરાગ્ય પ્રાપ્ત થાય; ત્યારેજ આત્મકલ્યાણની વાતો અમલમા મૂકી શકાય. હુન્નર ઉદ્યોગ ઉપરાંત, વાદવિવાદમાં વિદ્યાનો ઉપયોગ થયો હોય; તો તે પણ, વિદ્યાનો નકામો વ્યય થયો; એમ જ્ઞાનદષ્ટિએ સમજવું.

૨૮ પદચ્છેદ—पुरा-પૂર્વે. उपशमवतां क्लेशहतये [क्लेशस्य हतिः तस्यै] શાંતિ-વાળા જીવોના ક્લેશો કાપવા માટે. विद्वत्ता आसीत्-વિદ્યા હતી. कालेन असौ गता-પછી કાળે કરીને આ વિદ્યા विषयिणाम् विषयसुखसिद्ध्यै-વિષયી પુરૂષોની વિષય સુખ સિદ્ધિ માટે. इदानीं तु-અત્યારે તો क्षितितलभुजः शास्त्रविमुखान् प्रेक्ष्य-રાજાઓને શાસ્ત્રથી વિમુખ જોઇને. सा अपि-તેજ વિદ્વતા प्रतिदिनं अधोधः प्रविशति-હમેશા નીચે નીચે ઉતરતી જાય છે. अहो कष्टं ! આ સાભળી અમોને દુઃખ થાય છે.

**इदानीं**—અત્યારે. 'અત્યારે' એટલે ભર્તૃહરિના સમયમા. તે સમયમા રાજાઓ અભણ હતા; ત્યારે અત્યારે રાજાઓ, તેથી વધારે અભણ થતા જાય છે. સારા સંસ્કૃત પુસ્તકો વાચી સમજી શકે–એવા વિદ્વાન્, ઘણાજ થોડા રાજાઓ હશે બ્રાહ્મણો પણ સંસ્કૃત વિદ્યાનો અનાદર કરીને, અવળે રસ્તે ચાલ્યા છે. ત્યારે ક્ષત્રિયોને અને વૈશ્યને શું કહીએ! કાંઇ ન કહીએ; એમ ચાલે એવું નથી. કહેવું તો પડેજ—

નાના મોટા દરેક રાજ્યમા, સંસ્કૃત પાઠશાળાઓ છે. તેમાં માત્ર બ્રાહ્મણના બાળકો જ ભણે છે. બ્રાહ્મણમા પણ, જે બ્રાહ્મણો પોતાના બાળકોને, પોતાની નિર્ધનતાને લીધે, અંગ્રેજી ભણાવી શકતા નથી; તે બ્રાહ્મણોના બાળકોજ, સંસ્કૃત ભણે છે. ધનવાન્ બ્રાહ્મણો, બ્રાહ્મણપણુ અનાયાસે ખોઇ નાખવા માટે, અંગ્રેજી વિદ્યામા રસ લેવા લાગ્યા છે. ક્ષત્રિઓ અને વૈશ્યો, અંગ્રેજીમા વાતચીત થઇ શકે, એટલુજ ભણીને, પોતાને સર્વજ્ઞ માનવા લાગ્યા છે. રાજાઓએ પોતે અવશ્ય સંસ્કૃત ભણવું જોઇએ; અને પોતાના રાજકુટુંબને, અને પોતાની પાસે રહેનારા દિવાનાદિકને સંસ્કૃત ભણવા ખાસ ભલામણ કરવી જોઇએ. એક નાનકડું બાળક, એકાદો શ્લોક, લલકારીને ગાય છે; ત્યારે આપણને અનાયાસે, આનંદ થાય છે; ત્યારે આપણે પોતે ભણીને, તે ગાઇએ; તો તેનો કેટલો આનંદ થાય! વિચાર કરી જોજો. આ દેશમા ચાડાળાદિક સુધી આ ભાષાનો પ્રચાર હતો. રૂડા પુરૂષોએ પુત્રાને, વારસામા ધન આપવા કરતા, વિદ્યા આપવી; એટલે વિદ્યા માટે મન મુકીને ખર્ચ કરવો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે (વિદ્યાની બાબતમા) વૃદ્ધાવસ્થા સુધી, વિદ્યાર્થીજીવનના સુખ ભોગવવા જોઇએ, જેમ દરેક ઘરમા શરીરને પોષણ આપવા માટે, રસોડાની જરૂર છે; તેમ દરેક ગામમા, મનને પોષણ મળે; એવુ સારૂ કથાવાર્તાનું કાર્ય પણ, અહર્નિશ થવુ જોઇએ. કથા વાર્તાના, સંબધમા એટલી વાત યાદ રાખવી કે-માત્ર કથા સાભળી જવાથી, કલ્યાણ થાય એમ નથી. જો અધ્યયનના રૂપમા, શાસ્ત્રોનો રસ પીવાય, તો જરૂર ધાર્મિક આરોગ્ય વધે. જેમ હીરાનું એંધાણ ચળકાટ; તેમ બ્રાહ્મણપણાનુ એંધાણ વિદ્યા અને તપ. બ્રાહ્મણોએ વિદ્યા માટે મરી પડવુ ઘટે સૌએ હમેશા અવકાશ લઇ, પડિતનો અને શાસ્ત્રોનો સમાગમ કરવો. નિર્વાહ જેટલુજ સસ્કૃત, જેઓ જાણે; તેઓ નિંદાને પાત્ર થાય છે. માટે સંસ્કૃત ભણીને, નિર્વાહની પેલી મેરની ભૂમિકામા, જ્યા શાતિ, વૈરાગ્ય, ક્ષમા, દયા વિગેરે છે; ત્યા વિદ્વાને પહોચવુ જોઇએ.

રાગ–શાર્દુલ•

जंतूनां नरजन्म दुर्लभमतः, पुंस्त्वं ततो विप्रता ।
तस्माद्वैदिकधर्ममार्गपरता, विद्वत्वमस्मात् परं ॥
आत्मानात्मविवेचनं स्वनुभवो, ब्रह्मात्मना संस्थितिः ।
मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः, पुण्यैर्विना लभ्यते ॥ २ ॥

અર્થ—જીવોને મનુષ્ય જન્મ દુર્લભ છે. મનુષ્યમા પણ પુરૂષપણુ દુર્લભ છે. પુરૂષપણામા પણ બ્રાહ્મણપણું દુર્લભ છે બ્રાહ્મણપણુ પ્રાપ્ત થયા પછી, વેદોક્ત ધર્મમાર્ગમા તત્પર રહેવું; તે દુર્લભ છે, વેદોક્ત ધર્મમાર્ગમા તત્પર થનારને, વિદ્યાની ખાસ જરૂર છે; માટે વિદ્વતા પણ દુર્લભ છે, વિદ્વાન્ થયા પછી, જડ ચેતનનો વિવેક બહુ દુર્લભ છે; વિવેક પ્રાપ્ત થયા પછી, આત્મસાક્ષાત્કાર દુર્લભ છે. આત્મસાક્ષાત્કાર થયા પછી, તે

સ્થિતિમાં કાયમ રહેવું; તે દુર્લભ છે. આ સ્થિતિનું નામજ મુક્તિ. અસંખ્ય જન્મોના પુણ્ય વિના, મુક્તિ પ્રાપ્ત થતી નથી. [૨]

કલ્યાણકારક રસ્તે ચાલનારનું, મુવા પછી શું થાય છે? તે હવે કહે છે—

शिखरिणीवृत्तम्—

स जातः कोऽप्यासीन्-मदनरिपुणा मूर्ध्नि धवलं
कपालं यस्योच्चैर्-विनिहितमलंकारविधये ।
नृभिः प्राणत्राण-प्रवणमतिभिः कैश्चिदधुना
नमद्भिः कः पुंसा-मयमतुलदर्पज्वरभरः ॥ २९ ॥

અર્થ—જેના સફેદ માથાને (એટલે જેની ખોપરીને), કામદેવના શત્રુ મહાદેવ, પોતાના માથા ઉપર, શોભા માટે, ધારણ કરતા હતા; એવા કોઇ એકાદ પુરૂષજ હતા; અને તે પુરૂષનું જીવતર ધન્ય ગણાતું હતું. પ્રાણની રક્ષા કરવામાં તત્પર બુદ્ધિવાળા–પેટ ભરા–કેટલાએક નમન કરનારા માણસોથી, લોકોને ઘણા ગર્વ રૂપી તાવનો આ ભાર ક્યાંથી થયો! શામાટે થયો! તાત્પર્ય-આપણે માટે આત્મભોગ આપનારો એક માણસ સારો; અને સ્વાર્થી હજારો ખોટા; માટે સ્વાર્થી હજારો માણસોના નમનથી ગર્વ કરવો ઘટતો નથી. (૨૯)

૨૯ વિવેચન—

ભગવાનના ભક્તો મહાદેવને બહુ વ્હાલા છે, તેથી તેમની ખોપરી, શણગાર રૂપે, મહાદેવ પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. રામર્ષિ કહે છે કે-वदान्यानां जितेन्द्रियाणां सत्यप्रधानां शूराणां च युद्धे निहतानां शिरांसि श्रीमहादेवः शिरसि बिभर्ति ॥ ઉદાર, જીતેંદ્રિય, સત્યવાદી, શૂર, અને સંગ્રામમા હણાએલા પુરૂષોના માથાને મહાદેવ પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. [જુઓ ગોક્ષવાણી પાનું ૯૧]

ચોપાઇ—નરસમાન નહિ કવનેઉ દેહી, જીવ ચરાચર યાચત જેહિ;
નરક સ્વર્ગ અપવર્ગ નિશેની, જ્ઞાન વિરાગ ભક્તિ સુખદેની.

મનુષ્ય જેવો કોઇ દેહ નથી. તેમા ત્રણ નીસરણી છે. બે ઉંચે ચડવાની અને એક નીચે ઉતરવાની. કામ્ય કર્મ કરે, તે સ્વર્ગમા જાય, નિષ્કામ કર્મ કરે, તે સ્વર્ગથી આગળ

---

૨૯ પદચ્છેદ—यस्य धवलं कपालं-જેનું સફેદ માથું–ખોપરી. मदनरिपुणा मूर्ध्नि उच्चैः विनिहितम्-કામદેવના શત્રુ-સદાશિવથી માથા ઉપર ધારણ કરવામા આવી હતી. अलङ्कारविधये-શોભા માટે. कः अपि आसीत्-આવો કોઇ એકાદ પુરૂષ હતો. सः जात-તે પુરૂષનું જીવિત ધન્ય ગણાતું હતું. [प्राणस्य त्राणे રક્ષણમાં प्रवणा તત્પર मतिः येषाम् ते तैः] [कैः प्राणत्राणप्रवणमतिभिः नमद्भिः नृभिः–પ્રાણની રક્ષા કરવામા તત્પર બુદ્ધિવાળા કેટલાએક નમતા માણસોથી पुंसां—લોકોને. अयं अतुल दर्पज्वरभरः कः–આ ઘણા ગર્વ રૂપી તાવનો ભાર ક્યાથી થયો–શામાટે થયો? અત–આત્મભોગ નહીં આપનારા હજારો માણસોના નમનથી ગર્વ કરવો ઘટતો નથી.

મોક્ષમા જાય; અને પાપ કર્મ કરે; તે નીચે નરકમા જાય. પેટ ભરવાના પ્રપંચમા કુશળ,' અને તે ખાતર પ.પ કરી, નીચે નરકમા જનારા, પાપી ખુશામતીઆ લોકોના નમનથી ધનવાનોએ, કદિ રાજી થવુ નહીં, એમ છેવટમા કહ્યું. (રાજા અને ધનવાનનો અહીં સરખો અર્થ થાય છે, તે યાદ રાખવુ,) 'યાદ રાખવુ કે-સ્વાર્થ તો જ્યા જોઇએ, ત્યા લાગેલો છે, સ્વાર્થને વચ્ચેથી લઇ લઇએ, તો નેવું-પંચાણુ ટકા, સંસાર તૂટી પડે-અટકી પડે; તોપણ જ્યા ચોખ્ખો સ્વાર્થજ તરી આવતો હોય, એવા નોકરો સાથે, રૂડા પુરૂષોએ, કામ પાડતા અચકાવુ ખોટા પૈસાઓથી ખુશી થવાય નહીં, તેમ તદન સ્વાર્થી સેવકોથી, રૂડા પુરૂષોએ રાજી રહેવુ નહિં.

એક નિસ્પૃહ બ્રાહ્મણ રાજાને કહે છે; તે સાંભળો—

स्रग्धरावृत्तम्—

अर्थानामीशिषे त्वं, वयमपि च गिरा-मीश्महे यावदर्थं
शूरस्त्वं वादिदर्प-ज्वरशमनविधा-वक्षयं पाटवं नः ।
सेवन्ते त्वां धनाढ्या, मतिमलहतये, मामपि श्रोतुकामाः
मय्यप्यास्था न चेत्तत्-त्वयि मम सुतरा-मेष राजन् गतोऽस्मि ॥३०॥

અર્થ—નિઃસ્પૃહ વિદ્વાન્ રાજાને કહે છે કે-'હે રાજન્! તું જેમ ધનનો ધણી છે; તેમ અમે વાણીના ધણી છઇએ; વળી હે રાજા! તું જેમ (યુદ્ધમા) શૂરવીર છો; એટલે શૂરવીરના મદને હરિ લેવામા તું જેમ કુશળ છો; તેમ વાદ કરનારના અહંકારરૂપી જ્વરને, (સભાઓમા) જીતી લેવાની બાબતમાં, અમે અત્યંત કુશળ છઇએ. ધનની લાલચવાળા પુરૂષો, જેમ તને સેવે છે; તેમ અજ્ઞાનના નાંશ માટે-એટલે જ્ઞાનની લાલચવાળા શ્રોતા પુરૂષો, મને સેવે છે. હે રાજન્! જો કદિ તને મારામા આસ્થા ન હોય; તો મને પણ તારામાં આસ્થા નથી. (હવે) હું આ ચાલ્યો.' [૩૦]

૩૦ વિવેચન—

એક લક્ષ્મી વિફરે; તો અનેક અનર્થ કરી શકે, ત્યારે રાજ્ય લક્ષ્મી-ગાડીને વળી મદિરા પીએ, ત્યારે-અનેક અનર્થ થાય, તેમા નવાઈ સમજવી નહિં તો પણ સૌને ધર્મ બાંધ્યા છે. ધર્મ વિના કોઇને ચાલે એમ નથી. તે બતાવનાર મતો છે.

૩૦ પદચ્છેદ—हे राजन्!-હે રાજા! त्वं अर्थानाम् ईशिषे-તું ધનનનો ધણી છો. वयम् गिराम् ईश्महे-અમે વાણીના ધણી છઈએ. यावदर्थं त्वं शूरः-વળી તું જેટલો શૂરવીર છો, તેટલુ. नः-અમારે. वादिदर्पज्वरशमनविधौ अक्षय पाटवं-વાદ કરનારના અહંકારરૂપી જ્વરને શમાવવામા ચતુરતા છે. धनाढ्याः त्वां सेवन्ते-ધનની લાલચવાળા પુરૂષો જેમ તને સેવે છે माम् अपि-તેમ મને પણ. श्रोतुकामा-શ્રોતાઓ. मतिमलहतये-બુદ્ધિમા સમાએલા મેલના નાશ માટે-અજ્ઞાનના નાશ માટે. चेत् मयि आस्था न-જો મારામા તને શ્રદ્ધા ન હોય तत्-તો. त्वयि अपि मम सुतराम् न-તારામા પણ મને આસ્થા નથી. एष गत अस्मि-આ હું ચાલ્યો.

આર્યા.

परिचरितव्याः सन्तो, यद्यपि कथयन्ति न सदुपदेशम् ।
यास्तेषां स्वैरकथास्-ता एव भवन्ति शास्त्राणि ॥ ३० ॥

અર્થ—સાધુ પુરૂષો સારો ઉપદેશ આપે નહિ;-કથા વાર્તા કરવા બેસે નહિં; તોપણ તેઓ સેવવા લાયક છે; કારણ કે તેમની સાથે જે વાતચિતો થાય છે; તે શાસ્ત્રરૂપ થઈ પડે છે.

પંડિતોને રાજાઓની સ્પૃહા ન હોય; પણ રાજાઓએ પંડિતોની સ્પૃહા અવશ્ય રાખવી જોઈએ. જેમ ખીમના લાકડાને સુધારીને, શોભા આપનાર સુતાર છે; તેમ માનવ જીવનને અને તેમા એ ધનાદિ વૈભવથી છકી ગએલા-બગડી ગએલા-માનવ જીવનને, સુધારીને શોભા આપનાર પંડિતો છે. દાતણનો ખર્ચ થોડો; પણ જો તે ન વપરાય; તો મુખ વાસ મારે; અને પછી અનેક રોગ થાય; તેમ પંડિતોનો ખર્ચ ઓછો; પણ જો તેમનું સેવન ન થાય; તો માનવ જીવન શુષ્ક રહે. અજાતશત્રુ, જનક, શ્રીરામ, અર્જુનાદિ પાંડવો, શ્રીકૃષ્ણ, ભોજ વિગેરે રાજાઓએ, પંડિતોની સેવા કરીને, માનવ જીવન શણગાર્યું હતું.

ધન વિના જગતનો વ્યવહાર ચાલે એવો નથી; તોપણ ધનના કરતાં, જ્ઞાન વધે છે. સોનાની અંબાડીમાથી નીચે ઉતરી રાજાઓ, લંગોટીવાળા સન્યાસિઓને, અગર ટુંકા પંચીયાવાળા-નિર્ધન પંડિતોને પગે લાગે છે.

રાજાઓએ અને ધનવાનોએ, પોતેજ પંડિતોનો લાભ લેવો, એટલુંજ નહિં; પણ જે પોતાનાં હોય; તેમને સૌને પંડિતોનો લાભ મળે; એમ કરી આપવું જોઇએ. એક કીડી પુષ્પના સંગથી, મહાદેવને માથે ચડે છે; તેમ એક સાધારણ સ્ત્રી અગર પુરૂષ, વિદ્વાનના સંગથી, સભા મધ્યે સત્કાર પામે છે

આ બધી વાતનો સાર એ છે કે-ધનવાનોએ અને રાજાઓએ, વિદ્વાનોમા અને વિદ્યામા શ્રદ્ધા રાખવી; અને તે દ્વારા માનવ જીવન શણગારવું.

સંસારના વૈભવ ઘણા દહાડા ભોગવ્યા પછી, જ્ઞાનીને કેવા વિચાર થાય; તે સાંભળો—

शिखरिणीवृत्तम्—

अतिक्रान्तः कालो, लटभललनाभोगसुभगो
भ्रमन्तः श्रान्ताः स्म, सुचिरमिह संसारसरणौ ।
इदानीं स्वःसिन्धोस्-तटभुवि समाक्रन्दनगिरः
सुतारैः फूत्कारैः, शिव शिव शिवेति प्रतनुमः ॥३१॥

૩૧ પદચ્છેદ—लटभा (રંગીયાળી) चासौ ललना च लटभललना तस्याः भोगेन सुभगः-રંગીયાળી સ્ત્રીના ભોગથી રમ્ય જણાતો (વખત) इति काल अतिक्रान्तः-કાળ ચાલ્યો ગયો. इह संसारसरणौ-જન્મ મરણ આપે એવા આ સંસારના માર્ગમા सुचिरम् भ्रमन्तः-ઘણા કાળથી ભમતા એવા અમો. श्रान्ताः स्म-થાકી ગયા. इदानीं-હવે તો. स्वःसिन्धोः तटभुवि-ગંગાના તટની ભૂમિમા. समाक्रन्दना गीः येषां ते समाक्रन्दनगिरः-આર્ત વાણીવાળા જે અમો છઇએ તેઓ. शिव शिव शिव इति-'શિવ-શિવ-શિવ' એવા. सुतारैः फूत्कारैः-અત્યંત વેગવાળા મોટા અવાજથી प्रतनुमः-બોલીએ એવી ઇચ્છા છે.

અર્થ—લટકાંવાળી લલનાઓના ભોગમાં, રમણીય લાગતો એવો કાળ-સમય, ચાલ્યો ગયો. જન્મ મરણ આપે એવા આ સંસારના માર્ગોમાં, ઘણા કાળથી ફરતાં ફરતાં, અમે થાકી ગયા. હવે તો—એવી ઇચ્છા થાય છે કે-ગંગાજી-ના તટ ઉપર બેસી, આર્ત નાદથી 'શિવ-શિવ-શિવ'-એમ સ્પષ્ટ અને મોટા અવાજથી, કયારે અમે બોલીએ ! એટલે-કયારે અમે શિવ-શિવ-શિવનો જપ કરીએ !' (૩૧)

૩૧ વિવેચન—

રાગ-શીખરિણીવૃત્તમ્

कदा गोविंदेति, प्रतिदिवसमुल्लासमिलितं ।
सुधाधारा प्रायास्-त्रिदशतटिनीवीचिमुखरे ॥
भविष्यंत्येकांते, क्वचिदपि निकुंजे मम गिरः ॥
मरालीचक्राणां, श्रुतिसुखरवाक्रांतपुलिने ॥८६॥ [વિજ્ઞાનશતક]

અર્થ—તરંગોના ખળખળ શબ્દોથી, તથા હંસીઓના ટોળાઓના કર્ણ મધુર કલ-રવોથી, ગાજી રહેલા, ગંગા નદીના તીર ઉપરના, કોઇ એકાંત કુંજમાં, 'હે ગોવિંદ !' 'હે ગોવિંદ !' આવી રીતે ઉલ્લાસથી ભરપૂર, અમૃતની ધારાને વર્ષાવતી વાણીઓને, હું પ્રતિદિવસ કયારે બોલીશ ' [૮૬]

આવા વિચાર થાય, તેમને પણ ધન્યવાદ ઘટે.

ગટરનો કીડો ગટરમા રાજી-ગગામા રાજી નહીં. ગેંગો છાણના પોદળામા રાજી; પણ મોગરાના પુષ્પમા રાજી નહિં. તેમ બુઢ્ઢો થાય; તોપણ તેને ઘર છોડવુ ગમે નહિં. રાવણાદિ અસુરો ઘરડા થયા, તોપણ લલનાઓના રસમાથી પાછા હઠયા નહિં. ગાડામા જોડેલો બળદ, સાંજ પડતા, ઘર સામે નજર કરે, ચારા માટે દૂર ઉડતા પંખીઓ, સાંજ પડતા, માળા તરફ ચાલ્યા આવે; તેમ મનુષ્યે વૃદ્ધાવસ્થા આવતા, પોતાના અસંગ સ્વરૂપ તરફ પાછુ વળવુ જોઇએ સ્ત્રીપુત્રાદિક પજવે; હડય-હડય-કરે; તોપણ જેઓ પોતે કોણ ? તેનો વિચાર કરતા નથી, ઘરને તજીને, સંતને સેવતા નથી; તે સ્ત્રીપુરુષો, ખરેખર પશુ કરતા હલકા છે. દીકરાના દીકરાને રમાડયા કરે, તે વૃધ્ધો પણ પામર છે. જન્મતા માતાનો ખોળો; અને મરતા ગગાજીનો ખોળો, ભાગ્યશાળી જીવોનેજ મળે વૈષ્ણવો શ્રીકૃષ્ણનો મહિમા ગાઈને, ગોકુળને પાદર ચાલનારી યમુનાજીમા પ્રીતિ કરે, તે પણ ઠીક છે. આ બધી પહેલી બીજી ત્રીજી સદીની વાતો છે, અત્યારે આપણે વીસમી સદીમા બેઠા છઇએ. આ સદીમા કાશી-મથુરા, ગગા-જુમના, તદ્દન બદનામ થયા છે. ભયંકર કળી યુગ પથરાઈ ગયો છે મહંતોના મઠોમા, અને દેવોના મંદિરોમા પણ, કળીયુગ અનેક રૂપે ઉભો છે. આ યુગમા પોતાના ઘરમા, અગર પોતાના ઘર પાસેના કોઈ પવિત્ર તિર્થમા, વાસ થાય; તો તે પણ ઠીક છે. માત્ર વાસથી દિ વળે એમ નથી. વાસ કર્યા પછી, સંતનો સમાગમ, અધ્યયન, અને સ્વનું-પોતાનું નિરીક્ષણ અવશ્ય કરવા જોઈ એ પુત્રને પરણાવીને વહુ લાવીએ છઈ એ; ત્યારે જેમ પુત્રને અને પુત્ર વધુને-ખાવા પીવા, પહેરવા ઓઢવા, પાથરવા-સુના, બેસવા-ઉઠવા-વિગેરે-અનેક બાબતમા, તેમના વિનાસસુખ જેમ વધે; એવી નવી નવી સગવડો, કરી આપીએ છઇએ, તેમ કલ્યાણને રસ્તે ચડેલા જીવે, ખાવા પીવા-વિગેરે ઉપર જણા-

'વેલાં સાધનોમા, વૈરાગ્યના સુખ જેમ વધે, એવી નવી નવી સમવડો કરી સેવી જોઇએ શ્રી શંકરાચાર્યે 'સાધન પચક સ્તોત્ર' નામના નાનકડા ગ્રન્થમા, કલ્યાણ સાધકારે કેવી રીતે વર્તવુ, તે બહુ સારી રીતે બતાવ્યું છે [ આપણે ત્યાથી વિવેકચૂડામણિનો ગ્રન્થ બહાર પડયો છે, તેની શરૂઆતમા, આપણે 'સાધનપચકસ્તોત્ર' ગોઠવ્યુ છે ઇચ્છા થાય, તો ત્યાથી વાંચજો. વાચી જવા જેવુ છે ]

હવે કહે છે કે—સુખમા હરિને ન ભજો, તે ઠીક, પણ આફતો આવે, છતા કા ઘર રૂપી ઉંડી ખાડમા પડયા રહો છો'—

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્—

> माने म्लायिनि खण्डिते च वसुनि, व्यर्थं प्रयातेऽर्थिनि
> क्षीणे वन्धुजने गते परिजने, नष्टे शनैर्यौवने ।
> युक्तं केवलमेतदेव सुधियां, यज्जन्हुकन्यापय'—
> —पूतग्रावगिरिन्द्रकन्दरदरी—कुञ्जे निवासः क्वचित् ॥ ३२ ॥

અર્થ—માન ભંગ થયું હોય; ધન નાશ પામ્યુ હોય, માગણ નિરાશ થઈને પાછા જતા હોય; બધુ વર્ગ ક્ષીણ થઇ ગયો હોય, ચાકરો જતા રહ્યા હોય, ધીમે ધીમે જુવાની પણ નાશ પામી ગઇ હોય, ત્યારે બુદ્ધિમાન્ પુરૂષોએ તો, માત્ર એટલુજ કરવુ કે-ગગાના જળથી પવિત્ર થએલા પ્રસ્તર-વાળા હિમાલય પર્વતની કદરામા, કોઇ સુદર ગુફામા વાસ કરવો. (૩૨)

૩૨ વિવેચન—

હિમાલય તરફ કોણ સચરે ?—સુખમા શાણા સચરે, અને દુ ખમા પાણા પણ સચરે અઘોર પાપ કરનારા પાણા જેવા હૃદયના પુરૂષો પણ સરકારથી છૂપીને, હિમાલયને શરણે વસે. 'સસારથી હારીને પણ, આ તરફ આવતા રહો-ત્યા પડયા ન રહો'—એ ભાવ છે શાસ્ત્રોએ અને સંતોએ, હિમાલયનો અને ગગાનો મહિમા બહુ ગાયો છે માનવ જીવનની બાજીનો છેલ્લો દાવ, ત્યા જઈને રમવો, એવી ચોખ્ખી આજ્ઞાઓ છે જેમ બ્રહ્મચારી અવસ્થા, અનેક કષ્ટ વેઠીને, વિદ્યાભ્યાસ કરવાની આજ્ઞા કરે છે, તેમ વાનપ્રસ્થ અવસ્થા, અનેક કષ્ટ વેઠીને, બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની આજ્ઞા કરે છે જેમ ઈજકશનથી શરીરમા નવુ લોહી પ્રસરે, તેમ બ્રહ્મવિદ્યાથી, મનમા નવા વિચારો, અને નવા સુખ પ્રસરે.

---

૩૨ પદચ્છેદ—માને મ્લાયિનિ-માન ભગ થયું હોય च—અને खण्डिते वसुनि-ધન નાશ પામ્યુ હોય अर्थिनि व्यर्थं प्रयाते-માગણ ખાલી હાથે પાછા જતા હોય बंधुजने क्षीणे-સગાઓ નાશ પામી ગયા હોય परिजने गते-સેવામા કોઇ નોકર નહોય शनैः यौवने नष्टे-ધીમે ધીમે જુવાની નાશ પામી હોય તેમણે यत्—તો जन्हुकन्याया पयसा—ગગાના જળથી पूतग्रावगिरिन्द्रकन्दरदरीकुञ्जे-પવિત્ર થએલા પથ્થર જેના એવો જે ગિરિન્દ્ર (હિમાલય પર્વત), તે પર્વત ઉપરની બાજુમા આવેલી ગુફાના કુંજમા ग्रावन् શબ્દ—પ્રસ્તર—પત્થરવાળી જમીન क्वचित् निवासः-કોઇ વખતે વાસ કરવો એ કાર્ય. सुधियां एतत् एव केवलं युक्तं-ડાહ્યા માણસોને તો એજ કરવુ યોગ્ય છે

હે ચિત્ત સેવવા લાયક શું છે; તેનો વિચાર કર! એમ હવે કહે છે—

शिखरिणीवृत्तम्—

परेषां चेतांसि, प्रतिदिवसमाराध्य बहुधा
प्रसादं किं नेतुं, विशसि हृदय क्लेशकलिलम् ।
प्रसन्ने त्वय्यन्तः, स्वयमुदितचिन्तामणिगुणे
विमुक्तः संकल्पः, किमभिलषितं पुष्यति न ते ॥ ३३ ॥

અર્થ—હે ચિત્ત! પારકાના ચિત્તનું બહુ પ્રકારે આરાધન કરીને, (તેમને બહુ પ્રકારે અનુકુળ રહીને,) ઘણા કષ્ટથી પ્રાપ્ત થાય; એવી તેમની પ્રીતિ મેળવવા માટે, તેમનાં ચિત્તમાં તું કેમ પેસે છે? (એટલે-તેમને તું શા માટે સેવે છે. તાત્પર્ય-સેવવા લાયક જે છે; તે તો તારૂં પોતાનુ આંતર મન છે.) ચિંતામણિના ગુણ પ્રગટ કરે; એવું જે તારૂ આતર મન છે; તે મન પ્રસન્ન થતાં, એટલે-તે મન સંકલ્પરહિત થતાં, (એટલે-સંકલ્પથી ઉત્પન્ન થએલા કામાદિ જ્વરનો ત્યાગ કર્યા પછી) તે મન, તારી કામનાઓને નહિં પૂરે? અવશ્ય પૂરશે. (૩૩)

૩૩ વિવેચન—

જેનો મહિમા જાણ્યો હોય; તે તરફ ચિત્ત દોડે. ચિત્તે સંસારનો મહિમા જાણ્યો; ધનનો મહિમા જાણ્યો; ધનવાનોનો મહિમા જાણ્યો; વિષયોનો મહિમા જાણ્યો; સ્ત્રીનો મહિમા જાણ્યો; આ તથા આવા બીજાં લૌકિક સુખોનો મહિમા ચિત્તે જાણ્યો; તેથી ચિત્ત લૌકિક સુખો તરફ દોડે. સાપને પુષ્પનો હાર સમજીને પકડે; તે જ્યારે દુઃખી થાય; ત્યારે તેને ખરી વસ્તુનું ભાન થાય; તેમ સંસારને સુખરૂપ સમજીને, તેમા લોભાયા, તેમને જ્યારે દુઃખના ધક્કા વાગે; ત્યારે સંસાર શી વસ્તુ છે; તેનો ખ્યાલ આવે. કોદરા ખાડતા દીવેલ ખૂટયું-એમ સમજાય.

જેમ જળનો સ્વભાવ નિચાણ તરફ દોડવાનો છે; અને નિચાણમા જતા જળને અટકાવવું હોય; તો તેના આડી પાળ બાધવી જોઇએ; તેમ ચિત્તનો સ્વભાવ સંસારના વિષયો

૩૩ પદચ્છેદ—हे हृदय-હે હૃદય! प्रतिदिवसम्-હમેશા. परेषां चेतांसि बहुधा आराध्य-પારકા મનોનું ઘણા પ્રકારે આરાધન કરીને, ઘણા પ્રકારથી પારકાના મનને પ્રસન્ન કરવાનું કામ કરીને. क्लेशकलिलं प्रसादं-ઘણા કષ્ટથી પ્રાપ્ત થાય એવી તેમની પ્રીતિ. नेतुं-મેળવવા માટે परेषां चेतांसि किं विशसि-પારકાઓના ચિત્તમા તું કેમ પેસે છે? ((चिंतामणेः गुणाः उदिताः यस्मिन् स, उदितचिंतामणिगुणः तस्मिन् उदितचिंतामणिगुणे ] उदितचिंतामणिगुणे इति स्वयं त्वयि अंतः प्रसन्ने--જેમા ચિંતામણીના ગુણ પ્રગટ થયા છે એવુ તારૂં પોતાનું આતર મન છે, તે મન પ્રસન્ન થતા. विमुक्तः संकल्पः इति तव अंतः-સંકલ્પ રહિત થએલું તારૂં અંતઃકરણ. ते अभिलषितं किं न [illegible] કામના નહિં પૂરે?

તરફ દોડવાનો છે, એટલે ચિત્તને બહિર્મુખ રહેવુ બહુ ગમે છે જે ચિત્તને વિષયો તરફથી વાળવું હોય, તો યમનિયમાદિ રૂપી વાડ કરીને, તેને રોકવુ જોઈએ જેમ રોકેલું પાણી બગડી જાય, તેથી તેને બગીચામા જવા દેવુ જોઈએ, તેમ રોકેલુ ચિત્ત પણ બગડી જાય-અકળાઈ જાય, તેથી તે રોકેલા ચિત્તને, અંતર્મુખ કરવુ જોઈએ

संकल्पप्रभवान् कामांस्-त्यक्त्वा सर्वानशेषत ।
मनसैवेंद्रियग्राम, विनियम्य समंतत ॥ २४ ॥ (ગીતા અ ૬)

વિગેરે શ્લોકોથી ગોવિંદ બોલ્યા છે કે-સંસારની કલ્પનાઓને, અને તેમાથી ઉત્પન્ન થતી કામનાઓને, તથા ક્રિયાઓને છવે પૂરેપૂરી ત્યજી દેવી જોઈએ આ પ્રમાણે ધીરજ યુક્ત બુદ્ધિવડે, મનને ધીમે ધીમે બીજા બધા વિચારોથી ઉપરામ પમાડવુ પછી તેને સચ્ચિદાનંદ ઘન એવા પરમાત્માના ચિંતવનમા સ્થિર કરીને, તેના સિવાય બીજા કોઈનુ ચિંતવન કરવુ નહી.

કોઈ વખત ચિત્ત ચૂકીને, પોતાના ભૂત ભરેલા રસ્તા તરફ-સંસાર તરફ-પાછુ દોડશું જાય, ત્યારે તેણે ચિત્તને કહેવુ જોઈએ કે—

રાગ-વસંતતિલકા

आनंदमूलगणपल्लवतत्त्वशाख, वेदांतपुष्पफलमोक्षरसादिपूर्णं ।
चेतो! विहग! हरितुगतरु विहाय, संसारशुष्कविटपे, वद किं रतोऽसि ?॥

અર્થ—જે વૃક્ષના મૂળનો જથ્થો, તથા જેના પાંદડાઓ, આનંદમય છે, જે વૃક્ષની માધ્યહિની આદિ શાખાઓ તત્ત્વમય છે તથા જે વૃક્ષના પુષ્પ તથા ફળો, મોક્ષના રસથી પરિપૂર્ણ ભરેલા વેદાંતમય છે, તે કૃપાળુ-એવા હરિરૂપી મોટા વૃક્ષને તજીને, હે પક્ષીરૂપી મન ! આ સંસારરૂપી શુષ્ક-સુકી (સ્વાર્થી) ડાળીઓવાળા વૃક્ષમાં તને કેમ આનંદ પડે છે ? તે મને કહે

મનના બે પ્રકાર—એક આંતર મન અને બીજુ બાહ્ય મન આંતર મનનો ઉપયોગ કોઈ વિરલાજ કરે છે, અને બાહ્ય મનનો ઉપયોગ સૌ કરે છે બાહ્ય મન એજ સંસાર, અગર પ્રવૃત્તિ માર્ગ અને આંતર મન એજ કલ્યાણ, અથવા નિવૃત્તિ માર્ગ યોગીઓ આતર્મનમાં જોઈને, ભૂત ભવિષ્યની વાતો કરે છે યોગીઓ આંતરમન દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. જ્યાં બાહ્યેંદ્રિયો વીરમી જાય, ત્યાન્તે ભૂમિકામા, આંતરમન પહોચી શકે છે આંતરમનની ઉત્તમ પ્રકારની કેળવણીથી, જેમ ફોનોગ્રાફ અને એરોપ્લેઈન બન્યા, તેમ આંતરમનના ઉત્તમ પ્રકારના અભ્યાસથી, આત્માનો અનુભવ થાય જેમને શાંતિથી બોલતા ન આવડે, શાંતિથી બેસતાં ન આવડે, શાંતિથી ખાતા પણ ન આવડે તેમને આંતર મનની વાતો કરવાની ન હોય (પાતંજલયોગદર્શન આપને લખીને આપ્યુ છે કોઈ દિવસ વાંચ્યો છો ? તેમા આંતરમન માટે, ઘણા ખુલાસા કર્યા છે બ્હેનો પણ સમજી શકે, એવી સરળતાથી તે ગ્રન્થ લખ્યો છે બાપ હીંચકા બંધાવી આપે પણ જેમને તેનો લાભ લેવો નહીં, તે બરાઈ મરે ઋષિઓએ આપણે માટે ઘણી તકલીફ લીધી પણ વાંચવુજ નથી, તેમને શુ કહીએ ! દ્રવ્યની સગવડ ન હોય તો તેનું એકકું પ્રકરણ મગાવો)

આટલી વાતો કર્યા પછી, વૈરાગ્યનો મહિમા બતાવે છે; તે સાંભળો—

शार्दूलविक्रीडितवृत्तम्—

भोगे रोगभयं कुले च्युतिभयं, वित्ते नृपालाद्भयं
मौने दैन्यभयं बले रिपुभयं, रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं, काये कृतान्ताद्भयं ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां, वैराग्यमेवाभयम् ॥ ३४ ॥

અર્થ—ભોગમાં રોગ થવાનો ભય; કુલીનતામાં લાંછનનો ભય; ધન હોય; તો રાજાનો ભય રાખવો પડે; મૌનમાં દૈન્યનો ભય; બળમાં શત્રુનો ભય; રૂપમાં ઘડપણનો ભય; શાસ્ત્ર ભણેલાઓને વાદનો ભય; ગુણવાનોને ખળ પુરૂષોનો ભય; શરીરને કાળનો ભય; આ રીતે આ સંસારમાં મનુષ્યોની, સઘળી વસ્તુઓ ભયથી ઘેરાએલી છે. માત્ર વૈરાગ્ય અભય છે. (૩૪)

૩૪ વિવેચન—

વૈરાગ્ય—વૈરાગ્ય હોય કે ન હોય; પણ પ્રીતિથી કથાવાર્તા સાંભળવી. કથા વાર્તાથી આત્મ-અનાત્મનો વિવેક પ્રાપ્ત થશે. વિવેક પ્રાપ્ત થયા પછી, અનાત્મ વસ્તુમાં વૈરાગ્ય પામવાની જરૂર પડે. આ લોકના વિષય સુખમાથી પાછું હઠવું; તે વૈરાગ્યનું પ્રથમ પગથીયું; સ્વર્ગાદિ વૈભવોમાં ન લલચાવું; તે વૈરાગ્યનું બીજું પગથીયું. સત્ત્વગુણની વૃદ્ધિ કરીને, રજો તથા તમોગુણને શમાવવા-જીવનમાથી નસાડી મુકવા; તે વૈરાગ્યનુ પ્રથમ પગથીયુ; જ્ઞાને કરીને સત્ત્વગુણને, અને પછી જ્ઞાનને પણ તજી દેવું, એ વૈરાગ્યનું બીજુ પગથીયું. પરમાત્માનો મહિમા સમજાય; ત્યારેજ તેમા રાગ થાય ત્યારેજ પરમાત્મામા વિશ્વાસ થાય;

પરમાત્માના વિશ્વાસ સંબંધી વાત કરીએ-જીવને ભાઇનો-બાપનો-ધનનો-અને સ્રીનો વિશ્વાસ; એક નોકરનો પણ વિશ્વાસ; પણ પરમાત્માનો વિશ્વાસ નહિ. તે સંબંધમા એક હોલાહોલીનો સંવાદ છે; તે ભાવથી સાભળો—

રાગ-શાદુલ૦

कांतं वक्ति कपोतिकाकुलतया, नाथांतकालोऽधुना ।
व्याधोऽधोधृतचापसज्जतशर, श्येनः परिभ्राम्यति ॥
इत्थं सत्यहिना म दष्ट इपुणा, श्येनोऽपि तेनाहतः ।
तूर्णं तौ तु यमालयं प्रतिगतौ, दैवी विचित्रा गतिः ॥

---

૩૪ પદચ્છેદ—भोगे रोगभयं-ભોગ ભોગવવામા રોગ થવાનો સંભવ છે. कुले च्युतिभयं-કુળવાનોને કલંકનો ભય હોય છે. वित्ते नृपालात् भयं-ધન હોય તો રાજાનો ભય રાખવો પડે છે. मौने दैन्यभयं-મુંગો રહે તો કાયર ગણાય છે. बले रिपुभयं-બળવાનનો દુશ્મનનો ભય હોય છે. रूपे जरायाः भयं-રૂપમા ઘડપણનો ભય હોય છે. शास्त्रे वादभयं-શાસ્ત્ર ભણેલાઓને શાસ્ત્રવાદનો ભય હોય છે. गुणे खलभयं-ગુણવાનોને દુર્જનોનો ભય હોય છે. काये कृतान्तात् भयं-શરીરને કાળનો ભય છે. भुवि नृणां-આ સંસારમાં મનુષ્યોને. सर्वं वस्तु भयान्वितं-સર્વ વસ્તુઓ ભયથી ઘેરાએલી છે. वैराग्यं एव अभयं-એક વૈરાગ્યજ અભય છે.

અર્થ—કપોતની (હોલી) પોતાના પતિને આકુળપણાથી કહેવા લાગી કે હે–હે નાથ! અત્યારે આપણો કાળ આવ્યો હોય; એમ જણાય છે. કારણકે ધનુષ્યને હાથમાં લઇને, તથા તેમાં બાણ સજ્જ કરીને, નીચે પારાધી ઉભો છે; અને ઉપર ચિંચાણો (શિકારી પક્ષી) ફરે છે." (પ્રભુનો ભરોસો રાખવા, હોલાએ હોલીને કહ્યું) એમ કહે છે એટલામાં–નીચે પારાધીને સર્પ કરડ્યો. તેથી તેના ધનુષ્યમાંથી છટકેલું બાણ, વૃક્ષ ઉપર ઉડતા ચિંચાણાને વાગ્યું–ચિંચાણો મરી ગયો. આ રીતે બન્નેનો કાળ આવી ગયો; અને બચ્ચા સહિત હોલો હોલી બચી ગયાં.

હોલાને ભગવાનમાં શ્રદ્ધા હતી; અને હોલીને ભગવાનમાં શંકા હતી. તે સંબંધી એક પદ પણ સાંભળો— રાગ–કાફી.

કપોતની કહે છે–રે–કંથ મારૂં કહ્યું કરો–હો–જી.
સિંચાણાનો ભે છેરે–પારાધિએ બાણ ધર્યો–હો૦જી૦ કપોતની૦ ટેક
અહીંથી ઉડી જઇ અળગાં રહીએ, આ દેશ તજી પરદેશ;
મરમ વચન પ્રભુ મારાંરે માનો, લાજ નહિં લવલેશ;
પ્રમાદને મેલોરે–રાંક વેણ હૃદે ધરો–હો કપોતની૦
કપોત કહે સુણ કાયર કામની, હોનાર છે તે હોશે;
ચતરનું સાલ તો સેજમાં ટળશે; કર્યું કિરતારનું થાશે;
હૃદે હરિ રાખોરે; મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચરો–હો કપોતની૦
અહિ ડસ્યો પારાધિને પાય, ડગ્યો બાણ તે વાર;
ચિંચાણાનું છેદાયું શિર, પડયો (કઠણ) કરણી કરનાર;
'મુકુંદ' મનમાંથીરે, પ્રભુ નવ રાખો પરો–કપોતની૦

કાચબાનું પણ, આવું એક પદ છે. પારાધીએ તેમને પકડીને, હાંડલીમાં રાંધી નાંખવા, ચુલા ઉપર ચડાવ્યાં હતાં. કાચબો ભક્ત હતો. કાચબીને ભક્તિમાં શ્રદ્ધા નહોતી; તેથી કાચબીએ કાચબાને કહ્યું કે–'અલ્યા એ! તારો ભગવાન્ ક્યાં છે?' તે સાંભળી કાચબાએ ધીરજ આપીને કહ્યું કે–'નથી' એમ કહેવાય નહીં. 'છે' એમ તું ધીરજ રાખ.' ત્યાં ભયંકર વરસાદ પડ્યો. ચૂલો ઠરી ગયો. હાંડલી ઉંધી પડી. કાચબો કાચબી જળમાં ચાલ્યાં ગયાં.

યાદ રાખવું કે–લૌકિક દૃષ્ટિએ બહુ ડાહ્યા જણાતા હોય; તેમની આ વાતો નથી. જુનાગઢમાં જેઓ લૌકિક દૃષ્ટિએ ડાહ્યા હતા; તેઓ જીવ્યા ત્યાં સુધી, આ વાત સમજ્યા નહિં; અને ગાંડાઘેલો નરસી, શ્રીહરિમાં વિશ્વાસ રાખવાની વાત બરાબર સમજ્યો. ગુજરાતમાં અનેક સાક્ષરો–પંડિતો–મહંતો અને આચાર્યો, આ વાત સમજ્યા નહિં; પણ જેવો તેવો જણાતો બોડાણો, શ્રીહરિમાં વિશ્વાસ રાખવાની વાતને બરાબર સમજ્યો; શ્રીહરિને દ્વારકાથી ડાકોર લાવ્યો.

શીરો બનાવનાર સ્ત્રી, તવીમાં તાવેથો ફેરવીને, લોટના કણે કણમાં ઘી પહોંચાડી દે; ત્યારે શીરામાં મીઠાશ આવે; તેમ પવિત્ર જીવન ગાળી, તથા (સંતોની સેવામાં રહીને) જ્ઞાન ચર્ચાઓ કરી; જીવનના કણે કણમાં, પ્રભુ મહિમાને પહોંચાડી દે; તો પ્રભુમાં વિશ્વાસ પ્રગટે. બાકી તો આંધળા આગળ આરસી; અને ભેંસ પાસે ભાગવત.

પ્રભુમાં વિશ્વાસ પ્રગટે; તોજ પ્રભુમાં રાગ થાય. પ્રભુમાં રાગ થાય; તોજ આ લોકનાં અને પરલોકના સુખોમાં વૈરાગ્ય થાય.

સાધારણ રીતે પણ-જેને એકમાં રાગ; તેને બીજામાં વૈરાગ. ધર્મમાં રાગ, તેને અધર્મમાં વૈરાગ્ય; અને અધર્મમાં રાગ, તેમને ધર્મમાં વૈરાગ્ય. આત્મામાં રાગ હોય; તેમને સંસારમાં વૈરાગ્ય; અને સંસારમાં રાગ હોય; તેમને આત્મામાં વૈરાગ્ય.

મતમતાંતરમાં ગમે તેવી જુદી જુદી માન્યતાઓ હોય; ગમે એવાં જુદાં જુદાં તિલક હોય; પણ વૈરાગ્યની બાબતમાં, સૌનો એકમત. ગોળ વિનાનો કંસાર ફીકકો; તેમ વૈરાગ્ય વિનાનો ધર્મ ફીકકો. મુમુક્ષુઓએ અને ત્યાગીઓએ યાદ રાખવું કે-ત્યાગ વૈરાગ્ય વિના ટકે એમ નથી.

૫૬.

ત્યાગ ન ટકેરે, વૈરાગ્ય વિણ, કરિએ કોટિ ઉપાયજી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કેમે કરી ન તજાયજી—ત્યાગ૦ ટેક.
વેશ લીધોરે વૈરાગનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપર તો અચ્છી બની, માંહિ મોહ ભરપૂરજી—ત્યાગ૦
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગિ મૂળ ન કપાયજી;
સંગપ્રસંગે પાગરે, જોગ ભોગનો થાયજી—ત્યાગ૦
ઉષ્ણ ઋતુ અવનિ વિષે, બીજ નવ દિસે બહારજી;
ધન વરસે વન પાંગરે, ઈંદ્રિય વિષય આકારજી—ત્યાગ૦
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિય વિષય સંજોગજી;
અણભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી—ત્યાગ૦
ઉપર તજે અને અંદર ભજે, એમ ન સરે અરથજી;
વણસ્યોરે વરણાશ્રમ થકી, અંતે કરશે અનરથજી—ત્યાગ૦
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દૂધજી;
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયુરે અશુદ્ધજી—ત્યાગ૦
પળમા જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગીજી;
નિષ્કુળાનંદ એ નર તણો; વણ સમજ્યો વૈરાગજી—ત્યાગ૦

મુમુક્ષુઓ બનીને, અગર ત્યાગીઓ બનીને-ભગવા પહેરીને-જેઓ રાગમાં રહે છે; તેઓ પોતાનુંજ બગાડે છે; એમ નહીં; પણ તેઓ શ્રદ્ધાળુ જીવોને રઝળાવી મુકે છે; અને અશ્રદ્ધાળુ જીવોને, ધર્મ વગોવવાની અનુકુળતા કરી આપે છે.

નાશવંત દેહ માટે, પોતાના વખાણ ન કરવાનું કહે છે—રાગ-શિખરિણી.

अमीषां प्राणानां, तुलितविसिनीपत्रपयसां
कृते किं नास्माभिर्-विगलितविवेकैर्व्यवसितम् ।
यदाढ्यानामग्रे, द्रविणमदनिःशंकमनसां
कृतं वीतव्रीडैर्-निजगुणकथापातकमपि ॥ ३५ ॥

---

૩૫ પદચ્છેદ—तुलितं विसिनीपत्रे स्थितं पयः यैः ते-तेषाम् तुलितविसिनीपत्रपयसां इति अमीषां प्राणानां कृते-કમળપત્ર પર રહેલા જળના બિંદુ સમાન આ પ્રાણો ક્ષણભંગુર છે, છતાં તેઓને માટે. विगलितविवेकैः अस्माभिः-આપણે કે જેઓનો વિવેક નાશ પામ્યો છે એવાથી. किं न व्यवसितम्-શું કરાયું નથી ? यत्-

અર્થ—કમળપત્ર ઉપર રહેલા જળબિંદુ સમાન, આ પ્રાણો પણ ક્ષણભંગુર છે; છતાં તેઓને માટે, આપણે (ઘણીવાર) વિવેકનો ત્યાગ કર્યો છે; [એટલે-વિવેકને તજીને, ઘણી બાબતમાં, આપણે, સ્વાર્થની ખાતર, અવળે રસ્તે ચાલ્યા છઈએ, આમ અવળે રસ્તે ચાલીને-] આપણે શું નથી કર્યું? [એટલે ગમે એવું અઘટીત કર્મ પણ, (સ્વાર્થની ખાતર) આપણે કર્યું છે]. ધનના મદથી જેમનાં મન ઉદ્ધત બની ગયાં છે; એવા ધનવાનો પાસે, આપણે લજ્જા તજીને, આપણી આત્મશ્લાઘા (પોતે પોતાનાં વખાણ કરવાં તે) પણ કરી છે. (૩૫)

૩૫ વિવેચન—

પોતાના વખાણ કરવાં, અને પોતાનાં વખાણ સાંભળવાં, સૌને ગમે. પંડિતો, આચાર્યો અને મહંતો પણ, પોતાનાં વખાણમા રાજી. આફ્રીકાનો કાળો હબસી પણ, પોતાના વખાણમા રાજી. અવગુણોથી ભરેલો હોય; તોપણ પોતાના વખાણમાં રાજી; ઘણીને દિવસમાં દસવાર ધમકાવનારી ગાંડી સ્ત્રી પણ; પણ પોતાના વખાણમા રાજી ઘરબાર છોડીને બેઠેલા સાધુ બાવા અને સન્યાસીઓ પણ, પોતાના વખાણમાં રાજી. વખાણનાં બે પ્રકાર છે—સાચાં વખાણ, અને કેવળ ખુશામતની ખાતર કરેલા ખોટાં વખાણ. સાચાં વખાણ કરવા, અને સાભળવા; તે પણ દોષ છે; ત્યારે ખોટાં વખાણની કીમત તો કાંઇજ નહિ. જેને પોષણ મળે, તે મોટું થાય; તેમ આ દોષને જેટલું પોષણ મળે; તેટલો આ દોષ મોટો થાય. બહારની દુનિયામા આપણા કરતા, ઘણા બાહેશ, પંડિત, ધનવાન્ સ્વરૂપવાન્, ઉદ્યોગી, પ્રતાપી, દયાવાન્, જ્ઞાની, ભક્ત, પડયા છે; છતાં જેમ કુવામા રહેલો દેડકો, દુનિયાને કુવા જેવડી માને; તેમ ટુંકી બુદ્ધિવાળા સ્ત્રી પુરૂષો, પોતાનેજ સૌથી શ્રેષ્ઠ માને. 'પોતાના વખાણ કરવા; તે પાપ છે;' એમ કેટલાએક સમજે છે; તોપણ જ્યા બેસે; ત્યા પોતાનું હાલરડું ગાય. પોતાના ધંધાને બહાર લાવવા, એકાદ વખત જાહેરાત કરે; તે ઠીક; પણ વારંવાર એકને એક વ્યક્તિ પાસે, પોતાના ગીત ગાવાં; તે ઠીક નથી. અમુક બાબત બની કે તેને છાપામા છપાવી, 'હું-મોટો', 'હું મોટો' કહેવરાવવું; તે પણ દોષ છે. યાદ રાખવું ઘટે કે-પુરૂષ પ્રયત્ન કરે ખરો; પણ પ્રયત્નને ઇશ્વરની અનુકૂળતા હોય; તોજ તે ફાવે સૌ શીશીઓ લઇને દવાખાને જાય; ડાહ્યા ડૉક્ટરો કેસને બરાબર તપાસીને, સારી દવા પણ આપે; પણ તેમા ઇશ્વરની અનુકુળતા હોય; તોજ તે રોગ મટે. ઘેરથી બહાર નીકળ્યા; પણ પાછા ફરશુ કે કેમ? તે પણ નારાયણ જાણે. તાત્પર્ય—આપણે પોતે પ્રયત્ન કરીએ; પણ સ્વતંત્ર નથી. તખ્ત ઉપર બેઠો હતો; તે સમય બદલાતાં, નીચે ઉતરીને બીજાને સલામ કરે. જેમણે જગત્નો ઇતિહાસ જાણ્યો, ઇશ્વરનો મહિમા જાણ્યો; દેહને નાશવંત જાણ્યો; વૈભવને ઠગારી સ્ત્રી જેવો દેખ્યો; તે સ્ત્રી પુરૂષો, કદિ

કારણ કે. प्रथिणस्य मदेन निःशंकं मनः येषां ते-तेषाम् प्रथिणमदनि शंकमनसां आढ्यानाम्-ધનના મદથી જેમના મન ઉદ્ધત બની ગયા છે તે ધનવાનો પાસે पीता व्रीडा येषाम् ते-तैः पीतव्रीडैः-જેણે લજ્જા તજી દીધી છે એવા અમોથી. [निजगुणस्य कथाकथनं तेन पातकं निजगुणकथापातकं] निजगुणकथापातकं अपि कृतं-આત્મશ્લાઘા પણ કરી.

પોતાનાં વખાણ કરતાં નથી. કોઈ રાજને હિસાબે, અગર કોઇ જ્ઞાતિને હિસાબે, કદિ આપણે મોટા હોઇએ; પણ જગતને હિસાબે, સાગરના બિંદુ જેવડા આપણે છઇએ.

મોટી ધામધૂમથી દીકરીનાં લગ્ન કરે; કન્યાદાનમાં દસલાખ આપે; તો પણ કન્યાનાં માબાપ જો પોતાનાં વખાણ કરે; તો કર્યું કારવ્યું ધોવાઇ જાય. તેઓ તો એમજ કહે કે-'અમારાથી કાંઇ બન્યું નથી. ફુલ નહિં ને ફુલની પાંખડી જેવું કર્યું છે. બાકી તમે ભલા છો; તે અમને ભલાઇ આપો છો.'

સંતોનાં લક્ષણ બતાવતાં તુલસીદાસજી બોલ્યા છે કે—

ચોપાઇ—નિજગુણ શ્રવણ સુનત સકુચાઈ, પરગુણ સુનત અધિક હર્ષાઈ.

પારકાનાં વખાણ સાભળીને રાજી થવું; એ સંતોનું લક્ષણ; અને પારકાનાં વખાણ સાંભળીને બળી મરવું; એ દુર્જનનું લક્ષણ,

નાના મોટા સૌ સદાય રહેવાના નથી; માટે તેનું અભિમાન શું?—શાર્દુલ૦

भ्रातः कष्टमहो महान् स नृपतिः, सामन्तचक्रं च तत्
पार्श्वे तस्य च सापि राजपरिषत्–ताश्चन्द्रबिम्बाननाः ।
उद्रिक्तः स च राजपुत्रनिवहस्–ते वन्दिनस्ताः कथाः
सर्वं यस्य वशादगात्स्मृतिपदं, कालाय तस्मै नमः ॥ ३६ ॥

અર્થ—હે ભાઈ! આ શું થોડા દુઃખની વાત છે કે-અમે જેમને જોયો હતો; તે મોટો રાજા; તેની આસપાસ બેસનારો તેના માંડળીક રાજાઓનો સમુદાય, તે રાજસભા, ચંદ્રબિંબ સરખાં મુખવાળી (તે રાજાની) સ્રીઓ, ક્રીડા રસથી નાચતો-કુદતો રાજપુત્રોનો સમુહ, (તે વખતના) ચારણ ભાટો, (તે રાજસભામાં થતી તે ભાટોની શૃંગારરસ-વીરરસ તથા કરૂણારસવાળી વાર્તાઓ-તે તમામ કાળના ફરવાની સાથે ફરી ગયુ; અને સ્મૃતિ માત્ર રહ્યું. તે કાળને મારા પ્રણામ છે. [૩૬].

૩૬ વિવેચન—

સં. ૧૯૮૨ ની સાલમાં હરદ્વારથી વળતાં, અમે પાછા દિલ્હીમાં ઉતર્યા. મુગલાઈ મહેલ જોવાની ઇચ્છાથી, અમે ત્યાં ગયા. અંદર ગયા; ત્યાં મુગલોની રાજસભાને, એક સિપાઈ સાચવતો હતો. લાલ પથરની વિશાળ છતમાં, કબુતરોએ માળા ઘાલ્યા હતા; અને ચામાચીડિમાં કાળનું બળ સૂચવી રહ્યાં હતાં.

---

૩૬ પદચ્છેદ—हे भ्रातः-હે ભાઇ! कष्टं अहो-શું આ ઓછા દુઃખની વાત છે. કારણ કે-જે કાળને વશ થઇને. सः महान् नृपतिः (આપણે જોયો હતો) તે મોટો રાજા. च-અને. तस्य पार्श्वे-તેની આસપાસ બેસનારૂં. तत् सामन्तानाम् चक्रम्-सामन्तचक्रं-ખંડીઆ રાજાઓનું મંડળ. च-અને सा राजपरिषद् अपि-તે રાજસભા પણ. ताः चंद्रबिम्बाननाः-તે ચંદ્રબિંબ સરખા મુખવાળી સ્રીઓ. च-અને. सः उद्रिक्तः इति-તે ક્રિડારસથી ઉછાછળો બનેલો. राजपुत्रनिवहः-રાજપુત્રોનો સમુહ. ते वन्दिनः-તે ચારણભાટો. ताः कथाः-શ્રૃંગાર વીર કરૂણા વિગેરે રસપૂર્ણ થતી વાતો-તડાકા. सर्वं यस्य कालस्य वशात्-તે તમામ જે કાળના ફરવાની સાથે. स्मृतिपदं अगात्-સ્મૃતિ માત્ર રહ્યું છે. तस्मै कालाय नमः-તે કાળને મારા નમસ્કાર હજો.

સાખી—જે ઘેર નોબત વાજતી, રૂડા છત્રીસ રાગ;
  ખંડેર થઇ ને ખાલી પડ્યા, કાળા ઉડે છે કાગ—
ભૂલ્યો મન ભમરા, તું ક્યાં ભમ્યો!
ભમ્યો દિવસ ને રાત, માયાનો બાંધેલો પ્રાણીઓ;
સમજ્યો નહિ શુદ્ધ વાત—        ભૂલ્યો મન૦ ટેક૦

અસલી સંગેમરમરનો બનેલો દિવાનેખાસ સુનસાન પડ્યો હતો. તેની વચ્ચે કીંમતી પત્થરની અષ્ટકોણ આકૃતિવાળી એક બેઠક ખાલી પડી હતી. આ બેઠક ઉપર, આઠ કરોડની કીંમતનું 'તખ્તે–તાઉસ' યાને 'મયુરાસન' રહેતું હતું. તેના ઉપર બેસીને બાદશાહ શાહજહાન સમસ્ત હિંદ ઉપર અમલ કરતો હતો. તેની બરાબર સામે, એક બૂરજ હતો; તેની ઉપર લખ્યું હતું કે–'પૃથ્વી ઉપર જો કોઇ ઠેકાણે સ્વર્ગ હોય; તો તે અહિંજ છે.' તેની પાસે પત્થરની સુંદર કારીગરીથી શોભતા જાળીયેવાળા મહેલ હતા; કે જ્યા બેસીને, બાદશાહની બેગમો અને શાહજાદીઓ, મુગલાઇ ઠાઠને નિરખતી હતી. જ્યા અજાણ્યા માણસોને, પગ મુકવાનો અધિકાર પણ નહોતો; એવા જનાનખાનામા, પછી અમે ગયા. અહો તે જનાના પણ ખાલી ખમ દેખ્યા

સાખી—રણુ રે સંબંધે આવી મળે, સુત વિત દરા ને દેહ:
    લેવા દેવા રે જ્યારે મટે, મારગ લાગશે તેહ—ભૂલ્યો મન૦

આ જનાનામા, ઇંદ્રની પરીઓ જેવી, સૌંદર્યની પુતળીઓ જેવી બેગમો, સ્વર્ગના સુખ ભોગવતી હતી. હીરાના અને મોતીના ઢગલા–તો, તેમને મન કાંકરા અને પત્થર સમાન હતા. જેમણે રજપુતોની લાજ આબરૂને, અને સ્ત્રીઓને લુંટી; એવા કાળના બળને નહિં જાણુનારા–મદાંધ મુગલો, આ તખ્ત ઉપર બેઠા અને ઉઠયા. ઔરંગઝેબ સુધી મુગલાઇનો ઠાઠ સજીવન રહ્યો; પછી તેજ ઠાઠ નાશને રસ્તે ચાલ્યો. ઇ. સ. ૧૭૩૮ મા નાદિરશા વંટોળનીપેઠે ચડી આવ્યો. તેણે દીલ્હી લૂંટયુ અને બાળ્યું–ત્યારે બાદશાહ મહંમદશાહની આંખ ઉઘડી. તેણે નાદિરશાહને મહેલમા લાવી, તેને મયુરાસન ઉપર બેસાડી, નીચા વળીને સલામ કરી. મહેલની તમામ બેગમોને હાજર કરવા, નાદિરશાહે હુકમ કર્યો. સૌ ગભરાયા; પણ નાગી તલવાર પાસે, આનાકાની કોણ કરી શકે! બેગમો નીચી મુંડીએ હાજર થઇ. વિગેરે વિગેરે. 'કાળ કાઇ અજબ કામ કરે છે,' એમ સૌ કોઇને કહેવું પડે સવારમા પુષ્પથી ગુંથેલી માળાનાં પુષ્પો, સાંજ પડતા કરમાય; પણ તે પુષ્પોની અંદર પરોવેલો દોરો, એવોને એવોજ રહે. તેમ દિલ્હી એની એ; ભોગવનારા ખીલે, અને કરમાય. મુંબઇનું ગેઇટીથીએટર એનું એ–રમનારા બદલાય. છેવટે આ બધો ઠાઠ સ્વપ્ના જેવો દેખાય. કરવેરા નાખી, જેમણે રાજના ખજાના ભરી દીધા; તેઓ સાચવવા રહ્યા નહિં; તેમ તેની ખબર કાઢવા પણ, ફરી આવ્યા નહીં. કંસે રાજ્ય માટે પિતાને કેદ કર્યો; સગાંઓને પીડ્યા; પણ સમય થતા; તે ઉઠીને ચાલતો થયો. રાવણ અને દુર્યોધન જેવા આશાભર્યા રાજવીઓ પણ, હુકમ થતાં ચાલી નીકળ્યા. 'સોયની અણી જેટલી જમીન, પાંડવોને નહિં મળે,' એમ કહેતા કહેતાં કૌરવો, કાળના મુખમા પેસી ગયા. રોમની પાદશાહી, અને ગ્રીસની સત્તા; મહાન અલેકઝાંડરનો મર્તબો; વિગેરે કાળના પડદામા સમાઇ ગયા.

નાના મોટા સૌએ યાદ રાખવુ જોઇએ કે–કાળની ચોટ જેવી તેવી નથી; તે સંબંધી એક રાસડો સાંભળો—

રાગ-રાજીયા.

કઠણ ચોટ છે કાળનીરે, મરણ મોટેરો મારરે;
કઈક રાજા ને કઈક રાજીયા, હારે મેલી ચાલ્યા સંસારરે—હેતે હરિરસ પીજીએ. ટેક૦
સંસાર ધુમાડાના બાચકારે, સાથે આવે ન કોયરે;
રંગ પતંગનો ઉડી જશે, જેમ આકડાનો પોવરે— હેતે હરિરસ૦
કેના છોરૂ ને કેના વાછરૂરે, કેના માય ને બાપરે;
અંતકાળે જવું એકલું, હારે-સાથે પુણ્યને પાપરે— હેતે હરિરસ૦
માળી વીણે ખીલ્યા ફુલડારે, કળીઓ કરે છે-વિચારરે;
આજનો દીન રળીયામણો, કાલે આપણા એ હાલરે— હેતે હરિરસ૦
જાયા તે તો સર્વે જશેરે, નથી કાયા રહેનારરે;
મરનારાને તો તમે શું રૂવો, હારે-રોનાર નથી રહેનારરે— હેતે હરિરસ૦
દાસ ધીરો રમે રંગમારે, રમે દિવસને રાતરે;
'હું ને મારૂં' મિથ્યા કરો, હારે રમો પ્રભુ સંગાથરે— હેતે હરિરસ૦

કોઈ રાજા મરી જાય છે; ત્યારે એક તરફ, તેની પોક પડે છે; અને બીજી તરફ નવા રાજાની 'બોલબાલા' બોલાય છે. આવી બાબતમા, શોક પણ ખોટો, અને હરખ પણ ખોટો. આતો રાજાઓની વાત કરી; પણ હવે આપણા ઘરની વાતો કરે છે; સાભળો—

शिखरिणीवृत्तं—

वयं येभ्यो जाताश्-चिरपरिगता एव खलु ते
सम यैः संवृद्धाः, स्मृतिविपयतां तेऽपि गमिताः ।
इदानीमेते स्मः, प्रतिदिवसमासन्नपतनात्
गतास्तुल्यावस्थां, सिकतिलनदीतीरतरुभिः ॥ ३७ ॥

અર્થ—આપણે જેમનાથી ઉત્પન્ન થયાં છઈએ; તે માબાપ તો ઘણા કાળથી ચાલ્યાં ગયાં છે. જેમની સાથે ઉછરીને આપણે મોટા થયા; તે બંધુ-વર્ગ-ભાંડરડાં-પણ ચાલ્યાં ગયાં; અને સ્મૃતિમાત્ર રહ્યાં. નદીને કાંઠે રેતીવાળા ભાગમાં ઉગેલાં વૃક્ષ, જેમ જોતજોતામાં ઉડી પડવાનાં છે; તેમ અમે પણ વૃદ્ધાવસ્થાને લીધે; પ્રતિદિવસ મરણ અવસ્થાને પામતા જઈએ છીએ. થોડા દિવસના મેમાન છઈએ. [૩૭]

૩૭ પદચ્છેદ—वयं येभ्यः जाताः-અમે જે માતા પિતાથી ઉત્પન્ન થયા છઈએ. ते चिरपरिगताः एव खलु-તેઓ તો ખરેખર ઘણા વખતથી ચાલ્યા ગયા છે-મરી ગયા છે. यैः समं वयम् संवृद्धाः-જે બંધુજનની સાથે ઉછરીને અમે મોટા થયા. ते अपि-તેઓ પણ. स्मृतिविपयतां गमिताः-સ્મૃતિમાત્ર થઈ ગયા છે. इदानीं एते वयं-હાલ અમે પણ. सिकतिलनदीतीरतरुभिः-નદીના રેતીવાળા કીનારા ઉપરના વૃક્ષોના જેવી. सिकता એટલે 'રેતી'. તે ઉપરથી सिकतिल-રેતીવાળો. प्रतिदिवसं आसन्न-पतनात्-નિરંતર પાસે આવતી મરણદશાને પામેલા હોવાથી. तुल्यावस्थां-તુલ્ય અવસ્થાને. गताः स्मः-પામેલા છઈએ.

' ૩૭ વિવેચન—

આ તે સાચું કે સ્વપ્નું ! અને ખોટું હોય; તો તેનો આટલો બધો ખરખરો શું ! જાગીને જોઇએ; ત્યારેજ પળે પળે થતો આ ફેરફાર દેખાય; નરી આંખે આ વસ્તુ દેખાય એવી નથી. સાંભળો—

૫૬.

માને છે માઇ મારૂંરે—જાગીને જોને; તલભાર નથી કાંઇ તારૂંરે—જાગીને જોને૦
માણેકને મોતી કેરી, દુકાનો જેણે માંડી; હિંડયા લઇ ફૂટી હાંડીરે— જાગીને૦
ભંડાર ધનના ભરીઆ, ભૂપાળે બજરી ભાલા; તે ચાલ્યા હાલામાલારે— જાગીને૦
કિરતીઓ જેના નાણાં–ની, મંભળાતી કાને; તે સૂતા જઇ સમશાનેરે— જાગીને૦
સંચરતા હાથી ઘોડા, હજારો જેની સાથે; તે હિંડયા ખાલી હાથેરે— જાગીને૦
સંસાર સર્વે દેખી–ડરતો જેની શેહમાં; તે ચોટયા જઇને ચેહમારે— જાગીને૦
કિધા હોય હાથે કરીને, દાન પુન્ય કોડે; તે જાય જીવની જોડેરે— જાગીને૦
ઋષિરાજ કહે રૂદિયામાં, રહેનારો જેથી રીઝે; કામો તો એવા કીજેરે— જાગીને૦

ત્યારે આ બધું છે–શું ?— ૫૯–રાગ–ઠુમરી.

[ કામણ દીસે છે, અલબેલા તારી આંખમારે–એ રાહ. ]

જુદું જુદું જીવતર ખરૂં જાણમારે— જુદું જુદું૦ ટેક૦
જુદી જનની જુદી જાયા, જુદી મોહ ભરેલી માયા; (૨)
કાચ કુંપો છે કાયા, મમતા તાણમારે— જુદું જુદું૦
સદાય તે છત કેની છાજે, તે દેખીને શું થઇએ રાજી; (૨)
આતશબ જી આશા, લાંબી આણમારે— જુદું જુદું૦
ગગને જામ્યો વાદળ ગોરો, પાણીમા પ્રગટયો પરપોટો; (૨)
એલ બધો એમ ખોટો, ગુરખા ગાણમારે— જુદું જુદું૦
ધીરજ રાખી મનમા ધારે, ભ્રષ્ટપણું છે તનમા ભારે; (૨)
નરક ભર્યું નવદ્વારે, વપુ વખાણમારે— જુદું જુદું૦
હેલ કરીને રોગટ ફટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો; (૨)
ભેદ વિના તું ભટકયો, ચારે ખાણમારે— જુદું જુદું૦
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાથી ગુણ લેને જાણી; (૨)
પૃથ્વીમાં જેમ પાણી ઠરે, નિચાણમારે— જુદું જુદું૦
જાચું તો જગજીવન જાચું, નાચું તો હરિ આગળ નાચું; (૨)
ઋષિરાજ કહે રાચું, સંત સમાજમારે— જુદું જુદું૦

દર ઉદરે ખાલી કર્યું; અને ભોગીએ ભોગવ્યું; તેમ (ઘર) બાપે ખાલી કર્યું; અને પુત્રોએ ભોગવ્યું. સામાન્ય અક્કલવાળા જીવો, સંસારના આ ચક્રને સમજી શકતા નથી. વિશેષ બુદ્ધિવાળા જીવોજ, સંસારની આ ઘટના સ[illegible]

કાળ એકનાં અનેક અને અનેકના એક કર્યાજ કરે છે—

मन्दाक्रान्तावृत्तं—

यत्रानेकः क्वचिदपि गृहे, तत्र तिष्ठत्यथैको
यत्राप्येकस्तदनु बहवस्-तत्र चान्ते न चैकः ।
इत्थं चेमौ रजनिदिवसौ, दोलयन् द्वाविवाक्षौ
कालः काल्या सह बहुकलः, क्रीडति प्राणिशारैः ॥ ३८ ॥

અર્થ—કોઇ ઘરમાં અનેક હતાં; ત્યાં–તે ઘરમાં; અત્યારે માત્ર એકજ છે; અને જ્યાં પહેલાં એક હતો; ત્યાં (તે ઘરમાં) અત્યારે ઘણાં માણસો છે. વળી અંતમાં કોઇ રહેવાનું પણ નથી. આ પ્રમાણે રાત દિવસરૂપી પાસા વડે, કાલિકાની સાથે રમતો ઘણી કળાવાળો કાળ, પ્રાણીઓરૂપી સોગઠીઓ સાથે રમે છે. એટલે-પ્રાણીઓરૂપી નવી નવી સોગઠીઓને ચોપાટમાં બેસારતો જાય છે; અને જુની જુની સોગઠીઓને, તે મારતો જાય છે. [૩૮]

૩૮ વિવેચન—

જળ ત્યાં સ્થળ, અને સ્થળ ત્યાં જળ, એ કાળનો નિયમ છે. કેટલાએ સારાં સારાં નગર ભાંગી પડયા; અને જ્યાં કાઇ નહોતું; ત્યા મોટા નગર વસ્યા. જે ઘરમા એકજ હતા; ત્યા અનેક થયા; અને જે ઘરમા, અનેક હતા; ત્યા એકજ રહ્યા. 'કાળના ઝપાટા કાઇ ઓર છે', એ ભાવ છે.

લાવણી

જમદે નિત્ય ઝપાટારે, કોઈ ચેતનહારા ચેતો— જમદે૦ ટેક૦
દીપી દીપી દાત કરો શુ! પલમા બગડે પીડી;
દીપી દીપી ઘણાની દીપી, ચડપ આવી ગઈ ચીડી— જમદે૦
માતપિતા જાણે સુત મહારો, થાય દિન દિન મોટો;
મહોત નજીક આવે છે એક દીન, ખેલ થશે ભાઈ ખોટો— જમદે૦
બંધવ જાણે બંધવ મારો, જીવો જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તુરત નાખશે તોડી— જમદે૦
નારી જાણે મુજ નાવલીઓ, અમર તપો અવિનાશી;
એક દિન ઝટિયા ઝડપ દેતરશે, કરશે કાળ ઉદાસી— જમદે૦
સોળ અંગ શણગાર તજીને, રોબડશા શુ રીઝો !
એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલો બીજો— જમદે૦

૨૮ પદચ્છેદ—क्वचित् गृहे–કોઇ ઘરમા. यत्र अनेकः–જ્યા ઘણા (હતા.) तत्र–તે ઘરમા. अथ एकः तिष्ठति–માત્ર એકજ રહેલ છે. यत्र एकः अपि–જ્યાં એક હતો. तद् अनु–તેના પછી. तत्र–તે ઠેકાણે. बहवः–ઘણા (થાય છે) अन्ते अपि–વળી અંતમા एकः न–એક પણ રહેતો નથી. इत्थं च–આ પ્રમાણે. इमौ रजनिदिवसौ इति–આ રાત દિવસરૂપી. द्वौ अक्षौ दोलयन् इव–બે પાસા વડે જાણે રમતો હોય એવો. बहुकलः कालः–ઘણી કળાવાળો કાળ, અગર સમર્થ કાળ–અગર ચતુર કાળ. काल्या सह–કાલિકાની સાથે. प्राणिशारैः क्रीडति–પ્રાણીઓરૂપી સોગઠીથી રમ્યા કરે છે.

દર્પણ લઇ શુ મુખડુ દેખો, સમજો જમની શેદમા,
એકદિન કરશે કાળ કોલાહલ, ઝડપ સુવારે ચેદમા— જમદે૦
દારા પુત્ર પરિવાર તજીને, જાવુ મિરકત ગેલી,
કવિરાજ રઘુનાથ વિના, નથી કોઇ બરાબર બેલી— જમદે૦

આ પદ-ઘણા સારા શાસ્ત્રોનો સાર છે અને ઉપનિષદનો અર્થ છે

જ્યા વરો હોય, ત્યા જમનારાઓની એક પક્તિ ઉઠે, અને બીજી પક્તિ બેસે માતા પિતા ખેત કરતાં કરતાં, થાકી જાય, તેટલા સમયમા, પુત્રો તેમનો ચાર્જ લેવા તૈયાર થઇ જાય એક ઉઠે, ત્યાં બીજો તે જગ્યાએ બેસવા તૈયાર થઇ જાય આ પ્રવાહમાં તણાતાં, જે સ્ત્રી પુરૂષો, પોતાના સાચાં સ્વરૂપને સમજે નહીં, અગર સમજવા પ્રયત્ન પણ કરે નહિ, તે પ્રવાહી જીવો-પામર જીવો-ગણાય.

શ્લોકની છેલ્લી લીટીમા કહ્યુ કે-કાળ કાલિકાની સાથે પ્રાણીઓરૂપ સોગઠીઓથી રમે કાળ અને કાલિકા તે રૂદ્ર અને પાર્વતી

ત્યારે આ સંસારમા કરવા જેવુ શુ ?

**शिखरिणीवृत्त**

तपस्यन्तः सन्तः, किमधिनिवसामः सुरनदीं ।
गुणोदारान्दारा-नुत परिचयाम सविनयम् ।
पिबाम शास्त्रौघा-नुत विविधकाव्यामृतरसान् ।
न विद्म किं कुर्मः, कतिपयनिमेषायुषि जने ॥ ३९ ॥

અર્થ—તપ કરવાના હેતુથી, સત્પુરૂષો જેમ ગગાના તટ ઉપર વસે છે, તેમ ગગાના તટ ઉપર, અમે કા ન વસીએ ! અથવા-નાના પ્રકારના કાવ્યોરૂપી અમૃતનો રસ જેમા ભર્યો છે, એવા શાસ્ત્રોના સમુહનુ પાન, અમે કા ન કરીએ ! અથવા ગુણોરૂપી શણગારથી શોભતી, સ્ત્રીઓનું સેવન, અમે વિવેકપૂર્વક કા ન કરીએ ! આ સસાર અગર-આ અવતાર-કે જેમા, માણસને ઘણોજ થોડો વખત જીવવાનુ હોય છે-તેમા અમારે શુ કરી લેવુ, તેની અમને ખબર પડતી નથી (૩૯)

---

૩૯ પદચ્છેદ—तपस्यन्त सत -તપ કરવાના હેતુથી સત્પુરૂષોની માફક सुरनदीं किम् अधिनिवसाम -ગગાના તટ ઉપર જઇને કા ન વસીએ विविधानि काव्यानि एव अमृतानि, तानि एव रस येषु ते-विविधकाव्यामृतरसा, तान् विविधकाव्यामृतरसान् નાના પ્રકારના કાવ્યોરૂપી અમૃતનો રસ જેમા ભર્યો છે એવા शास्त्राणाम् ओघा तान् शास्त्रौघान्-શાસ્ત્રોના સમુહોનુ पिबाम -અમે પાન કા ન કરીએ ?-અગર' गुणै उदारा, तान् गुणोदारान्-ગુણોરૂપી શણગારથી શોભતી दारान्-સ્ત્રીઓનુ सविनयम् परिचराम વિવેકપૂર્વક સેવન કાં ન કરીએ ? उत-શા કા સબબે છે कतिपयानि निमेषानि यस्मिन् तत् कतिपयनिमेषम् कतिपयनिमेषम् आयु यस्य स कतिपयनिमेषायु तस्मिन् कतिपयनिमेषायुषि-कतिपयनिमेषायुषि जने-આ સસાર અગર આ અવતાર-કે જેમા માણસને ઘણો થોડો વખતજ જીવવાનુ હોય છે, તે સસારમા किं कुर्म -અમારે શુ કરવુ (तत) न विद्म -તે અમે જાણતા નથી

૩૯ વિવેચન—

આવી મુઝવણ ભર્તૃહરિનેજ થઇ, એમ નથી; પણ વિચાર કરનારી દરેક વ્યક્તિને, આવી મુઝવણ, વિચારને પરિણામે થઇ આવે છે, જેમને ગોળ ખોળની ખબર નથી; તેમની આ વાતો નથી; પણ જેઓ ગોળ ખોળને વિવેકદ્વારા ઓળખે છે, તેમને આ મુઝવણ પીડે છે.

કા તો ગંગાના તટ ઉપર જઇને તપશ્ચર્યા કરવી, કા તો કાવ્યામૃતથી પૂર્ણ શાસ્ત્રોના, રસનું પાન કરવુ, અને કા તો સુદર સ્ત્રીનું સેવન કરવુ–આ ત્રણ રસ્તા મનુષ્યો માટે ખુલ્લા છે. દરેક દેશના, અને દરેક ધર્મના, શાસ્ત્રોએ અને સંતોએ, તપ અને સ્વાધ્યાયનો મહિમા બહુ ગાયો. સસારમા પેસનારા નવીન પુરૂષોને, સ્ત્રીમા મોહ હોય, પણ અનુભવે, તેઓ અકળાય–પરતાય; અને પાછા હઠે. સ્ત્રીતત્ત્વનું સારી રીતે નિરીક્ષણ કરનારા જૈન મત કહે છે કે—

રાગ–શાર્દુલ૦

योगे पीनपयोधरांचिततनोर्-विच्छेदने विभ्यतां ।
मानस्यावसरे चटूक्तिविधुरं, दीनं मुखं बिभ्रतां ॥
विश्लेषस्मरवह्निनानुसमयं, दंदह्यमानात्मनां ।
भ्रात सर्वदशासु दु खगहनं, धिक्कामिनां जीवितम् ॥ ११ ॥

અર્થ—સુદર સ્ત્રીને પ્રાપ્ત કરવી, તે એક દુ ખ, અને પ્રાપ્ત કર્યા પછી, કદિ તેણીનો વિયોગ થાય, તો તે દુ ખ, પ્રાપ્ત કરવાના દુ ખ કરતા વધી પડે. કદિ તે સ્ત્રી મીઠા વચનો બોલીને, પુરૂષને માન આપે–પુરૂષને રીઝવે, તો તે પુરૂષ તેણીની પાસે દીન–વિકળ–સ્ત્રીવશ બાપડો–બની જાય; અને કદિ તે સુદર સ્ત્રીનો વિયોગ થાય; તો તેણીના વિયોગના કામાગ્નિમા પુરૂષ બળી મરે, ફફડી ઉઠે. આ પ્રમાણે દરેક અવસ્થામા, જેમનો આત્મા (જેમનું મન) રાક રહે છે; અને જે ગહન દુ ખ સહન કરે છે, તે કામી પુરૂષોના જીવિતને, હે ભાઇ! ધિક્કાર છે. [૧૧]

રાગ–શાર્દુલ૦

सौंदर्यैकनिधे कुलाकुलविधेर्-लावण्यपाथोनिधेः ।
पीनोत्तुंगपयोधरालसगते, पातालकन्याकृतेः ॥
कांताया नवयौवनाचिततनोर्-यैस्त्यज्जित सगम ।
सम्यग्मानसगोचरे चरति किं. तेषां हताश स्मर. ॥७।

અર્થ—સૌંદર્યના ભંડારરૂપ, ઉત્તમ કુળની, લાવણ્યના સમુદ્ર જેવી, ઉપડતા કઠણ સ્તનના ભારથી જેની ગતિ મંદ મંદ બની છે એવી, અને નાગકન્યા જેવી સુંદર આકૃતિવાળી, તથા નવ યૌવનથી વ્યાપ્ત એવી સ્ત્રીના સંગમનો જે પુરૂષોએ ત્યાગ કર્યો છે, તે પુરૂષોના સુવ્યવસ્થિત થએલા મનમા, હતાશ થએલો કામદેવ કદિ આવતો હશે? ના.

ચોપાઈ—ઉસર વરસે તૃણુ નહિં જામા, સંતહૃદય જસ ઉપજ ન કામા.

સંસારનો માર્ગ ભલે ભયંકર હો, તોપણ જેમને કથાવાર્તાનો–શાસ્ત્રોનો અને મંતોનો–લાભ મળતો હોય; અને તેમના કર્મનો ઉદય થયો હોય, તો તેમને જરૂર, સંસારનો માર્ગ તજવાની, અને કલ્યાણનો માર્ગ ગ્રહણ કરવાની ઇચ્છા થાય.

વૈભવ ભોગવવાની તૃષ્ણાઓ, તૃપ્ત કરવા માટે, જીંદગીભર ધનપ્રાપ્તિ તરફ મન દોડે. એમ દોડતાં કદિ ઘણું ધન મળે; તો બે પાંચ–કે પંદર–વરસ વૈભવ ભોગવાય; ત્યાં વૃદ્ધાવસ્થા અને રોગો આવી પહોંચે. પછી સારૂં સારૂં ખાવાનું મન થાય; પણ પચે નહી. ડોક્ટરો સલાહ આપે કે–' શેઠ ! ખાવાનો શોખ હવે કમી કરો; નહિં તો મરી જશો. સવાર સાંજ માત્ર બકરીનું દુધ–પાશેર પાશેર લેજો.' સારાં સારાં વસ્ત્રાભુષણ પહેરવાં ગમે; પણ શેઠ લાપકો મારીને બહાર નીકળે; તો સગાં વ્હાલાં અને છોકરાં મશ્કરી, કે–'ઘરડી ઘોડી અને લાલ લગામ.' એટલે વૃધ્ધાએ, સાદાં કપડાંજ પહેરવાં પડે. પૈસા મળ્યા; પણ વૈભવમાં વાપરવા ફાવ્યા નહીં; તેમ કોઇને આપ્યા પણ નહીં. ખાધું નહીં, અને ખાવા દીધું પણ નહીં; અંતે–'હાય પૈસા–'હાય પૈસા !' કરતા કરતા શેઠ મોટે રસ્તે ચાલતા થયા. મરતી વખતે શેઠને ભાન થયું કે–'પ્રેયઃ ના કરતાં શ્રેયઃ માટે પ્રયત્ન કર્યો હોત; તો સારૂં હતું.' બ્રાહ્મણો પરણતા, તોપણ–શ્રેયઃમાંજ તલ્લીન રહેતા હતા; અને પ્રેયઃની પરવા બહુજ થોડી રાખતા હતા. તેને પરિણામે, હજી સુધી તેમની વડાઇ ગવાય છે. અત્યારે પણ જે બ્રાહ્મણો, પ્રેયઃમાં લલચાયા છે; તેઓ આ ભવસાગરે ભૂલા પડયા છે. તપ અને વિદ્યા એજ બ્રાહ્મણનું સાચું ધન છે. ડાહ્યા પુરૂષોને ઋષિઓ કહે છે; તે ભાવથી સાંભળો—

રાગ–શાર્દુલ૦

भोगास्तुंगतरंगभंगचपला, प्राणाः क्षणध्वंसिनः ।
स्तोकान्येव दिनानि यौवनसुखं, प्रीतिः प्रियेष्वस्थिरा ॥
तत्संसारमसारमेव निखिलं, बुद्ध्वा बुधा बोधका ।
लोकानुग्रहपेशलेन मनसा, यत्नः समाधीयताम् ॥२६॥

અર્થ—હે વિદ્વાન ઉપદેશકો ! વિષયના ભોગ, ઉંચા ઉછળતા પાણીના તરંગોની પેઠે; જલદીથી નાશ પામવાવાળા છે. પ્રાણો પણ ક્ષણમા નાશ પામવાવાળા છે. જુવાનીનું સુખ થોડા દિવસોજ રહે છે. પ્રિય જનોના ઉપર પ્રીતિ પણ અસ્થિર છે. તેથી આખા સંસારને અસાર જાણીને, લોકોનો અનુગ્રહ કરવામા કુશળ એવા મનવડે, (દૈવી સુખ માટે) પ્રયત્ન કરો. [૨૬]

પરમારથનો ધંધો પહેલા કરજો; એ ભાવ છે.

સંસારમાં કયે રસ્તે ચાલવુ; તે સંબંધમા હજી આગળ કહે છે; તે સાંભળો—

રાગ–શાર્દુલ૦

ब्रह्मेन्द्रादिमरुद्गणांस्तृणकणान्, यत्र स्थितो मन्यते ।
यत्स्वादाद्विरसा भवंति विभवास्–त्रैलोक्यराज्यादय. ॥
भोगः कोऽपि स एक एव परमो, नित्योदितो जृंभते ।
भो साधो ! क्षणभंगुरे तदितरे, भोगे रतिं मा कृथाः ॥२७॥

અર્થ—હે સાધન કરનારા સાધુ પુરૂષ ! આ સંસારમા અનેક પ્રકારના ભોગો છે; તોપણ તેમાં એકજ ઉત્તમ અને નિત્ય પ્રકાશનારો પરમભોગ છે. તે ભોગમાં સ્થિતિ કરનારો પુરૂષ, બ્રહ્મા ઇંદ્ર અને એવા બીજા મોટા દેવને તરખલા જેવા ગણે છે. તે ભોગનો સ્વાદ લેતા, ત્રૈલોકયના રાજ્ય આદિ વૈભવો, રસ વિનાના લાગે છે. તેથી આ અલૌકિક ભોગને તજીને, બીજા ક્ષણભંગુર ભોગોમા તારે પ્રીતિ કરવી નહિં. (૨૭)

તે સંબંધમાં ભર્તૃહરિ મહારાજ આગળ શું કહે છે; તે ભાવથી સાંભળો—

मन्दाक्रान्तावृत्तम्.

गङ्गातीरे हिमगिरिशिला-बद्धपद्मासनस्य
ब्रह्मध्यानाभ्यसनविधिना, योगनिद्रां गतस्य ।
किं तैर्भाव्यं मम सुदिवसैर्-यत्र ते निर्विशङ्काः
संप्राप्स्यन्ते जरठहरिणा, शृंगकण्डूविनोदम् ॥ ४० ॥

शिखरिणीवृत्तम्.

स्फुरत्स्फारज्योत्स्ना-धवलिततले क्वापि पुलिने
सुखासीनाः शान्त-ध्वनिषु रजनीषु द्युसरितः ।
भवाभोगोद्विग्नाः, शिवशिवशिवेत्यार्तवचसा
कदा स्यामाऽऽनन्दोद्-गतबहुलबाष्पाप्लुतदृशः ॥ ४१ ॥

અર્થ—ગંગાના તટ ઉપર હિમગિરિની શિલા ઉપર, પદ્માસન વાળીને, વિધિ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન ધરીને, યોગનિદ્રાને પામેલા એવા મારા શરીરને, ઘરડાં હરણો નિઃશંકપણે, પોતાનાં શિંગડાં ઘસે-એવા મારા સુદિવસો ક્યારે પ્રાપ્ત થાય! એટલે-સમાધિમાં હું એટલો બધો આગળ વધી જાઉં, કે-

૪૦-૪૧/૪૦ પદચ્છેદઃ—गंगातीरे-ગંગાના કાંઠા ઉપર. हिमगिरेः शिलायाम् बद्धं पद्मासनं येन सः तस्य इति मम-હિમાલય પર્વતની શિલા ઉપર પદ્માસન વાળીને બેઠેલા એવા મારા (દિવસો). ब्रह्मणः ध्यानं ब्रह्मध्यानं, तस्य अभ्यसनं, तस्य विधिः-तेन ब्रह्मध्यानाभ्यसनविधिना-વિધિ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન ધરવાથી. योगनिद्रां गतस्य मम-સમાધી પામેલા એવા મારા. तैः सुदिवसैः-તે દિવસોથી. किं भाव्यं-થવું જોઇએ. यत्र-જે સમયમાં. ते निर्विशङ्काः जरठहरिणाः-તે ઘરડા હરણો નિર્ભયપણે-શંકા રહિત થઈને. शृंगकण्डूविनोदम्-શીંગડું ઘસવાથી થતા આનંદને. संप्राप्स्यन्ते-પ્રાપ્ત કરશે. ૪૧ પદચ્છેદઃ—क्व अपि-અહો! दिवः सरित् द्युसरित्, तस्याः द्युसरितः-ગંગાના (કાંઠા ઉપર) स्फुरत्-વધતું જતું-ફેલાતું. स्फारज्योत्स्ना-ચંદ્રનું ઘણું અજવાળું. [स्फुरत्स्फारज्योत्स्नया धवलितं तलं यस्य सः स्फुरत्स्फारज्योत्स्नाधवलिततलः तस्मिन्] स्फुरत्स्फारज्योत्स्नाधवलिततले पुलिने-વિસ્તાર પામતી ચાંદનીને લીધે (રૂપા જેવા) સફેદ જણાતા (ગંગાના) તટ ઉપર. शांतध्वनिषु रजनीषु-શાંત અવાજવાળી રાત્રીઓમા-અથવા જેમા ગોધાટ શાંત થઇ ગયો છે એવી રાત્રીઓમાં सुखासीनाः-સુખથી બેઠેલા એવા અમો. भवाभोगोद्विग्नाः-સંસારના ભોગો ભોગવ્યાથી જેમનાં મન કંટાળી ગયા છે એવા અમે. आर्तवचसा-ગદ્‌ગદ વાણીથી. शिव शिव शिव इति-"શિવ શિવ શિવ" એવુ બોલતા અમો. आनन्देन उद्गतानि (પ્રગટ્યાં છે) बहुलानि (ઘણા) बाष्पाणि, तैः आप्लुते (ભીના) दृशौ येषाम् ते-आनन्दोद्गतबहुलबाष्पाप्लुतदृशः-આનંદના આંસુઓથી જેમની દૃષ્ટિ વિકળ બની ગઇ છે એવા અમો. कदा स्याम्-ક્યારે થઇશું!

'હરણો મારા શરીર સાથે, પોતાનાં શિંગડાં ઘસે; તોપણ મને ખબર પડે નહિ. (૪૦) વિસ્તાર પામતી ચાંદનીને લીધે, ધોળા દેખાતા ગંગાજીનાં કાંઠા ઉપર શાંત રાત્રિમાં, સુખ પૂર્વક બેઠેલા-એવા, તથા સંસારના ભોગ ભોગવ્યાથી, જેમનાં મન કંટાળી ગયા છે એવા, તથા 'શિવ-શિવ-શિવ' એમ ગદગદ્ વાણીથી બોલતાં, આનંદનાં આંસુઓથી જેમની દૃષ્ટિ વિકળ બની ગઇ છે; એવા અમે ક્યારે થઇશું! એવા દિવસ ક્યારે અમને પ્રાપ્ત થશે! એ ભાવ છે. (૪૧)

૪૦-૪૧ વિવેચન—

'મારો દિકરો ક્યારે પરણે! મને ધન ક્યારે મળે! મને રાજનું દીવાનપદ ક્યારે મળે! નાત જાતમા મારો સત્કાર ક્યારે થાય!' એવા એવા અનેક વિચારો થયા હશે; પણ આવા વિચાર કદિ આપને થયા છે? આહાર, નિદ્રા, અને મૈથુનને માટેજ જેમણે જીંદગીભર વિચાર કર્યા. તેથી આગળ વધ્યા નહિં; તેઓ જીવનના ઉંડા ખાડામા પડયા છે. રૂડા પુરૂષો કેવા વિચાર કરતા હશે'—

રાગ-શિખરિણી વૃત્તમ.

कदा वृंदारण्ये, विमलयमुनातीरपुलिने ।
चरंतं गोविंदं, हलधरसुदामादिमहितं ॥
अये कृष्ण स्वामिन, मधुरमुरलीवादन विभो!
प्रसीदेत्याक्रोशन, निमिषमिव नेष्यामि दिवसान् ॥

અર્થ—યમુનાજીના નિર્મળ અને વિશાળ કાંઠા ઉપર, બળદેવ અને સિદામા વિગેરે સાથે, વિહાર કરતા શ્રીકૃષ્ણ ભગવાનને, 'હે કૃષ્ણ!' 'હે સ્વમિન્!' 'હે મધુર મોરલીના વગાડનારા વિભો' મારા ઉપર પ્રસન્ન થાઓ;' એમ બોલતા બોલતાં, વૃંદાવનમાં મારા દિવસોને, એક નિમેષ જેવડા બનાવીને, હું ક્યારે ત્યાં રહીશ!

રાગ-શિખરિણીવૃત્તમ્

अहौ वा हारे वा, बलवति रिपौ वा सुहृदि वा ।
मणौ वा लोष्ठे वा, कुसुमशयने वा दृषदि वा ॥
तृणे वा स्त्रैणे वा, मम समदृशो यांतु दिवसाः ।
क्वचित् पुण्यारण्ये, शिव शिव शिवेति प्रलपतः ॥३१॥

અહો! એવો દિવસ ક્યારે આવશે કે જ્યારે-સર્પના વિશે અને (પુષ્પના) હારને વિશે બળવાન્ શત્રુના ઉપર, તથા સ્નેહીના ઉપર; મણિમાં તથા માટીના ઢેફામા, પુષ્પની શય્યામા પત્થરની શિલારૂપી શય્યામા; તૃણમા અથવા તો સ્ત્રીઓના સમુદાયમાં; મારી સમદૃષ્ટિ થશે! એટલે પ્રિય અપ્રિય દેખીને, મારી દૃષ્ટિ વિકાર ન પામે-એવું ક્યારે થશે! એમ થયા પછી, કોઈ એક અરણ્યમા જઇને, 'શિવ, શિવ, શિવ' એમ શિવનાં નામ જપતા, મારા દિવસો ક્યારે વ્યતીત થશે! [૩૨]

કેમ કેવો ભાસ છે?—સમન્વય છે?-કે-'ક્રોંચ આગળ લાગતા; અને આધા સામે આરસી.' જ્ઞાનવૈરાગ્યની ગરજ હોય; તો-આવા શ્લોકો, ઓછામા ઓછા પાંચ વખત વાચજો; દસ વખત મનમા વિચારજો; અને પછી પોતાના જીવનતંત્ર સાથે વીસ વખત મેળવજો.

कदा स्यामाऽऽनंदोद्-गतबहुलबाष्पाप्लुतदृशः ॥४१॥ આ લીટીને તમે ભૂલશો નહિ. કોઇ સ્ત્રીમાં રાજી; કોઈ પુત્રમાં રાજી, કોઇ ધનમાં રાજી; કોઇ સત્તામાં રાજી; તેમ મુમુક્ષુઓ જ્ઞાન વૈરાગ્યમાં રાજી. જ્ઞાનવૈરાગ્ય ખાતે હર્ષનાં આંસુ ક્યાંથી હોય!

ચોપાઇ—સદ્ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સયંમ યહ ન વિષયકર આશા;
રઘુપતિ ભક્તિ સજીવન મૂરી, અનુપાન શ્રદ્ધા અતિ રૂરી.
ઇહિ બિધિ માનસરોગ નશાહી, ના હિત યતન કોટિ નહિં જાઈ;
જાનિય તબ મન વિરૂજ ગુંસાઇ, જબ ઉર બલ વિરાગ અધિકાઇ.
સુમતિ ક્ષુધા બાઢે નિત નઇ, વિષય આશ દુર્બળતા ભઇ.
[ મોક્ષવાણી પાનુ ૯૨ ].

કેવું વ્રત લઇને વનમાં રહેવું?—તે સાંભળો—

शिखरिणीवृत्तम्—

महादेवो देवः, सरिदपि च सैवामरसरिद्-
गुहा एवागारं, वसनमपि ता एव हरितः।
सुहृद्वा कालोऽयं, व्रतमिदमदैन्यव्रतमिति
कियद्वा वक्ष्यामो, वटविटप एवास्तु दयिता ॥४२॥

અર્થ—મહાદેવ એજ દેવ છે; ગંગા એજ નદી છે; ગુફા એજ ઘર છે; દિશાઓ એજ વસ્ત્રો છે; કાળ એજ મિત્ર છે; 'યાચવું નહીં;' એજ સાચું વ્રત છે. વડનું ઝાડ સ્ત્રી તરીકે આશ્રયદાતા થાઓ. હવે બીજું શું કહીએ! [૪૨]

૪૨ વિવેચન—

'મહાદેવ એજ દેવ છે' એમ શ્લોકમા કહ્યું; પણ—'મહાદેવ એટલે વિષ્ણુનો વેરી;' અગર 'વિષ્ણુ એટલે મહાદેવનો વેરી;' એવો પામર વિચાર કરનારા જીવો, આ વાત સાભળીને અકળાઇ જાય.

યાદ રાખવું કે—પામરો માટે, શિવ વિષ્ણુની ભક્તિરૂપી મોટી ભૂલવણી છે; સમજુને મન—જ્ઞાનીને મન—તે બેઉ એકજ છે. ભાગવત વાંચ્યું; પણ આ ભેદ ન ગયો; તે ભવોભવ ભટકાયા. જેમ ધૂળ ઉડે; ત્યારે સૂર્ય સંતાઈ જાય; તેમ આવા બેવકુફી ભર્યા ઝઘડા જાગે; ત્યારે સાચી વાત સુઇ જાય. ધણી ધણીયાણીને હેત ઘણું, પણ કજીયો થાય; ત્યારે સામસામી ગાળો દેવા લાગે. એક માતાના બે પુત્રો, પણ કજીયે ચડયા; તે કોરટે પણ ચડયા. સંપ્રદાયો સારા છે; પણ જેઓ સ્વાર્થે રંગાયા; તેઓ અજ્ઞાને ઘેરાયા. પોતે પડયા; અને પોતાના અનુયાયીઓને પણ પાડયા-રજળાવ્યા. સંપ્રદાયોના કેટલાએક આચાર્યો, પંડિતો અને ડાહ્યાં ડાહ્યાં

---

૪૨ પદચ્છેદ—देवः महादेवः-દેવ તો મહાદેવ. च-અને सरित् अपि सा एव अमरसरित्-નદી તો ગંગાજી. गुहा एव आगारं-ગુફા એજ સાચું ઘર. वसनम् अपि ताः एव हरितः-દિશાઓ એજ સાચું વસ્ત્ર वा-અને सुहृद् अयं कालः-કાળ એજ સાચો મિત્ર. अदैन्यव्रतम् इति व्रतम्-યાચવું નહિં તેજ સાચું વ્રત. वटविटपः एव दयिता अस्तु-વડનું ઝાડ સ્ત્રી તરિકે (આશ્રયદાતા) થાઓ. वा कियत् वक्ष्यामः વળી કેટલુંક કહીએ!

સ્ત્રી પુરુષો પણ, આ દુઃખને-આ ગંદકીને-સમજી શકતા નથી. શાસ્ત્ર કહે છે કે-સર્વત્ર આત્મભાવ કરો, પણ જ્યાં બીજું તિલક દેખીને ભડકે, બીજા પ્રકારની કંઠી દેખીને કકળે, ત્યાં આત્મભાવ કેમ કરીને ઉભો રહે! 'ભલે કંઠી તિલક જુદા છે, પણ તે ભગવાનને ભજનારો છે.' એવો ભાવ જેમને થય, તે ઉત્તમ વૈષ્ણવ અગર ઉત્તમ સત્સંગી-સમજવો

સંસારનું મૂળ કોણ છે, તે હવે કહે છે—

शार्दूलविक्रीडितवृत्तम्.

> आशानामनदी मनोरथजला, तृष्णातरङ्गाकुला ।
> रागग्राहवती वितर्कविहगा, धैर्यद्रुमध्वंसिनी ॥
> मोहावर्तसुदुस्तराऽतिगहना, प्रोत्तुङ्गचिन्तातटी ।
> तस्याः पारगता विशुद्धमनसो, नन्दन्ति योगीश्वराः ॥ ४३ ॥

અર્થ—આશા નામની નદી, કે જેમા મનોરથો રૂપી જળ ભર્યાં છે, જેમા તૃષ્ણારૂપી ચચળ તરંગો ઉછળે છે; જેમા સ્નેહ રૂપી મગર છે, જેમા વિતર્ક રૂપી પક્ષીઓ વસે છે, તથા જે નદી ધૈર્ય રૂપી વૃક્ષનો નાશ કરે છે, વળી જે નદી મોહરૂપી ધુમરીથી દુસ્તર અને અતિ ઉંડી છે, અને જેને મોટી ચિંતારૂપી કાઠા છે, તે આશા નદીના પારને પહોચેલા, શુદ્ધ મનવાળા મોટા યોગેશ્વરો આનદ પામે છે (૪૩)

૪૩ વિવેચન—

આશા એજ કામના, અને કામના એજ આશા.

'આશાએ કોને આકુળાવ્યા નથી,' એમ સામાન્ય રીતે આપણે વહીએ છીએ, તો પણ આશાના ઉડાણમા આશાની કાઇક વિશેષ કીમત છે, તે સાભળો—

---

૪૩ પદચ્છેદ—[ मनोरथा एव जलानि यस्याम् सा मनोरथजला ] आशा नामनदी मनोरथजला આશારૂપી નદી કે જેમા મનોરથરૂપી જળ ભર્યાં છે તે तृष्णा एव तरंगा तै आकुला तृष्णातरंगाकुला-તૃષ્ણારૂપી તરંગોથી ડોલતી-ધ્રુધવતી ( આશારૂપી નદી ) राग एव ग्राह अस्ति अस्याम् रागग्राहवती-સ્નેહ અગર મમતારૂપી મગરો વાળી (આશારૂપી નદી). वितर्क एव विहग अस्ति यस्या सा वितर्कविहगा-વિતર્કરૂપી જેમાં પક્ષીઓ છે એવી (આશારૂપી નદી) धैर्य एव द्रुम, तस्य ध्वंसिनी धैर्यद्रुमध्वंसिनी-ધૈર્યરૂપી વૃક્ષોનો નાશ કરનારી मोह एव आवर्ता (ભમરી) तै सुदुस्तरा-मोहावर्तसुदुस्तरा-મોહરૂપી ભમરીઓથી-ધુમરીઓથી-ઉતરી ન શકાય તેવી (આશારૂપી નદી) अतिगहना-ઘણી ઉંડી प्रोत्तुङ्गा (ઘણી મોટી) यासौ चिन्ता च प्रोत्तुङ्गचिन्ता, प्रोत्तुङ्गचिन्ता एव तट यस्या सा प्रोत्तुङ्गचिन्तातटी-મોટી મોટી ચિંતાઓરૂપી જેના કાંઠા છે એવી આશારૂપી નદી विशुद्ध मन येषाम् ते विशुद्ध मनस -અંતઃકરણની શુદ્ધતા જેઓએ પ્રાપ્ત કરી છે એવા-એવા થઇને तस्या पारगता - તે આશારૂપી નદીના પારને પામેલા. योगीश्वरा -યોગીઓના પ્રભુઓ नन्दन्ति-આનંદ ભોગવી રહ્યા છે.

ते धन्याः पुण्यभाजस्ते, तैस्तीर्णः क्लेशसागरः ।
जगत्संमोहजननी, यैराशाशीविषा जिता ॥

સંતો કહે છે; અને શાસ્ત્રો કહે છે કે–' જેની દાઢમાં ઝેર છે, એવી નાગણુ જેવી–જીવોને બહુ સારી રીતે, ભૂલાવામાં નાંખી દેનારી–આશા, જેમણે જીતી, તે પુરુષોને ધન્યવાદ ઘટે છે, તે પુરુષો પુણ્યશાળી છે, તેઓ આ સંસારના ક્લેશસાગરને તરી ગયા છે.'

आशायाः ये दासास्–ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी, तेषां दासायते लोकः ॥

અર્થ—આશાના જેઓ દાસ, તેઓ આખા જગતના દાસ; અને આશા જેની દાસી, તેઓ પ્રત્યે આખું જગત દાસભાવે વર્તે.

જુવાનીઆઓ–એટલે–નવો સંસાર માંડનારા લોકો–આશાના પાશા ઉછાળે; પણ વૃદ્ધો આશાને રમકડે રમે; તે જ્ઞાનનો સંપૂર્ણ અભાવ. વૃદ્ધોએ આ ભયંકર રોગને ઓળખવો જોઇએ. વૃદ્ધોએ યાદ રાખવું ઘટે કે—

च्युता दंताः सिताः केशा, दृष्टिरोधः पदे पदे ।
क्षीणं जीर्णमिमं देहं, तृष्णा नूनं न मुंचति ॥

અર્થ—દાંત પડી ગયા, વાળ ધોળા બન્યા, આંખે દેખાતું નથી. આ દેહ પણ ક્ષીણ અને જીર્ણ બની ગયો, છતાં તૃષ્ણા જીવને જરાએ છોડતી નથી.

આશા બે પ્રકારની છે–એક આશા બંધન કરે; અને બીજી આશા બંધનથી મૂકત કરે. જેમણે નિત્ય વસ્તુ માટે, આ જગતમાં આશા રાખી, તે જગતમાં–જગતની બાજીમાં જીત્યા; અને જેમણે અનિત્ય વસ્તુ માટે, આ જગતમા આશાઓ રાખી; કામનાઓ કરી; તેઓ આ જગતમા–આ જગતની બાજીમાં–હાર્યા.

ગોપીકાઓ બોલી છે કે—સંતોએ નિર્ણય કર્યો છે કે–' આશા વસ્તુ ખોટી–જીવનું બગાડનારી, તોપણ હે કૃષ્ણ ! અમને તમારી આશા તો રહેજોજ.'

સુતીક્ષણે શ્રીરામને કહ્યું હતું કે—

સોરઠો—માયા વશ જીમિ જીવ, રહહિ સદા સંતત મગન;
તિમિ લાગહુ મોહિ પ્રિય, કરુણાકર સુંદર સુખદ. સિયાવર૦

માયાવી જીવને જેટલું જગત વ્હાલું લાગે છે; એટલે તે જગતમાં જેટલો રચ્યો પચ્યો રહે છે; તેટલા તમે, હે કરુણાના ભંડાર ! હે સુંદર ! હે સુખ દેનારા રામ ! •મને વ્હાલા લાગો. હું આપનામાં રચ્યો પચ્યો રહું–એ ભાવ. મને તમારી એકની આશા–તો, સદા રહો–એ ભાર.

દૃષ્ટાંત—જમીયતરામ પાઠકના પુત્ર, નવાબના દીવાન થયા. તોપણ જમીયતરામ ભાઇનાં પત્નિ, હમેશાં પતિના ઓશીયાળાં રહેવા ખુશી, પુત્રોના ઓશીયાળાં રહેવા ખુશી–નહિં. સવાર સાંજ પ્રભુ પ્રાર્થના વખતે, અંતમાં તે સ્ત્રી કહેતાં કે–' હે પ્રભુ ! તું મને મારા પતિની સદા ઓશીયાળી રાખજે. તેમનામાં થએલો મારો પ્યાર કદિ કમી ન થશો.'

•આશાનો ચમત્કાર–જ્યાં સુધી આશા હોય, ત્યાં સુધીજ જીવ નમીને ચાલે; ત્યાં સુધીજ જીવ–ઓશીયાળો રહે; અને જ્યારે આશાનો દોર તૂટે; ત્યારે જીવ બેપરવા બની જાય.

મનને નિયમમાં રાખનાર પુરૂષ દુર્લભ છે; એમ હવે કહે છે—
मन्दाक्रान्तावृत्तम्—

आसंसारं त्रिभुवनमिदं, चिन्वतां तात ताहङ्-
नैवास्माकं नयनपदवीं, श्रोत्रवर्त्मागतो वा ॥
योऽयं धत्ते विषयकरिणी-गाढगूढाभिमान-
क्षीवस्यान्तःकरणकरिणः, संयमालानलीलाम् ॥४४॥

અર્થ—હે તાત ! સંસારસહિત ત્રણે ભુવનમાં અમે ફરી વળ્યા; પણ એવો પુરૂષ અમારા જોવામાં અગર સાંભળવામાં આવ્યો નથી; કે જે પુરૂષ, વિષયરૂપી હાથણી ઉપર અત્યંત ગૂઢ અભિમાનથી-પ્યારથી, મદોન્મત્ત થએલા અંતઃકરણરૂપી હાથીને બાંધવા માટે, સંયમરૂપી ખીલા જેવો બની શકે. એટલે જે મનુષ્ય અંતઃકરણને વિષય તરફ જતું અટકાવી શકે. તાત્પર્ય—જેણે કામને જીત્યો હોય; એવું એક પણ દૃષ્ટાંત આપી શકાય એમ નથી. [૪૪]

૪૪ વિવેચન—ચારે વેદ ભણી જવા તે સહેલું; મોટી સભામા સારા શબ્દો ગોઠવીને ભાષણ કરવું; તે પણ સહેલું, ગુરૂ અગર આચાર્ય બની બેસવું; તે પણ સહેલું; પણ કોઇ પાળવું; કોઇ પણ પ્રકારે મનને વિષયો તરફ દોડતું અટકાવવું; તે અઘરૂં કામ છે. જંગલી હાથી જેમ પાળેલા હાથીઓના સંગમા રહેવાથી જંગલી મટે છે; તેમ વિષયો તરફ દોડતા મનવાળા જીવે, સંતોના સહવાસમાં રહેવું. ૮૪ લાખ યોનીઓમા, જેમ મનુષ્ય દેહ મોંઘો; તેમ જીવનના અનેક દીવસોવાળા આયુષ્યમા, સંતોનો સહવાસ મોંઘો. રાજની ગાદી મળે; ધનના ઢગલા મળે; અગર મોગલોનો અમલ મળે; પણ સંતસમાગમ મળે નહિં. સંતો સાથે સુવું-બેસવું —જમવું અને તેમની આજ્ઞામા રહેવું-તે મોંઘું. ધનને માટે આફ્રીકા—આસ્ટ્રેલીયા કે અરબસ્તાનના રણમા જઇને વસે; પણ નજીક રહેતા સંત સાથે બેસવુ ગમે નહીં. ચાતુર્માસમાં વ્રતદિક્ષા, ભાગવતાદિના પારાયણમા શ્રવણદિક્ષા, યજ્ઞોમા યજ્ઞદિક્ષા—અને એવા બીજાં કાંઈ વ્રત ધારણ કરો; ત્યારે જરૂર સંતોના સહવાસમાજ રહેજો. ગીતામા ગોવિંદ બોલ્યા છે કે 'મનને વશ કરવું; તે ઘણું અઘરૂં છે, તોપણ અભ્યાસથી અને વૈરાગ્યથી મન વશ થાય છે.'

---

૪૪ પદચ્છેદ—विषयकरिणी-વિષયરૂપી હાથણી. विषयकरिणीगाढगूढाभिमानेन क्षीवः (મસ્ત) तस्य-વિષયરૂપી હાથણીના પ્યારથી પ્રાપ્ત થએલા અત્યંત ગૂઢ અભિમાનને લીધે મસ્ત-મદોન્મત્ત બનેલા (અંતઃકરણરૂપી હાથી)ની. अंतःकरणकरिण-અંતઃકરણરૂપી હાથીની. संयमः एव आलानं (ખીલો અગર બાંધવાની સાંકળ) संयमालानम्-સંયમરૂપી સાંકળ અગર બાંધવાનો ખીલો. तस्य लीला અગર तस्मिन् कर्मणि लीला-ताम्-મનને ખીલે બાંધવાની ક્રિયામા જરૂર જણાતી કેળવણી અગર ચતુરાઇને. यः धत्ते-જે ધારણ કરે છે-જેમની પાસે છે. (स) अयं-તે આ. तादृक्-તેવો પુરૂષ. हे तात-હે ભાઈ संसारं अभिव्याप्य इति आसंसारं-आसंसारं इति इदं त्रिभुवनम्-આ સંસારસહિત ત્રણે લોકમા-એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમા. चिन्वन्ति इति चिन्वन्तः, तेषाम् चिन्वताम्, अस्माकं चिन्वताम्-અમે કે જેઓ શોધીએ છઈએ. તેમની. नयनपदवीं न एव आगतः-કદિ નજરે જોવામા આવ્યો નથી. श्रोत्रवर्त्म वा न एव आगत-કાને પણ સાંભળવામા આવ્યો નથી.

૪૬ વિવેચન—

આવો ખરખરો પાછળ ૧૧મા શ્લોકમા પણ કર્યો છે. માન પેટજ ભર્યું, તો તે પશુ પક્ષીઓ પણ કરે છે. માનવ જીવનના ચાર મૂખ્ય હેતુ બતાવ્યા. ૧ શુદ્ધ વિદ્યા. ૨ ધન. ૩ માતાપિતાની સેવા અને ૪ સુદર સ્ત્રીનો સમાગમ શુદ્ધ વિદ્યા મોક્ષનુ દ્વાર ખોલી આપે. ધન સંસારના અનેક સુખ આપી શકે. સ્વસ્થ ચિત્તે કરેલી-અક્કન હુશીયારીથી કરેલી-માતાપિતાની સેવા, માતાપિતાએ કરેલી સેવાનું ઋણ કાંઈક ફીટાવે, અને તેમના શુભ આશીર્વચનો પ્રાપ્ત કરી આપે. ૪ નર માદાના સગ તો, જ્યા જોઈએ ત્યા, પશુ, પક્ષી મનુષ્ય અને દેવ-ગધર્વોમા પણ થાય છે. વાઘરી વાડે દહેલી પણ, ગૃહસ્થાશ્રમ માડીને બેઠી છે, પણ સુઘડ સુદરીના સમાગમ કાંઈક જુદાજ હોય પુણ્ય વિના તેની પ્રાપ્તિ સભવતી નથી.

રાગ-વસંતતિલકા.

यस्या स्तनौ यदि घनौ, जघनं विहारी,
वक्त्रं च चारु तव चित्त, किमाकुलत्वम् ।
पुण्यं कुरुष्व यदि तेषु, तवास्ति वांछा,
पुण्यैर्विना नहि भवंति, समीहितार्था ॥ ८८ ॥ [ શૃંગારશતક ].

અર્થ—હે ચિત્ત ! તુ વ્યાકુળ શા માટે થાય છે ? જેના સ્તન મજેના હોય જેના જઘન વિહારી હોય, અને મુખ સુદર હોય, તેવી સ્ત્રીના સ્તનો વિગેરેમા તારે ઇચ્છા હોય, તો તું પુણ્ય કર. પુણ્યો વિના વાછિત પદાર્થો મળતા નથી [૮૮]

માનવ જીવન મોઘુ ઘણુ પણ નિશ્ચય વિનાનુ તેસંપૂર્ણ આધણુ-સગડી મળગાવીને તૈયાર કરી, પણ દાળ કઈ કરવી, તે નિર્ણય થયો નહીં. આ નહીં ને તે, અને તે નહીં ને આ, એમ વાતો કરતા, દોઢ બે કલાક થયા. એટલીવારમા સગડીના કોલસા બળીને રાખ થઈ ગયા. તેમ જે મનુષ્ય, જીવનનુ કોઇપણ પ્રકારનુ ધ્યેય મુકરર કરે નહીં તેના દિવસો, એક પછી એક ચાલ્યા જાય, અને અતે સગડી જેમ ઠરી ગઈ, તેમ મનુષ્ય મરી જાય. પુષ્પ ખીલ્યા, પણ સુધ્યા નહિં, તે સમય થતા કરમાઇ ગયા. ગાડી સ્ટેશનમા આવી, પણ બેસુ કે નહિ ? એમ વિચારમા ભાઈ રહ્યા. સમય થતા ગાડી ઉપડી ગઇ, અને ભાઈ પડયા રહ્યા. ભાઈ બહાર નીકળ્યા, અને કોઇએ પૂછ્યુ-'ક્યા જશો ?' ત્યારે ભાઇ બોલ્યા કે-'જ્યા જવાય ત્યા.' એટલા ઉપરથી સમજી લેવુ કે-ગધેડુ રજળવા નીકળ્યુ ખરૂ કહીએ તો, ગધેડાને પણ તેના ધણીનો કાંઈક અકુશ છે, અને નિશ્ચય વિનાના રજળતા મનુષ્યને, કોઇ પણ પ્રકારનો અકુશ નથી. તાત્પર્ય-જ્ઞાનદ્વારા વસ્તુને ઓળખતાં શીખો, પછી અમુક પદાર્થની પ્રાપ્તિ માટે નિશ્ચય કરો. પછી નિશ્ચયને સફળ કરવા સતત પ્રયત્ન કરો.

કેવો ત્યાગ ઉત્કૃષ્ટ છે, તે હવે કહે છે—

शिखरिणीवृत्तं—

वितीर्णे सर्वस्वे, तरुणकरुणापूर्णहृदयाः ।
स्मरन्तः संसारे, विगुणपरिणामाविधिगतिः ॥

* ૪૭ પદચ્છેદ—संसारे अविधिगति विगुणपरिणामा-આ સસારમા પ્રપચ માર્ગ મિથ્યા પરિણામવાળો છે इति स्मरंतः-એવુ સમજતા અમે. सर्वस्वे वितीर्णे-પોતા

૪૫ વિવેચન—

અનારામાં કોણ ઉભું છે ? તે અંધારૂં હોય, ત્યાં સુધી જેમ ઓળખાય નહીં, તેમ પોતે કેટલા બેવકુફ છે ? તે પોતામાં જ્યાં સુધી બેવકુફી (અજ્ઞાન) હોય, ત્યાં સુધી સમજાય નહીં. બેવકુફી મટયા પછી, પોતે પોતાના દોષ જોઈ શકે તેમ-તે પ્રમાણેજ-લૌકીક ભાવ મટે, ત્યારેજ અલૌકિક ભાવ વધે, ત્યારેજ અલૌકિક ભાવ પાસે, લૌકિક ભાવ શુદ્ર જણાય.

હાઈકોર્ટના જજો, અગર જગતમાં જેઓ બહુ સારી રીતે આગળ વધ્યા હોય, તેઓ, જ્યારે પોતાના વતનમાં આવે, ત્યારે તેમને તેમની ગામઠી નિશાળ, ત્યાંનો મહેતાજી, અને માતાપિતાની પૂર્વકાળમાં દેખેલી નિર્ધનતા વિગેરે યાદ આવે. ત્યારે તે બધું ક્ષુદ્ર જેવું તેમને જણાય.

પહેલે માળથી, સાતમે માળ જનાર પુરૂષને પરિશ્રમ પડે; પણ ખુલ્લાં હવા પ્રકાશનો તેને લાભ મળે. લૌકિક સુખોને તજીને, વૈરાગ્ય રસનું પાન કરવા પ્રયત્ન કરવો, તે અઘરૂં તો લાગે પણ વૈરાગ્યમાં ટેવાયા પછી, વૈરાગ્યના સુખ પાગે, લૌકિક સુખો ક્ષુદ્ર જણાય પાવાગઢ ઉપર ચડેલા માણસને, બી બી એન્ડ સી આઈના પાટા ઉપર દોડતી-મોટી રેલ્વે ટ્રેન, જેમ મોટી ખીસકોલી જેવી જણાય, તેમ વૈરાગ્યની ભૂમિકાએ પહોચેલા જીવને, ચક્રવર્તી રાજાઓના સુખ, તૃણ સમાન લાગે.

જેણે આ સંસારમાં આવી, સતત પ્રયત્ન કરીને, કોઈપણ પ્રકારે પોતાની ઉન્નતિ ન સાધી તે કાગડા જેવો હલકો છે, એમ હવે કહે છે—

शार्दूलविक्रीडितवृत्तं—

विद्या नाधिगता कलंकरहिता, वित्तं च नोपार्जितं ।
शुश्रूषाऽपि समाहितेन मनसा, पित्रोर्न संपादिता ॥
आलोलायतलोचना युवतयः, स्वप्नेऽपि नालिङ्गिता ।
कालोऽयं परपिण्डलोलुपतया, काकैरिव प्रेरितः ॥४६॥

અર્થ—અમે શુદ્ધ વિદ્યા (એટલે બ્રહ્મ વિદ્યા) પ્રાપ્ત કરી નહિં, અને લક્ષ્મી પણ પ્રાપ્ત કરી નહિ; તથા સ્વસ્થ ચિત્તથી માતાપિતાની સેવા પણ કરી નહિ. તથા ચંચળ અને વિશાળ નેત્રવાળી જુવાન સ્ત્રિયોને સ્વપ્નામાં પણ આલિંગન કર્યું નહિ. પરંતુ કાગડાની પેઠે પારકા ભોજન ઉપર આશા રાખીને, એટલે-રળીને પેટ ભરવા જેટલી બુદ્ધિ રાખીને, બધો કાળ પસાર કર્યો (૪૬).

૪૬ પદચ્છેદ—कलंकरहिता विद्या न अधिगता-બ્રહ્મ વિદ્યા ભણવામાં આવી નહીં च-અને वित्त न उपार्जित-ધન પણ મેળવ્યું નહિ समाहितेन मनसा-શાંત ચિત્તથી पित्रोः शुश्रूषा अपि न संपादिता-માતાપિતાની સેવા પણ ન કરી [आलोलानि (ચપળ) आयतानि (લાંબા) लोचनानि यासां ता आलोलायतलोचना ] आलोलायतलोचना युवतय-જેમના લાંબા અને ચપળ નેત્રો છે એવી જુવાન સ્ત્રીઓ. स्वप्ने अपि न आलिङ्गिता-સ્વપ્નમાં પણ ભોગવી નહિ परपिंडलोलुपतया काकै इव-કાગડાની પેઠે પારકા ભોજનમાં આશા રાખીને. अयं कालः प्रेरितः-આ કાળ નિર્ગમન કર્યો.

૪૬ વિવેચન—

આવો ખરખરો પાછળ ૧૧મા શ્લોકમાં પણ કર્યો છે. માત્ર પેટજ ભર્યું; તો તે પશુ પક્ષીઓ પણ કરે છે. માનવ જીવનના ચાર મૂખ્ય હેતુ બતાવ્યાં. ૧ શુદ્ધ વિદ્યા. ૨ ધન. ૩ માતાપિતાની સેવા અને ૪ સુંદર સ્ત્રીનો સમાગમ. શુદ્ધ વિદ્યા મોક્ષનું દ્વાર ખોલી આપે. ધન સંસારનાં અનેક સુખ આપી શકે. સ્વસ્થ ચિત્તે કરેલી-અક્કલ હુશીયારીથી કરેલી-માતાપિતાની સેવા, માતાપિતાએ કરેલી સેવાનું ઋણ કાંઈક ફીટાવે; અને તેમના શુભ આશીર્વચનો પ્રાપ્ત કરી આપે. ૪ નર માદાના સંગ તો, જ્યાં જોઈએ ત્યાં, પશુ, પક્ષી મનુષ્ય અને દેવ-ગંધર્વોમાં પણ થાય છે. વાઘરી વાડે દહેલી પણ, ગૃહસ્થાશ્રમ માંડીને બેઠી છે; પણ સુઘડ સુંદરીના સમાગમ કાંઈક જુદાજ હોય. પુણ્ય વિના તેની પ્રાપ્તિ સંભવતી નથી.

રાગ-વસંતતિલકા.

**यस्याः स्तनौ यदि घनौ, जघनं विहारी,**
**वक्त्रं च चारु तव चित्त, किमाकुलत्वम् ।**
**पुण्यं कुरुष्व यदि तेषु, तवास्ति वांछा,**
**पुण्यैर्विना नहि भवंति, समीहितार्थाः ॥ ८८ ॥** [ શૃંગારશતક ].

અર્થ—હે ચિત્ત! તું વ્યાકુળ શા માટે થાય છે? જેનાં સ્તન મળેલા હોય, જેના જઘન વિહારી હોય; અને મુખ સુંદર હોય; તેવી સ્ત્રીના સ્તનો વિગેરેમા તારે ઈચ્છા હોય; તો તું પુણ્ય કર. પુણ્યો વિના વાછિત પદાર્થો મળતા નથી. [૮૮]

માનવ જીવન મોઘું ઘણું; પણ નિશ્ચય વિનાનુ તે સંપૂર્ણ આંધળું-સગડી સળગાવીને તૈયાર કરી; પણ દાળ કઈ કરવી; તે નિર્ણય થયો નહીં. આ નહીં ને તે, અને તે નહીં ને આ; એમ વાતો કરતાં, દોઢ બે કલાક થયા. એટલીવારમા સગડીના કોલસા બળીને રાખ થઈ ગયા. તેમ જે મનુષ્ય, જીવનનું કોઇપણ પ્રકારનું ધ્યેય મુકરર કરે નહીં, તેના દિવસો, એક પછી એક ચાલ્યા જાય; અને અંતે સગડી જેમ ઠરી ગઈ, તેમ મનુષ્ય મરી જાય. પુષ્પ ખીલ્યાં, પણ સુંઘ્યાં નહિં; તે સમય થતાં કરમાઇ ગયાં. ગાડી સ્ટેશનમા આવી; પણ બેસું કે નહિં? એમ વિચારમાં ભાઈ રહ્યા. સમય થતાં ગાડી ઉપડી ગઇ; અને ભાઈ પડયા રહ્યા. ભાઈ બહાર નીકળ્યા; અને કોઇએ પૂછયું-'ક્યાં જશો?' ત્યારે ભાઇ બોલ્યા કે-'જ્યાં જવાય ત્યાં.' એટલા ઉપરથી સમજી લેવું કે-ગધેડું રજળવા નીકળ્યું. ખરૂ કહીએ તો, ગધેડાને પણ તેના ધણીનો કાંઈક અંકુશ છે; અને નિશ્ચય વિનાના રજળતા મનુષ્યને, કોઇ પણ પ્રકારનો અંકુશ નથી. તાત્પર્ય-જ્ઞાનદ્વારા વસ્તુને ઓળખતાં શીખો; પછી અમુક પદાર્થની પ્રાપ્તિ માટે નિશ્ચય કરો. પછી નિશ્ચયને સફળ કરવા સતત પ્રયત્ન કરો.

કેવો ત્યાગ ઉત્કૃષ્ટ છે; તે હવે કહે છે—

**शिखरिणीवृत्तं—**

**वितीर्णे सर्वस्वे, तरुणकरुणापूर्णहृदयाः ।**
**स्मरन्तः संसारे, विगुणपरिणामाविधिगतिः ॥**

* ૪૭ પદચ્છેદ—**संसारे अविधिगतिः विगुणपरिणामा**-આ સંસારમાં પ્રપંચ માર્ગ મિથ્યા પરિણામવાળો છે **इति स्मरंतः**-એવું સમજતા અમે. **सर्वस्वे वितीर्णे**-પોતા

वयं पुण्याऽरण्ये, परिणतशरच्चन्द्रकिरणैः ।
त्रियामां नेष्यामो, हरचरणचित्तैकशरणाः ॥४७॥

અર્થ—આ સંસારમાં પ્રપંચ માર્ગ–સંસારના વ્યવહારો–મિથ્યા પરિભ્રમવાળા છે; એમ સમજીને, પોતા પાસે જે કાંઈ હતું; તેનું દાન કરી દીધા પછી, સાચેસાચી દયાથી, જેમનું અંતઃકરણ ઉભરાઇ જાય છે; એવા અમે, પવિત્ર અરણ્યમાં, સદાશિવના ચરણમાં ચિત્ત રાખવું; એજ જેનું મૂખ્ય શરણ છે; એજ જેનેમૂખ્ય આધાર છે; એજ જેનું મુખ્ય કર્તવ્ય છે–એવા અમે, શરદ્ ઋતુમાં ખીલેલા ચંદ્રનાં કિરણોવાળી રાત્રીઓ ગાળીશું. એટલે–એવી રાત્રીઓમાં અમે ઈશ્વરનું ધ્યાન ધરીશું. (૪૭).

૪૭ વિવેચન—

મિથ્યા વસ્તુઓમાથી મોહ મટે; ત્યારેજ દાન દેવાની ઇચ્છા થાય. રઘુએ યજ્ઞ કરીને, સર્વસ્વનું દાન કર્યું. રાજી ખુશીથી સુપાત્રને કરેલા દાનનો આનંદ, કાંઇક ઓર હોય છે.

લાડુના શોખીનો વિચાર કરે, કે–'ક્યારે લાડુ મળે અને જમું.' સ્ત્રીના શોખીનો વિચાર કરે; કે 'ક્યારે સુંદર સ્ત્રી મળે; અને તેની સાથે વિહાર કરૂં.' તેમ ત્યાગ વૈરાગ્યના શોખીનો વિચાર કરે, કે–'મારી પાસે જે કાંઇ છે, તે ક્યારે કોઈ સુપાત્રને આપીને, હું મુક્ત થાઉં! ધનાદિથી મુક્ત થયા પછી, કોઇ પવિત્ર અરણ્યમા, રાત્રીએ ચંદ્રના અજવાળામાં, જ્યારે કોઇનો અવાજ નથી એવી શાંતિમાં, શિવનું સ્મરણ કરૂં!'

હવે એક ઋષિ બાળક રાજાને કહે છે—

मालिनीवृत्त—

वयमिह परितुष्टा, वल्कलैस्त्वं च लक्ष्म्या ।
सम इह परितोषो, निर्विशेषो विशेषः ॥
स तु भवति दरिद्रो, यस्य तृष्णा विशाला ।
मनसि च परितुष्टे, कोऽर्थवान्को दरिद्रः ॥ ४८ ॥

---

પાસે જે કાંઈ હતું; તેનું દાન કરી દીધા પછી तरुणकरुणया पूर्णं हृदयं येषां ते-इति वय–સાચેસાચી દયાથી જેનું અંતઃકરણ ઉભરાઈ ગયું છે એવા અમે. परिणतशरच्चन्द्रकिरणैः-શરદ ઋતુમાં ખીલેલા ચંદ્રના કીરણોથી–કીરણોવાળા पुण्याऽरण्ये-પવિત્ર અરણ્યમાં. हरचरणे चित्तं हरचरणचित्तं, हरचरणचित्तं एव एकं शरणं येषाम् ते हरचरणचित्तैकशरणा–હરિના ચરણમાં ચિત્ત રાખવું એજ જેનું મૂખ્ય શરણ છે–આધાર છે–એવા અમે. त्रियामां नेष्याम–રાત્રી ગાળીશું.

૪૮ પદચ્છેદઃ—इह–આ સંસારમા. वल्कलैः वयं परितुष्टा–વલ્કલવસ્ત્રોથી અમે સંતોષ પામેલા છઇએ. त्वम् च लक्ष्म्या–અને તમે લક્ષ્મીથી (સંતોષ પામો છો.) इह–આ બાબતમાં. परितोषः सम अपि, निर्विशेषः विशेष इति–અમારો અને તમારો સંતોષ સમાન છે; તોપણ મારો સંતોષ નજીવી બાબતમા છે; અને તમારો સંતોષ (રાજ્યપો) સંસારનું ચક્ર ચલાવનારી લક્ષ્મીમાં છે– तृष्णा विशाला–જેની તૃષ્ણા ઘણી મોટી છે. स तु दरिद्रः

અર્થ—હે રાજન ! અમે વલ્કલથી સંતોષ પામીએ છઇએ; એટલે અમે વલ્કલમાં રાજી; અને તમે લક્ષ્મીમાં રાજી. આપણુ બેઉનો સંતોષ (રાજીપો—આનંદ) સમાન છે; તોપણ સંતોષમાં ફેર છે. એટલે—અમારો સંતોષ નિર્વિશેષ (જેવી તેવી વસ્તુમાં) છે; અને આપનો સંતોષ વિશેષ (જેવી તેવી વસ્તુમાં નહીં—પણુ સંસારનું ચક્ર ચલાવનારી લક્ષ્મીમાં ) છે. [ હે રાજન્ ! તારે યાદ રાખવું ઘટે છે કે—] જેની તૃષ્ણા મોટી હોય છે; તે ખરેખર દરિદ્ર ગણાય છે. ( એટલે—ખરૂ જોતાં અમે વલ્કલવાળા દરિદ્ર નથી; પણુ તું દરિદ્ર છો.) મનમાં સંતોષ પ્રાપ્ત થયા પછી; કોઇ ધનવાન્ નથી; તેમ કોઇ દરિદ્ર નથી—સૌ સમાન છે. એટલે અમારે તારામાં કોઇપણુ પ્રકારની સ્પૃહા નથી. [૪૮]

૪૮ વિવેચન—

સંસારમાં, જીવને બંધન થાય; એવાં સાધનો, જ્યાં ત્યાં પડયાં છે; અને અનાદિની ઓળખાણવાળું મન પણુ, તે સાધનો જોતાંની સાથે, તેમાં લલચાય છે. માટે બંધન થાય એવી વસ્તુઓમાં રાગ ન થાય; તેજ પ્રભુકૃપા. સમુદ્રનું જળ પીનારની તૃષા, જેમ છીપે નહીં; તેમ ભોગનાં અનેક સાધનો મળે જાય; તોપણુ તેથી સંતોષ થાય નહીં.

બંધનથી મુક્ત થએલાના ઉદ્‌ગાર કેવા હશે; તે સાંભળો—

शिखरिणीवृत्तं—

यदेतत्स्वाच्छन्द्यं, विहरणमकार्पण्यमशनं ।
सहार्यैः संवासः, श्रुतमुपशमैकव्रतफलम् ॥
मनो मन्दस्पन्दं, बहिरपि चिरस्यापि विमृशन्—
न जाने कस्यैषा, परिणतिरुदारस्य तपसः ॥ ४९ ॥

અર્થ—અમારો આ સ્વચ્છંદી વિહાર, ( એટલે અમારે જ્યાં જવું હોય ત્યાં જઈએ; એવું અમારૂં સ્વતંત્ર જીવન,) ફળ ફળાદિનું કદિ ખૂટે નહીં એવું—અથવા ભિક્ષા માગીને આણેલું એવું—કદિ ખૂટે નહિં એવું—અમારૂં ભોજન, સાધુઓનો સમાગમ, શાંતિરૂપી વ્રતના ફળને આપનારૂં શાસ્ત્ર શ્રવણુ, અને બાહ્ય વિષયોમાં મનની મંદતા, (મનનો અભાવ), એ સઘળું કયા ઉત્કૃષ્ટ તપનું ફળ છે; તે ઘણા વખત સુધી વિચારતાં પણુ, અમારાથી સમજાતું નથી. [૪૯]

---

भवति—તે ખરેખર દરિદ્ર હોય છે. च—પણુ. मनसि परितुष्टे—મનમાં સંતોષ પ્રાપ્ત થાય ત્યારે कः अर्थवान् कः दरिद्रः—ત્યારે કોઈ ધનવાન્ નથી અને કોઇ દરિદ્ર નથી. સૌ સમાન છે.

૪૯ પદચ્છેદ:—यत् एतत् स्वाच्छन्द्यं विहरणं—આ અમારૂં ઈચ્છામાં આવે ત્યાં ફરવું હરવું. अकार्पण्यं अशनं—ફળફળાદિનું કદિ ખુટે નહિ તેવું ભોજન. અથવા ભિક્ષા માગીને આણેલું ભોજન. आर्यैः सह संवासः—સાધુઓનો સમાગમ. उपशमः एव एकं व्रतफलम् यस्य तत्—શાંતિ એજ જેનું મુખ્ય ફળ છે તે. इति श्रुतम्—એવું શ્રવણુવ્રત. बहिः अपि—બહારના વિષયમાં પણુ. मन्दः स्पन्दः (સ્ફુરણુ) यस्य तत् (मनः)—કે જેનું

૪૯ વિવેચન—

૧. સ્વચ્છંદવિહાર-નોકરીની અગર ધંધાની, સદા પરાધીનતા વેઠનારા માણસને, સ્વતંત્ર વિહારના સુખનું સ્વપ્નું પણ આવે નહીં. પશુપંખી પણ પેટ ભરે છે; પણ તેમને સ્વચ્છંદ-વિહાર છે. તેમને પેટ માટે, મનુષ્યનાં જેટલાં બંધન નથી. તમે તે નોકરી અગર ધંધા કરતા હશો; પણ બાર માસમાં એક બે વખત, જેમ સ્ત્રી પોતાને પીયર જઈ આવે; તેમ તમે બાર માસમાં એક બે વખત, તમારા સદ્ગુરૂ પાસે, અગર કોઈ સંત પાસે, પવિત્ર સ્થાનમાં, શાંતિથી એકલા રહેવા જવાનું રાખજો. ત્યાં હુંપણું મૂકીને જજો, સાથે હું હશે તો હરકત કરશે.

૨. ઉદાર ભોજન—વનમાં ફળફૂલ અને ગામમાં ભિક્ષાથી માગી આણેલું રાંધેલું અન્ન. આ પ્રથા અત્યારે તદ્દન ઘસાઈ ગઈ છે. મઠમાં અગર ઘરમાં રહીને ત્યાગનાં સુખ ભોગવવા હોય; મઠમા અગર ઘરમાં રહીને, મધુગરીનાં સુખ ભોગવવાં હોય; તે સ્ત્રી પુરૂષોએ, ઘરમાં જ્યારે રસોઇ થાય; ત્યારે જમવાનું સંભારવું; અને જેવી રસોઇ થાય; તેવી રસોઇ જમી લેવી. ભોજન સંબંધી કદી ભૂલ કાઢવી નહીં. પોતાને ન ભાવે, એવું ભોજન જમતાં, મનથી પણ કચવાવું નહીં. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—એવાં પાંચ મહાવ્રત છે. આ પાંચ મહાવ્રત સાધુ સન્યાસીઓ અને ઉત્તમ કોટિના મુમુક્ષુઓ ધારણ કરે છે. આ પાંચ ઉપરાંત, બીજાં બે છે; તે—અસ્વાદ' અને 'અભય'. સ્વાદમા માછલું પકડાઇ જાય પાંજ-રામાં મુકેલો રોટલીનો' ટુકડો ખાવા જતાં, ચપળ ઉંદર સપડાઇ જાય. તેમ પંડિત, સંત અગર મહંત-જે-સ્વાદમા ફસાય; તે માયાના પાંજરામાં પુરાય.

૩. સાધુઓ સાથે વાસ—જે દિશામાં જવું હોય; તે દિશાની ગાડીમાં બેસવું જોઇએ. મુંબઇ જનારને, ઉત્તર ગુજરાતની ગાડીમાં બેસવું; તે ગાંડપણ; અને અજમેર જવુ હોય; તેણે મુબઈની ગાડીમા બેસવું; તે ગાંડપણ. કલ્યાણની ચાહના હોય; તેમણે કલ્યાણને રસ્તે ચાલી ગયા હોય, તેમનાં ચરિત્રો સાંભળવા; અને કલ્યાણને રસ્તે ચાલતા હોય; તેમનો સંગ કરવો. જેમ વ્હાલી સ્ત્રી નવરી પડે, કે વ્હાલાની પાસે જઇને બેસે; તેમ કલ્યાણની ચાહનાવાળા જીવે, નવરા પડતા, સંતોના સમાગમમાં જઇને બેસવું. જીવનની નાની મોટી વાસનાઓને દબાવીને, આ વાસનાને પોષવી. આ વાસના કઈ ?—

'સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાયા કરૂં'

રસોઇ આવડે છે; પણ રાંધવાનું આળસ કર્યું, તે ભૂખ્યા રહ્યા; અને જેમણે રાંધ્યું, તે જમ્યા. ઘણું સાંભળ્યું; પણ કાંઇ પાળ્યું નહીં: તે પડયા રહ્યા. યાદ રાખવું કે-આપણે પરમધામનાં પંખિડાં છઇએ.—સાંભળો. પદ.

સખિ ! અમેરે પંખિડા પરમધામનાં,
ઉચાં વ્યોમના વિહારીજો, ઉડતાં એ અલખ પ્રકાશમાં;
પાંખ પ્રેમની પસારી જો— અમેરે૦

---

સ્ફુરણ મંદ પડી ગયું છે તે. चिरस्य विमृशन् अपि-હું લાંબા વખતથી વિચાર કરૂં છઉં તોપણ. कस्य उदारस्य तपसः-કયા ઉદાર તપનં. [illegible] પરિણામ છે. न जाने-તે હું જાણતો નથી

સખિ ! છાયા ભૂમિને સ્પર્શે નહીં, ગતિ પરિમીત પારજો;
જન્મ મરણ ના અમ દેશમાં, નહિં પ્યાસ કે આહારજો— અમેરે૦
**સખિ ! રસો વૈ બ્રહ્મ** જ્યાં પૂરણ ભર્યો, એજ અમતણો પ્રદેશજો;
ત્યાંથી આવ્યાતા, તવ કારણે, કહેવા સત્ય આ સંદેશજો— અમેરે૦
સખિ ! ઉઠીએ અમારા હવે ધામમાં, આપી તમને એંધાણજો;
આવો તો-ત્યાં ખુશીથી આવજો, પૂછી પ્રાચીન પીછાણજો— અમેરે૦
સખિ ! શૂન્ય શિખર રંગમહેલમાં, નહિં ટાઢ અગર તાપ જો;
રહે છે જ્યાં અમીધર રાજવી, ત્યાંજ આપણો મેળાપ જો— અમેરે૦

૪. શાંતિરૂપી વ્રતના ફળને આપનારૂં શાસ્ત્રશ્રવણ—નિવૃત્તિ માર્ગરૂપી વ્રત, તેનું ફળ કે-જે મોક્ષ, તેને આપનારૂં શાસ્ત્રશ્રવણ. મંદિરો ઘણાં, મહારાજો ઘણા, પણ જ્યાં શાસ્ત્રશ્રવણ ન હોય; તો તે ધર્માભાસ છે. અનેક નાસ્તીકો મંદિરોને દુકાન કહે છે; તેનું મૂખ્ય કારણ, ત્યાં કથા વાર્તાનાં સુખ નથી. સ્ત્રીનો શણગાર ચાંદલો; તેમ ધર્મનો શણગાર શાસ્ત્રશ્રવણ. શાસ્ત્રશ્રવણ માત્ર મોક્ષજ આપે; એવું નથી; પણ શાસ્ત્રશ્રવણથી આલોક અને પરલોક બેઉ સુધરે. ગમે તે રાજવ્યવસ્થાને સુધારા ખાતાની (મ્યુનીસીપાલીટીની) જરૂર, તેમ ગમે તે ધર્મવાળાને શાસ્ત્રશ્રવણની જરૂર.

૫. બાહ્ય વિષયોમાં મનની મંદતા—બહારના વિષયો તરફ દોડવું; તે મનનો સ્વાભાવિક શોખ. આ શોખ કમી થાય; ત્યારે અનેક ઉપદ્રવ અનાયાસે મટી જાય.

માનવદેહ મોઘો; તેમા ઉપર જણાવ્યાં તે પાચ મોઘાં. ચક્રવર્તી રાજાને પણ ન મળે, એવાં આ પાંચ છે.

તૃષ્ણારહિત ત્યાગીઓનું જીવન—

स्रग्धरावृत्तं—

पाणिः पात्रं पवित्रं, भ्रमणपरिगतं, भैक्षमक्षय्यमन्नं ।
विस्तीर्णं वस्त्रमाशा–सुदशकममलं, तल्पमस्वल्पमूर्वी ॥
येषां निःसंगतांगी–करणपरिणतिः, स्वात्मसंतोषिणस्ते
धन्याः संन्यस्तदैन्य–व्यतिकरनिकराः, कर्म निर्मूलयन्ति ॥९०॥

૯૦ પદચ્છેદઃ—येषां-જેઓની પાસે. पाणिः पात्रं-હાથરૂપી પાત્ર છે. भ्रमणेन परिगतं-ફરવાથી પ્રાપ્ત થએલું. पवित्रं भैक्षम्-પવિત્ર ભિક્ષા. अक्षय्यम् अन्नं-ન ખૂટે તેવું અન્ન. आशादशकं इति विस्तीर्णं अमलं वस्त्रं-દશે દિશાઓરૂપી મોટું પવિત્ર વસ્ત્ર. उर्वी-પૃથ્વીરૂપી. अस्वल्पम् तल्पम्-મોટી શય્યા છે. निःसंगतायाः अंगीकरणं तस्य परिणतिः-એકાંતનું સેવન કરવાથી જે ફળ મળવું જોઇએ તે ફળ• (જેમની પાસે છે). स्वात्मसंतोषिणः-જેઓ આત્મારામી છે. दैन्यस्य व्यतिकरः (દરિદ્રતાનો સંબંધ), तस्य निकरः (સમુહ) दैन्यव्यतिकरनिकरः, सन्यस्तः दैन्यव्यतिकरनिकरः यैः ते-દીનતારૂપી દુઃખનો જેઓએ તદ્દન ત્યાગ કર્યો છે. જેઓ પોતાને નિર્ધન માનતાજ નથી તેઓ. ते धन्याः-તેઓને ધન્યવાદ ઘટે છે. ते कर्म निर्मूल न्ति-તેઓ કર્મનો તદ્દન નાશ કરે છે.

અર્થ—જેઓની પાસે હાથરૂપી પવિત્ર પાત્ર છે; મધુગરી માગીને આણેલું ન ખૂટે એવું પવિત્ર અન્ન છે; દશ દિશાઓરૂપી મોટું પવિત્ર વસ્ત્ર છે; જેમની પાસે પૃથ્વીરૂપી મોટી શય્યા છે; જેઓએ એકાંતી જીવનનો અંગિકાર કર્યો છે; જેઓને પોતાના આત્મામાં સંતોષ છે; તથા જેઓએ દીનતારૂપી દુઃખનો તદ્દન ત્યાગ કર્યો છે; એટલે જેઓ પોતાને નિર્ધન માનતાજ નથી; તેઓને ધન્યવાદ ઘટે છે. તે પુરૂષો કર્મનો (પાપનો) તદ્દન નાશ કરે છે. એટલે તેઓનાં કર્મો (પાપો અથવા ઋણ), અનાયાસે નાશ પામી જાય છે. [૫૦]

૫૦ વિવેચન—

શા વિચારો છે! આનું વર્ણન શું કરીએ! ઋષિકેશમાં કાળી કામળીવાળાને ત્યાં, અમે ઉતર્યા હતા. ત્યા બપોરના ૧૧ અને ૧૨ ની વચ્ચે—હસ્તરૂપી પાત્રવાળા; અને દિશાઓરૂપી વસ્ત્રવાળા કોઇ કોઈ સંત ભોજન લેવા આવતા દેખ્યા હતા.

ઉપરના સુખને સંસારના સુખ સાથે હવે મેળવે છે—

शिखरिणीवृत्तं—

दुराराध्यः स्वामी, तुरगचलचित्ताः क्षितिभुजः ।
वयं तु स्थूलेच्छा, महति च पदे बद्धमनसः ॥
जरा देहं मृत्युर्-हरति सकलं जीवितमिदं ।
सखे नान्यच्छ्रेयो, जगति विदुषोऽन्यत्र तपसः ॥ ५१ ॥

અર્થ—ધણી અગર શેઠને રાજી કરવો; તે કઠણ કામ છે. રાજાઓ અશ્વના જેવા ચંચળ ચિત્તવાળા છે. (એટલે ઘડીમાં રાજી, અને ઘડીમાં કરાજી—એવા રાજાઓ છે. એટલે તેમને રીઝવવા; તે પણ કઠણ કામ છે.) વળી આપણા મનોરથો કાંઇ જેવા તેવા નથી. એટલે મોટી મોટી આશાઓ રાખનારા—આપણે છઈએ. વળી આપણાં ચિત્ત ઉંચા પદની લાલચવાળાં બની ગયાં છે. (હજી હેતુ કાંઇ સર્યો નથી; તેટલા સમયમાં તો) વૃદ્ધાવસ્થા શરીરને ઘેસવવા માડે છે; અને મૃત્યુ જોતજોતામાં દેહનો સમુળો નાશ કરે છે. તેથી હે સખા! આ જગત્‌માં વિદ્વાન્ પુરૂષને ગમે તેવી સ્થિતિમાં તપ વિના બીજું કાંઇ શ્રેયસ્કર નથી. [૫૧].

---

૫૧ પદચ્છેદ—स्वामी दुराराध्य-ધણી અગર શેઠને પ્રસન્ન કરવો તે કઠણ કામ છે. क्षितिम् भुंजन्ति इति क्षितिभुज-રાજાઓ. तुरग इव चलं चित्तं येषाम् ते तुरगचलचित्ता-અશ્વના જેવા ચંચળ ચિત્તવાળા. वयं तु-વળી અમે. स्थूला इच्छा येषाम् ते स्थूलेच्छा-મોટા મનોરથોવાળા. [बद्धं मन येषां ते बद्धमनसः] च-અને महति पदे बद्धमनस-આમારૂં મન મોટી મોટી પદવી અગર ઉન્નત સ્થીતિમા લાલચવાળું છે. जरा देहं हरति વૃદ્ધાવસ્થા દેહને ઘેસતી રહી છે. मृत्युः सकलं इदं जीवितं हरति-મરણ આ આખા જીવતરને આયુષ્યને-હરિ લે છે सखे-હે ભાઇ! विदुषः-વિદ્વાન્ પુરૂષને. जगति-આ જગત્મા अन्यत्र तपस. अन्यत् श्रेयः न-ગમે તેવી સ્થિતિમાં તપથી બીજી કોઇ ક્રિયા ફાયદા કરતા નથી.

સૂચના—ગયા વરસમાં ૧ થી ૯ ફરમા થયા છે; એટલે ૭૨ પાનાં આવ્યાં છે. તે વાંચવાની ઇચ્છા થાય; તો ૦-૬-૬ સાડા છ આના મોકલી આપશોજી. વસ્તુ ઘરમાં રાખવા જેવી છે.

૫૧ વિવેચન—

જેના હાથમાં ચારણી હોય; તે નાના મોટા વડ પાડી શકે; તેમ જેમની પાસે વિવેક હોય; તે આવા નિર્ણય કરી શકે. ધોળા વાળ થઈ ગયા; દાત ઘર ખાલી કરીને ચાલતા થયા; તોપણ 'હું હવે વૃદ્ધ થયો;' એમ ઘણા ડાહ્યા ડાહ્યા લોકો જાણતા નથી. જાણતા હોય; તો તેમનાં નેન, વેન અને ચેન ત્રણે બદલાઇ જાય.

હવે સંસારનો ઉંડો વિચાર કરે છે—

शार्दूलविक्रीडितवृत्तम्—

भोगा मेघवितानमध्यविलसत्–सौदामिनीचंचलाः ।
आयुर्वायुविघट्टिताभ्रपटली–लीनांबुवद्भंगुरम् ॥
लोला यौवनलालसा तनुभृता–मित्याकलय्य द्रुतं ।
योगे धैर्यसमाधिसिद्धिसुलभे, बुद्धिं विदध्वं बुधाः ॥५२॥

અર્થ—પ્રાણીઓના ભોગો, મેઘ મંડળમાં ચમકતી વીજળીના જેવા ચંચળ છે. (ભોગો આજ હોય; અને કાલે ન હોય.) વાયુએ વિખેરી નાખેલાં વાદળામાં રહેલા જળના જેવુ આયુષ્ય ક્ષણભંગુર છે. પ્રાણીઓની યૌવન લાલસા પણ ચચળ છે; એવો ત્વરાથી નિશ્ચય કરીને, ધૈર્યથી અને સમાધિથી જેમાં સિદ્ધિઓ સુલભ છે; એવા યોગ માર્ગમાં, હે ડાહ્યા પુરૂષો! બુદ્ધિને પ્રેરો–જોડો. (૫૨)

૫૨ વિવેચન— રાગ-ઠુમરી.

ગગને જામ્યો વાદળ ગોરો, પાણીમાં પ્રગટ્યો પરપોરો;
એમ ખેલ બધો આ ખોરો, મુરખા માણુમા રે—
જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમા રે— [ આગળ પાનું ૫૪]

૫૨ પદચ્છેદ—तनुभृतां भोगाः–પ્રાણીઓના ભોગો. मेघानाम् वितानं (આડવો) तस्य मध्ये विलसती (ચમકતી) सौदामिनी (વીજળી) तद् वत् चंचलाः–મેઘમંડળમા ચમકતી વીજળીના જેવા ચંચળ છે–અચળ નથી. वायुना (પવનથી) विघट्टिता (વીંખી નાખેલી) अभ्रपटली (વાદળાઓની લાઈન) वायुविघट्टिताभ्रपटली, तस्याम् लीनं (રહેલુ) अम्बु तद्वत् भंगुरं यत् तत, तनुभृतां आयुः–પવનથી વીખાઇ ગએલી વાદળીઓમા સમાએલા જળના જેવુ, પ્રાણીઓનું આયુષ્ય ક્ષણભંગુર છે. तनुभृतां यौवन-लालसा लोला-પ્રાણીઓની જુવાનીની લાલસા ચંચળ છે. इति आकलय्य द्रुतं-એવો ત્વરાથી નિશ્ચય કરીને. धैर्यसमाधिभ्याम् सिद्धि सुलभा यस्मिन् स धैर्यसमाधि सिद्धिसुलभ. तस्मिन्–ધૈર્ય અને સમાધિથી જેમા સિદ્ધ સુલભ છે એવા (યોગમા) योगे-યોગમા. भो बुधाः–હે ડાહ્યા પુરૂષો! बुद्धिं विदध्वं–બુદ્ધિને જોડો.

**इति हुत्तं आकलय्य**—આ બાબનો 'હું જાણું છઉં-હું જાણું છઉં'; એમ કહીને સંસારમાં પડ્યા ન રહેતા; તેનો ત્વરાથી નિર્ણય કરીને, કલ્યાણની કેડી પકડવા, ભલામણ કરે છે. સંતો અને શાસ્ત્રો પોકાર કરીને, આ વાત કરે છે; પણ સાંભળવું છે કોને!

આ માર્ગ કેવો છે?–તે સંબંધમાં કહ્યું છે કે-**धैर्यसमाधिसिद्धिसुलभः**-ધૈર્ય અને યોગાભ્યાસથી જેમાં સિદ્ધિ સુલભ છે એવો આ માર્ગ છે. યોગાભ્યાસ ન બને, તો જ્યાં ત્યાં ડાહ્યા થવાનું મુકી દેજો. નકામા ફસાશો નહીં. જેમ બને તેમ એકાંતમાં, અગર રૂડા સંતોના સમાગમમાં રહેજો.

> यः परवादे मूकः, परनारीवक्त्रवीक्षणेऽप्यंधः।
> पंगु परधनहरणे, स जयति लोके महापुरुषः॥

જે પારકી વાતો કરવામાં મુંગો; પર દારાનું મુખ જોવામાં અંધ, પારકા ધનનું હરણ કરવામાં પાંગળો–પ્રયત્ન વિનાનો, તે મહાપુરુષ આ જગતમાં હારે છે.

હવે કહે છે કે-કંગાલ થઈને હરિ ભજવા તે સારૂં; પણ કંગાલ થઈને સંસારમાં રહેવું; તે કોઇ પણ પ્રકારે સારૂં નથી.

स्रग्धरावृत्तम्—

> पुण्ये ग्रामे वने वा, महति सितपट–च्छन्नपालीं कपालीं।
> आदाय न्यायगर्भ–द्विजहुतहुतभुग्–धूमधूम्रोपकंठम्॥
> द्वारं द्वारं प्रवृत्तो, वरमुदरदरी–पूरणाय क्षुधार्तः।
> मानी प्राणी स धन्यो, न पुनरनुदिनं, तुल्यकुल्येषु दीनः॥५३॥

અર્થ—પવિત્ર ગામમાં, અગર વિશાળ વનમાં, ધોળા વસ્ત્ર (ના કકડા) થી ઢાંકેલા ભિક્ષાના પાત્રને લઈને, ન્યાય જાણનારા બ્રાહ્મણોએ આહુતિ

૫૩ પદચ્છેદઃ—पुण्ये ग्रामे-પવિત્ર ગામમાં. वा महति वने-અથવા મોટા વનમાં. [सितपटेन (ધોળા કપડાવડે) च्छन्ना (ઢાંકેલી) पाली (કાંઠો અગર કોર) यस्याः सा, ताम्] सितपटच्छन्नपालीं इति कपालीं-જે ખપ્પરની કોર સફેદ વસ્ત્રથી ઢાંકેલી છે એવા ખપ્પરને-ભિક્ષાના પાત્રને आदाय-લઈને. न्याय गर्भे येषाम् ते न्यायगर्भाः न्यायगर्भाश्चते द्विजाः न्यायगर्भद्विजा तैः हुत यः हुतभुक् (અગ્નિ) न्यायगर्भद्विजहुतहुतभुग्, तस्य धूमेन धुम्रं (ભુખરો) उपकंठं (આસપાસનો ભાગ) यस्य तत्-न्यायगर्भद्विजहुतहुतभुग्धूमधुम्रोपकंठम् इति द्वारं--ન્યાયવિદ્ બ્રાહ્મણોએ આપેલી આહુતિથી, અગ્નિમાંથી નીકળેલા ધુમાડાથી, જે ઘરના બારણા આસપાસનો ભાગ ભુખરો થઈ ગયો છે તે (દ્વાર)-द्वारं द्वारं-બારણે બારણે. अनुदिनं-હમેશાં. उदरं एव दरी-(ગુફા ખાડો) तस्या पूरणाय-ઉદરરૂપી ખાડો પુરવા માટે. प्रवृत्तः-ભટકતો क्षुधार्तः-ભુખ્યો. वरम्-ઠીક છે स मानी प्राणी धन्य--તે ડાહ્યા પુરુષને ધન્ય છે पुन. પણ कुले भवा तुल्या -કુટુંબીઓ तुल्याश्चते कुल्याः तेषु-સમાન કુટુંબીઓની મધ્યમાં. दीन. न धन्य-દીન થઈને રહેનારને ધન્ય નથી.

આપેલા અગ્નિહોત્રના અગ્નિથી, ધુમાડાવાળા થઇ ગએલા પ્રત્યેક દ્વાર ઉપર, ઉદરનો ખાડો પૂરવા માટે, હંમેશા ભટકતો ક્ષુધાર્ત (ભૂખ્યો) પુરૂષ સારો છે. તે માની પ્રાણીને ધન્ય છે. પરંતુ પોતાના સમાન કુટુંબિઓના મધ્યમાં, હમેશાં નિર્ધન રહેનાર પુરૂષને ધિક્કાર છે. [૫૩]

૫૩ વિવેચન—

કેવા ભાવ છે! ભારતનું કેવું સાહિત્ય છે. ભારતમાં જન્મ્યા; અને ત્યાગી ન થયા; તે ઠીક-પણ ત્યાગીઓનું સાહિત્ય વાચ્યું નહિં; તેઓ ખરેખર ઠપકાપાત્ર છે. ન્યાયવિદ્ બ્રાહ્મણોના આશ્રમ કેવાં હશે, તેનો ખ્યાલ આપે છે. બ્રાહ્મણો ઝુંપડાંમા રહેતા હતા; તોપણ આપવાનો ધર્મ ચૂકયા નહોતા; એમ કહે છે. ત્યાગાશ્રમમાં માગી ખાવામાં જેટલું માન છે; એટલું સંસારમાં કંગાલ રહેવું અધમ છે.

હજી આવીજ વાત કરે છે; સાભળો—

वंशस्थवृत्तम्—

वरं वनं व्याघ्रगजेंद्रसेवितं, द्रुमालयं पत्रफलांबुभोजनम् ॥
तृणानि शय्या परिधानवल्कलं, न बंधुमध्ये धनहीनजीवनम् ॥५४॥

અર્થ—વાઘ તથા હાથી જેવા ભયંકર પ્રાણીઓ વસતા હોય; એવા વનમાં વસવું; તે સારૂં. વૃક્ષને નિચે વસવું, અને પત્ર, ફળ અગર જળનું ભોજન કરી લેવું તે પણ સારૂં; પાથરવા માટે તૃણ હોય; અને પહેરવા માટે વલ્કલ હોય; તે પણ સારૂં; પણ કુટુંબીઓના મધ્યમાં, ધનવિના જીવવું; તે સારૂ નથી. (૫૪)

૫૪ વિવેચન—

માતા પિતાને બાળકો બહુ વ્હાલા; તોપણ સાત આઠ વરસના પુત્રો થાય; કે-'ભણુવા મોકલો'; 'ભણુવા મોકલો' એવો અવાજ ચારે તરફથી સંભળાય. બાળકો ભારે કષ્ટ વેઠીને ભણે; બોર્ડીંગોમાં અગર કોઇને ઘેર રહીને, અનેક કષ્ટ વેઠે. માતાપિતાને નાણાની ભીડ હોય; તોપણ ખેંચ કરીને ભણાવે તેનુ કારણ એટલુંજ છે કે-વિદ્યા આ લોક અને પરલોક બેઉ સુધારે. જે બાળકો નાનપણુમા કષ્ટ વેઠીને ભણે નહીં; તેમના બે -જુવાની અને વૃદ્ધાવસ્થા-બગડે. સંસાર ચક્રને ચલાવનાર ધન છે. સ્ત્રી પણ ધનવાનને પરણે. ધન હોય; તો સ્ત્રી રાજી. જેમના તન-મન સારા હોય છે; તે ધન કમાઈ શકે છે. માટે પુરૂષોએ, તન અને મનની બહુ સંભાળ રાખવી. નિર્ધનોએ વિષયસુખને સંકોચી લઈ, સંસારને લંબાવવો નહીં. એટલે ઘણા પુત્રોના બાપ થવું નહીં. થોડાથી નભે, એવું સાદું જીવન ગાળવું. વ્યવહારને વધારવો નહીં, પણ ટુંકાવવો. સમયને જ્યા ત્યા રેલાઈ

૫૪ પદચ્છેદ—व्याघ्रगजेंद्रसेवितं वनं वरं-જ્યા વાઘ અને મોટા હાથી વસતા હોય; તે વન સારૂ. द्रुमालयं-વૃક્ષની નીચે વસવુ તે સારૂં पत्रफलांबुभोजनम्-ભોજનમા પાદડા, ફળ અને જળ હોય; તો તે પણ સારૂં तृणानि शय्या-ખડ પાથરીને સુવું તે સારૂં. परिधानवल्कलं-વસ્ત્રોને બદલે વલ્કલ પહેરવા તે સારૂં-પણ. बंधुमध्ये धनहीनजीवनम् न-કુટુંબમાં ધનવિના જીવવું તે સારૂં નથી.

'જવા ન દેતાં, શ્રીહરિના શરણુમાં વાળવો; પ્રભુ દયાળુ છે. નરસી ભીખારી હતો; કરમા કંગાલ હતી; શવરી ઝુંપડીમાં રહેતી હતી; મીરાં-જે હતું; તે તજીને, ભીખારી બની હતી. તુકારામને રાત્રે રાંધવાનું નહોતું. રાંકાબાંકા લાકડાના ભારા વેચતા, ત્યારે પેટ પુરતું કાંઈક મળતું. કલ્યાણ સાધનારને નિર્ધનતા આશીર્વાદરૂપ છે. શ્રીહરિને ભજવાની જે સગવડો, ધનવાનોને નથી; તે સગવડો નિર્ધનને છે. ધનવાન નવરો પડે; ત્યારે માંડમાંડ પ્રભુને સંભારે; નિર્ધન પળેપળે પ્રભુને સંભારે. તાત્પર્ય—નિર્ધનતાથી નહીં કંટાળતા; શ્રીહરિને શરણે રહેજો; અને પથ્ય પાળજો. ઘરમાં રહીને, સંન્યાસનાં સુખ ભોગવજો. ધનવાન વિષયમાં લોભાય; પણ નિર્ધન વિષયોમાં લોભાય; તો તેને મોટો મુરખ સમજવો.

ઘર છોડ્યા પછી માનાપમાન ન રાખવું; એમ હવે કહે છે—

शार्दुलविक्रीडितवृत्तम्—

चांडालः किमयं द्विजातिरथवा, शूद्रोऽथ किं तापसः।
किंवा तत्त्वविवेकपेशलमतिर्-योगीश्वरः कोऽपि किम् ॥
इत्युत्पन्नविकल्पजल्पमुखरैः, संभाष्यमाणा जनैः ।
न क्रुद्धाः पथि नैव तुष्टमनसो, यांति स्वयं योगिनः ॥५५॥

અર્થ—'શું આ ચાંડાલ છે!' અગર 'શું આ બ્રાહ્મણ છે?' અથવા તે શુદ્ર છે? કે-'તે કોઇ તાપસ (સાધુ-સન્યાસી) છે' અથવા-'તે તત્ત્વજ્ઞાનથી સંસ્કાર પામેલી બુદ્ધિવાળો કોઇ યોગીશ્વર છે,' આ પ્રમાણે અનેક પ્રકારના તર્ક કરીને બોલનારા લોકોની નિંદા સાંભળીને, યોગીપુરૂષો કોઇના ઉપર કોપ કરતા નથી; તેમ તેમની સ્તુતિ સાંભળીને, કદિ હરખાતા નથી. એટલે નિર્વિકાર પણે પોતાને રસ્તે, તેઓ ચાલ્યા જાય છે. (૫૫)

૫૫ વિવેચન—

સ્તુતિ નિંદાને તુલ્ય ગણવા, શાસ્ત્રોએ ઘણા શ્લોકો લખી નાંખ્યા છે. તેના સારરૂપ થોડી વાત કહું. સમગ્ર સંસારનું સાંભળવા રહે, તેનો સંસાર ચાલે નહીં. ત્યારે કલ્યાણના માર્ગમા, સંસારીઓનો અભિપ્રાય કેમ કામ આવે!

---

૫૫ પદચ્છેદ:—किं अयं चाण्डालः, द्विजातिः, अथवा शूद्र -શું આ ચાંડાલ છે, બ્રાહ્મણ છે, અથવા શુદ્ર છે! अथ किं तापसः-અથવા શું તપસ્વિ છે! [तत्त्वविवेके पेशला (સંસ્કાર પામેલી) मतिः यस्य सः तत्त्वविवेकपेशलमतिः] किं वा तत्त्वविवेकपेशलमतिः-શું આ તત્ત્વજ્ઞાનથી સંસ્કાર પામેલી બુદ્ધિવાળો છે. कः योगीश्वरः अपि किं-શું આ કોઈ યોગીશ્વર છે! इति-એ પ્રમાણે. उत्पन्नविकल्पेन (પ્રાપ્ત થએલા તર્કથી) जल्प. (બકવું તે) तेन मुखराः (વાચાળ, બહુ બોલા.) उत्पन्नविकल्पजल्प मुखराः तैः जनैः पथि संभाष्यमाणाः-તેવા માણસોથી રસ્તામાં સંબોધાતા. योगिनः -યોગીઓ. न एव क्रुद्धा -(નિંદાથી) કદિ ક્રોધ કરતા નથી [तुष्टं मनः येषाम् ते तुष्टमनसः] न एव तुष्टमनसः-(સ્તુતિથી) કદિ હરખાતા [illegible] यान्ति-પોતાને રસ્તે ચાલ્યા જાય છે.

દૃષ્ટાંત—

સદાશિવે પાર્વતીને કહ્યુ કે-સંસારનું માનીએ; તો સંસારજ ચાલે નહીં.

સતી—એમ તે વળી હોતું હશે! શું સંસારમા બધાં ગાંડાં હશે?

સદાશિવ—ચાલો આપણે ખાત્રી કરીએ.

એમ કહીને એક મોટા નગરના દરવાજાથી, સદાશિવ અને પાર્વતી, નંદી ઉપર બેસીને નગરમા પેઠા. થોડે દૂર ગયા, ત્યા લોકો કહેવા લાગ્યા કે—"હાય! હાય! જુઓ તો ખરા! બે જણાં એક બળદ ઉપર ચડી બેઠાં છે. બાપડો બળદ મરી જશે, તેનું એકેને ભાન નથી." આ શબ્દો સાભળી સદાશિવ નીચે ઉતરી ગયા; અને સતી એકલા બળદ ઉપર બેસી રહ્યા.

થોડે દૂર ગયાં; ત્યા બીજા લોકો કહેવા મંડયા કે—'આ કેવો સમય આવ્યો! લઠ્ઠ જેવી બાઈડી, બળદ ઉપર બેઠી છે; અને બાપડો ડોસો, પગ ઘસતો ચાલે છે. વિગેરે વિગેરે.' આ શબ્દો સાભળી, પાર્વતી નીચે ઉતરી પડયા, અને સદાશિવને નંદી ઉપર બેસાડયા.

થોડે દૂર ચાલ્યા, ત્યા વળી લોકો કહેવા લાગ્યા કે—'અહો! ઘરડાને પણ, જીવવાની આશા કેવડી મોટી છે! ઘરડો ખખ્ખ બળદ ઉપર ચડી બેઠો છે, અને બાપડી કોમળ સ્ત્રી, પગે ચાલી આવે છે; વિગેરે વિગેરે.' આ શબ્દો સાભળી, સદાશિવ બળદ ઉપરથી નીચે ઉતરી પડયા. બળદ ખાલી ચાલવા લાગ્યો.

થોડે દૂર ગયા, ત્યા વળી લોકો વાતો કરવા લાગ્યા કે—"આ બેવકુફી કેવી! બળદ છતો સાથે છે; પણ તેનો ઉપયોગ કરતા નથી; અને બેઉ પગ ઘસતા ચાલ્યા આવે છે—વિગેરે-વિગેરે."

પાર્વતી સદાશિવને કહે છે—હે પ્રાણ! આ લોકો કોઈ રીતે રાજી નથી.

સદાશિવ—જગતનો અભિપ્રાય માગીને ચાલીએ, તો ચલાયજ નહીં.

સતી—ત્યારે?

સદાશિવ—પૂર્વે આપણે બેઉ નંદી ઉપર બેઠા હતા, તેમ બેસી જાઓ. આપણી પોતાની જેવી સગવડ હોય; તે વિચારીને ચાલવું. આપણો બળદ (નંદી) આખા કૈલાસને ખેંચે એવો છે; તે વાત બાપડા લોકો શું જાણે! એટલે લોકો પોતાની સમજણ પ્રમાણે બોલે—તેમા હરખ શોક ધરવો નહીં.

આ તો લોકોના અભિપ્રાયની નિરાળી વાત કરી. હવે તે બાબતમા આગળ વધો. સામાને રાજી રાખો, તો તે માન આપે, અને નારાજ કરો, તો તે અપમાન કરે. તેથી પણ આગળ વધીને હવે વાત કરીએ—કાંઈ લેવાદેવા ન હોય, તો પણ દુર્જનો સંતને પીડે, ન કહેવાના વચનો કહે, પણ સંત ડોલે નહી.

ચોપાઇ—બુંદ અગાધ સહત ગિરિ કૈસે, ખલકે બચન સંત સહે જૈસે.

વણસીધરના વચનો અગર નાગરી નાતના વચનો, નરસી મહેતાએ તોળ્યા હોત—ગણ્યા હોત; તો હરિનું ઘર દૂર નાસત. મીરાએ રાણાજીની શીખામણ માની હોત; તો તે બે પાચ દિકરાની મા થાત, હીરા મોતી પહેરત, અને મહારાણી કહેવાત; પણ—પ્રાતઃસ્મરણીય

ન થાત. અલ્લાદે, પિતાની આજ્ઞાપાળી હોત, તો યુવરાજના સુખ મળત, પણ મતો અંધારે, એવુ ન બનત વિગેરે વિગેરે

કાંઠો બાંધેલા બંદરોમા સ્ટીમર ઉપરથી પેસેન્જરો જ્યારે ઉતરે છે, ત્યારે એક લાંબુ પાટીયું મૂકે છે. તેનો એક છેડો સ્ટીમરમા, અને બીજો છેડો કાંઠે જેને ફેર આવતા હોય છે, તેને કાંઠે ઉભેલો ખારવો કહે છે કે–"પાટીયા ઉપર પગ મૂકયા પછી, તમે આડું અવળું જોશો નહીં, પણ મારા સામેજ જોજો, એટલે ફેર આવશે નહીં" આ પ્રમાણે જેઓ કરે છે, તે સહિસલામત કાંઠે પહોંચી જાય છે, અને જેઓ આડાઅવળા ફાંફા મારે છે, તે ધમ દઇને દરિયામા પડે છે. છે કોઈ તમારે એવો ખારવો ( સદ્ગુરૂ ) ? કે જેના વચનો ઉપર વિશ્વાસ રાખી, શ્રદ્ધાના પાટીયા ઉપર તમે ચાલ્યા આવો

કહેવાનો હેતુ એ છે કે–"સૌ મારા વખાણ કરે, તોજ આ કામ કરૂં" એમ કદિ બનતું નથી શ્રીરામ અને શ્રીકૃષ્ણને નિંદનાર હજી પણ છે જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્યને નિંદનારા પણ છે સાકરને કડવી કહેનારા ગધેડા, હજી જીવે છે 'સૂર્ય જગતમા છેજ નહીં,' એમ કહેનારા ઘુવડ અને વાગોળો, અનાદિકાળથી ચાલ્યા આવે છે.

A man mounted on an elephant, should never fear, from dogs barking round him if he is aware of his own position.

હાથી ઉપર ચડેલા માણસે, પોતે કયા છે ? એવુ પોતે ચોક્કસ જાણતો હોય, તો તેણે-આસપાસ ભસતા કુતરાથી કદિ ડરવુ નહીં. કારણ–હાથી કુતરાને પહોંચી વળે એવો બળવાન્ છે તે પ્રમાણે શાસ્ત્રોની અને સંતોની આજ્ઞા પ્રમાણે, જ્ઞાન ભક્તિ અગર વૈરાગ્ય રૂપી હાથી ઉપર ચડયા પછી, આસપાસ નિંદા કરતા લોકોથી, કદિ ડરવુ નહીં. ભગવાન તે સૌને પહોંચી વળવા સમર્થ છે.

આ જગતમાં ધન્ય કોને ?

शिखरणीवृत्तम्—

सखे धन्याः केचित् , त्रुटितभवबन्धव्यतिकरा ।
वनान्ते चित्तांतर्–विषमविषयाशीविषगताः ॥
शरच्चन्द्रज्योत्स्ना–धवलगगनाभोगसुभगां ।
नयंते ये रात्रिं, सुकृतचयचित्तैकशरणाः ॥५६॥

અર્થ—હે મિત્ર ! જેમના ભવબંધનના સંબંધો, તૂટી ગયા છે એવા; તથા અંતરમા રહેલા વિષયો રૂપી ઝેરી સર્પો નાશ પામ્યા છે એવા, તથા સત્કર્મોના ભંડાર ભરવા, એટલે સત્કર્મો કર્યે જવુ, એવો જેમના મનમા નિશ્ચય છે, એવા પુરૂષોને ધન્ય છે. વળી જેઓ શરદ્ચંદ્રની ચાંદનીથી ધવલ થએલા આકાશવડે, અત્યંત સુશોભિત લાગતી રાત્રિને, વનમા ગાળે છે–તેમને પણ ધન્ય છે (૫૬)

૫૬ પદચ્છેદ—सखे हे मित्र ! त्रुटिता भवबंधस्य व्यतिकरा (સંબંધ) येषाम् ते–જેઓના ભવ બંધનના સંબંધો તુટી ગયા છે એવા केचित् धन्या કેટલાએક પુરૂષોને ધન્યવાદ ઘટે છે [विषया एव आशीविषा (સર્પો) विषयाशीविषा , विषमा

પદ વિવેચન—

" ધન ધન ગંગાબાઇની વાળી,
સદા વાસ થયા વનમાળી;"

હીરા પહેર્યા, મોતી પહેર્યા રેશમની સાડીયો પહેરી, પણ તેમને ધન ધન નહીં; અને ખોડાણાની રાણી ગંગાબાઈને 'ધન ધન.' કારણ ?–ત્યાં પ્રભુ પધાર્યા. ભગવાં નહોતાં પહેર્યાં; ઘરબાર નહોતાં તજ્યાં; તોપણ ધન ધન. તાત્પર્ય–ગમે તે સ્થીતિમાં રહો; પણ સમજીને રહો. સુખ સમજણમાં છે. સમજ્યા વિનાનું બધું ધૂળધાણી છે.

રાત્રીઓ વનમાં ગાળવી—રાત્રિઓ વનમાં ગાળવાની સગવડ બહુજ થોડી હોય; તેમણે યાદ રાખવું કે-જ્યારે ઘરમાં સૌ ઉંઘી ગયા; શાંતિ પ્રસરી ગઈ; ત્યારે આપણું ઘર પણ વન છે.

" હાથ ધનથી ઉભરાય; કાન કીર્તિથી ઉભરાય; પણ હૈયુ હરિથી ન ઉભરાય; તો તે તમામ વૃથા છે." એમ ચોક્કસ રીતે સમજીને-એવા શાંતિના સમયમા, ચોકમાં, ફળીયામાં, અગર અગાશીમાં આવીને, શાંત પોકાર કરવો કે-હે હરિ ! આપ મને ભૂલશો નહીં. વળી સમય હોય; તો ગાજો કે—

પદ રાગ-દેશ.

મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજોરે;
પ્યારા પોતાનો જાણીને, પ્રભુ પદ પાળજોરે—ટેક૦ મારી૦

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું; (૨)
મને હશે શું થાતું, નાથ નિહાળજોરે— મારી૦

અનાદિ વૈદ્ય આપ છો સાચા, કોઈ ઉપાય વિશે નહીં કાચા, (૨)
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજોરે— મારી૦

વિશ્વેશ્વર શું હજી વિચારો, બાજી હાથ છતાં કાં હારો ? (૨)
મહા મુંજારો મારો, નટવર ટાળજોરે— મારી૦

કેશવહરિ ! મારૂં શું થાશે, ઘાણ વળ્યો ને ગઢ ઘેરાશે; (૨)
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે— મારી૦

---

શ્વતે વિષયાશીવિષા· વિષમવિષયાશીવિષાः,] વિષમવિષયાશીવિષાः યેષામ્ ચિત્તાંતઃ ગતાઃ તે ચિત્તાંતર્વિષમવિષયાશીવિષગતાઃ-જેઓના ચિત્તમાથી વિષયોરૂપી વિષમ સર્પો નિકળી ગયા છે એવા પુરૂષોને. ધન્યાઃ-ધન્ય છે. સુકૃતાનામ્ ચયઃ (ખજાનો) સુકૃતચય', સ એવ ચિત્તે એકં શરણં યેષામ્ તે સુકૃતચયચિત્તૈકશરણાઃ-સત્કર્મના ભંડાર ભરવા—સત્કર્મ કર્યેજ જવું—એવો જેમના મનમા દૃઢ નિશ્ચય છે તે પુરૂષોને. ધન્યાઃ–ધન્ય છે. શરદિ ચન્દ્રજ્યોત્સ્નયા ધવલં ગગનં શરચ્ચંદ્રજ્યોત્સ્નાધવલગગનં, તસ્ય આભોગેન (વિસ્તારથી) સુભગા, તામ્ ઇતિ રાત્રિં–શરદૃતુમાં ચંદ્રના વિસ્તાર પામેલા પ્રકાશથી સફેદ જણાતા આકાશથી મનોહર લાગતી રાત્રિને. વનાન્તે–વનમાં. યે નયન્તે–જેઓ ગાળે છે, તે ધન્યાઃ-તેઓને ધન્ય છે.

૯૭ વનવાસનો મહિમા બતાવે છે. शार्दूलविक्रीडितवृत्तम्.

पुण्यैर्मूलफलैः प्रिये प्रणयिनि, वृत्तिं कुरुष्वाधुना ।
भूशय्या नववल्कलैरकरुणै-रुत्तिष्ठ यामो वनम् ॥
क्षुद्राणामविवेकमूढमनसां, यत्रेश्वराणां सदा ।
चित्तव्याध्यविवेकविह्वलगिरां, नामापि न श्रूयते ॥૯૭॥

અર્થ—બહુ હેત રાખનારી હે વ્હાલી સ્ત્રિ! હવે ભોજનમાં, પવિત્ર મૂળો અને ફળફળાદિક વાપરો. સ્વાભાવિક એવાં નવાં વલ્કલો પહેરવાનું રાખો; તથા પથારી પૃથ્વી ઉપર કરો. ચાલો ઉઠો, આપણે વનમાં જઇએ. કારણ કે ત્યાં વનમાં, ક્ષુદ્ર બુદ્ધિના, અવિવેકથી મૂઢ મનના, તથા ચિત્તની વ્યગ્રતાને લીધે, જેમની વાણી તોછડી છે; એવા ધનવાનોનું (ત્યાં) નામ પણ સંભળાશે નહીં. [૫૭]

૫૭ વિવેચન—

આવી વાતો સાભળનારી સ્ત્રીયો ક્યાં છે! પરણ્યા તો સૌ. વિષયસુખ સૌએ ભોગવ્યાં; સૌ માતા પિતા બન્યા; વ્યવહાર સાચવ્યા, પણ-'હે પ્યારા! અગર હે પ્યારી! આપણે કાંઈ કરી લઇએ;' એવું કઈ સ્ત્રી પતિને કહે છે; અને કયો પતિ સ્ત્રીને કહે છે! પૈસા મળ્યા, તેઓ પૈસાના તોફાનમા પડયા; અને નિર્ધન રહ્યા; તે નિર્ધનતામા કુટાયા; પણ 'અમે કોણ?' તેનો વિચાર કર્યો નહીં. ઉત્તમ કોટિના જીવોએ, આ વાત વિચારવા જેવી છે, સદાશિવે પાર્વતી સાથે જ્ઞાનચર્ચા કરી. યાજ્ઞવલ્કયે ગાર્ગી સાથે જ્ઞાનચર્ચા કરી. સ્ત્રીનો અર્થ 'મન' અગર 'બુદ્ધિ' પણ થઈ શકે

પ્રથમ અહાર વિહારની કેવી વાત કરી! ડોસીઓ અને ડોસા સમજી જાય એવી આ વાત છે. વનમા જઈને વસવાનું કારણ સમજવા સાંભળો —

यत्र ईश्वराणां नामापि न श्रूयते—'જ્યાં ધનવાનોનું નામ પણ નહીં સંભળાય, એવા વનમા જઈ ને આપણે વસીએ,' એમ કહ્યું. બધા ધનવાન એવા નથી; એમ સુચવવા, માટે ધનવાનના વિશેષણો આપ્યા. તે વિશેષણો સાભળજો—अविवेकमूढमनसां (અવિવેકથી જેમના મન મૂઢ બની ગયા છે તે) તથા चित्तव्याध्यविवेकविह्वलगिरां (ચિત્તની વ્યગ્રતાને લીધે ઉત્પન્ન થએલા અવિવેકે કરીને, જેઓની વાણી તોછડી બની ગઈ હોય છે એવા.) તમે પોતે ધનવાન હો; તો આ દોષ તમારામાં છે કે નહીં; તે તપાસતા રહેજો આ કાંઈ અમેરિકાની વાતો નથી. આપણી પોતાની આ વાતો છે. બહાર અજવાળા બહુ કર્યા-હવે ઘરમા અજવાળા કરો-સ્વનિરીક્ષણ કરો-અંતરે અજવાળા કરો.

---

૫૭ પદચ્છેદ—हे प्रिये-હે પ્યારી! हे प्रणयिनि!-હે હેત રાખનારી સ્ત્રી! अधुना-હવે તો. पुण्यैः मूलफलैः-પવિત્ર કંદ ફળાદિકથી वृत्तिं कुरुष्व-નિર્વાહ કર, ખાઈને રહે भूशय्या च-(પૃથ્વી ઉપર શય્યા) अकरुणैः (કુદરતી) नववल्कलैः-પવિત્ર વલ્કલ વસ્ત્રોથી કામ ચલાવી લે उत्तिष्ठ-ઉભી થા वनम् याम-ચાલો વનમાં જઇએ. यत्र-જ્યાં. सदा હમેશા क्षुद्राणां-હલકા મનના. अविवेकेन मूढ मनः येषां ते-तेषां-અવિવેકથી જેમના મન મૂઢ બની ગયા છે તેઓનું चित्तस्य व्याधिः तस्य अविवेकः तेन विह्वला गिरः येषां ते तेषां चित्त .... रां-માનસીક દુઃખથી ઉત્પન્ન થએલા અવિવેકે કરીને જેઓની વાણી તોછડી બની ગએલી હોય છે, તેઓનું ईश्वराणां-ધનવાનોનું. नामापि न श्रूयते-નામ પણ સંભળાતું નથી.

મનુષ્યે પોતાના કલ્યાણ માટે પોતાના ચિત્તને વારવાર સમજાવવુ જોઈએ, એમ હવે કહે છે—

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્—

**एतस्माद्विरमेन्द्रियार्थगहना–दायासकादाश्रयात् ।**
**श्रेयोमार्गमशेषदुःखशमन–व्यापारदक्षं क्षणात् ॥**
**शान्तं भावमुपैहि संत्यज निजां, कल्लोललोलां गतिं ।**
**मा भूयो भज भंगुरां भवरतिं, चेतः प्रसीदाधुना ॥५८॥**

**અર્થ—હે ચિત્ત! નિરતર દુખ દેનારા ઇંદ્રિયોના વિષયો રૂપી ગહન વનમાથી પાછુ ફર, અને શ્રેયના માર્ગરૂપ અને સમગ્ર દુખોની શાતિ કરવામા કુશળ એવા, શાત ભાવનો–નિવૃત્તિ માર્ગનો–મોક્ષ માર્ગનો–એક ક્ષણવાર અગિકાર કર. (તેનો સ્વાદ જરા તો ચાખ, એવો ભાવ છે.) જળના તરગ જેવી તારી ચચળ બુદ્ધિનો ત્યાગ કર સસારની પ્રીતિ, કે જે ક્ષણભગુર છે, તેનો ફરી કદિ વિચાર ન કર એટલે તેનો પણ ત્યાગ કર. આ પ્રમાણે કર્યા પછી પ્રસન્ન થા એટલે શાતિમય જીવન ગાળ (૫૮)**

૫૮ વિવેચન—

આ દેહમા ચિત્ત એ મોઈ અજબ વસ્તુ છે તે ધારે તે કરે, એવુ સમર્થ છે છતા તેને સગનો રગ લાગે છે માટે તેને સારા મગમા રાખવાની ખાસ જરૂર છે જેમ જળ નીચાણમા દોડે તેમ ચિત્ત વિષયો તરફ દોડે જીવ સમજે કે–'પાપ છે' તોપણ ચિત્ત તે તરફ દોડયુ જાય એવુ તે બળવાન છે શ્રીકૃષ્ણની ડાહી ડાહી વાતો સાભળીને અર્જુન બોલ્યો હતો કે–**चचलं हि मनः कृष्ण! प्रमाथी बलवद्दृढम्** ગીતા અ ૬–૩૪ 'મનને વશ કરવુ તે સાધારણ વાત નથી તેના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ હતું કે—

**अभ्यासेन तु कौंतेय, वैराग्येण च गृह्यते ।**

'અભ્યાસ અને વૈરાગ્ય એ બે મુખ્ય સાધનથી મન વશ થાય' આ બેઉ સાધનોનો કેટલો સ્ટોક (જથ્થો) પોતાની પાસે છે તે તપાસી જોજો વરઘોડામા લઈ જવાના ઘોડા

૫૮ પદચ્છેદ —**एतस्मात्**–એટલા માટે **चेत**–હે ચિત્ત! [**कदाश्रयस्य भाव कादाश्रय**–દુખદ] **आयास कादाश्रय यस्य तत् तस्मात् आयासकादाश्रयात्**–જેમા પ્રયત્ન દુખકર નીવડે છે એવા **इन्द्रियार्थगहनात्**–ઇંદ્રિયોના વિષયોરૂપી વનમાથી **विरम**–પાછુ વળ **अशेषाणि दु खानि, तेषाम् शमनव्यापारे दक्ष अशेषदु खशमनव्यापारदक्ष तम्**–**तम् शान्त भाव** સસારના ઘાગ દુખને શમન કરવાના કામકાજમા જે (શાત) ભાવ કુશળ છે–ઉપયોગી છે ત શાતભાવને **क्षणात् उपैहि**–ઘડીવાર પામ અથવા ઘડીવાર તેનો અગીકાર કર [**कल्लोला इव लोला यस्या सा ताम् कल्लोललोला**] **निजा कल्लोललोला गतिं**–જળના તરગ જેવી તારી ચચળ બુદ્ધિનો **सत्यज**–ત્યાગ કર **भगुरा भवरतिं**–ક્ષણભગુર સસારની પ્રીતિને **मा भूय भज**–ફરીથી ન ભજ એટલે તેનો પણ ત્યાગ કર **अधुना प्रसीद**–આ પ્રમાણે કર્યા પછી પ્રસન્ન થા

પાસે દારૂખાનું ફોડે; પણ પ્રથમ તાલીમ દઈને, પછી તે ઘોડાને વરઘોડામાં લઈ જાય. કદિ આવી તાલીમ આપી ન હોય; તો-ઘોડાવાળો ઘોડાને ગમે તેટલો હાંકે; તો પણ ઘોડો દારૂખાનાના અવાજથી ભડકીને, ગામમા પેસી જાય. અહીં કથામા આવો છો; પણ જેઓ એકાગ્રતાની વાત સમજતા નથી; તેઓ આમતેમ ફાંફાં મારી કરે છે. જરા કાંઈક થાય છે કે-તેમનું ચિત્તરૂપી ઘોડું, કથામાથી નાસે છે. મનને સમજાવતા રહો.

પ્રીતમે ગાયુ છે કે— પદ.

મન માને નહીં, સો ફેરા સમજાવું, તો એ શું થાય!
ખળ કઠણ, કઠોર, ચંચળ ચોર ચપળ, ચિત્ત ચોદશ ધાય—મન માને૰ ટેક૰
મન ભૂત તણિ પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
એને હરિભજવાનું નથી ગમતું— મતે માને૰
મન નિર્લજ્જને લજ્જા ન મળે, પીઠું ભાળે પોતાને કમળે;
લઈ નાખે માયાને વમળે— મન માને૰
જેમ કુકર માથે માર પડે, તોએ આવી ઉભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડ ચડે— મન માને૰
જો જમકિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને શિદ માણે!
ગયો અવસર નહિં મળે નાણે— મન માને૰
કહે પ્રીતમ પરપંચ પરહરતા, શુદ્ધ ભાવે હરિનું સ્મરણ કરતા;
કોઈ વાર નહીં ભવજળ તરતા— મન માને૰

પરપંચને પરહરો, અને શુદ્ધ ભાવે શ્રીહરિને ભજો; તો મન શ્રેયને રસ્તે વળે. કેરીમા ખટાશ ઘણી હોય, પણ આમળીમા બોળી રાખ્યા પછી, ખટાશ ઓછી થાય; તેમ ચિત્ત રેઢીયાર હોય, પણ સંતોની સેવામા, પગવા રાખીને રહીએ, તો જરૂર ચિત્ત પોતાનો ચિલો બદલે પુષ્પના સંગથી કીડી, મહાશિવના મુગટ પર ચડે.

૯૭ ચિત્તનેજ કહે છે, તે સાભળો—

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ—

मोहं मार्जय तामुपार्जय रतिं, चन्द्रार्धचूडामणौ ॥
चेतः स्वर्गतरङ्गिणीतटभुवा-मासंगमङ्गीकुरु ॥
को वा वीचिषु बुद्बुदेषु च तडिल्-लेखासु च स्त्रीषु च ।
ज्वालाग्रेषु च पन्नगेषु च सरिद्-वेगेषु च प्रत्ययः ॥८९॥

૫૯ પદચ્છેદ —हे चेतः-હે ચિત્ત! मोहं मार्जय-મોહને તજી દે. [चंद्रार्धचूडामणिः (મસ્તકનો મણિ) यस्य सः तस्मिन्] चंद्रार्धचूडामणौ ताम् रतिं उपार्जय-સદાશિવમા પ્રીતિ સંપાદન કર, સદાશિવનું સેવન કર स्वर्गतरङ्गिणीतटभुवाम्-ગંગાના તીર પ્રદેશમાં-કાંઠાઓમા. आसंगम् अङ्गीकुरु-સંગ કર-ત્યા વાસ કર. वीचिषु-તરંગમા. बुद्बुदेषु-પરપોટાઓમા. च-અને तडिल्लेखासु-વિજળીના ઝબકારામાં. च स्त्रीषु-તથા સ્ત્રીઓમા. ज्वालाग्रेषु च पन्नगेषु-જ્વાળાના અગ્ર ભાગમા તથા સર્પોમા. सरित्वेगेषु च-નદીઓના વેગોમા પણ. को वा प्रत्ययः-શો વિશ્વાસ (રાખવો)?

અર્થ—હે ચિત્ત ! મોહને તજી દે, અને જેમની જટામા અર્ધ ચંદ્ર રહ્યો છે; એવા સદાશિવમાં પ્રીતિ સંપાદન કર. ગંગાજીના તટ પ્રદેશમાં, વાસ કર. કારણકે-તરંગમાં, પરપોટામાં, વિજળીના લિસોટામાં, સ્ત્રીમાં, જ્વાળાના અગ્ર ભાગમા, સર્પમાં અને નદીના વેગમાં, વિશ્વાસ કેમ રખાય ! એટલે-તે તમામમાં વિશ્વાસ રાખવો; તે કોઈ પણ પ્રકારે વ્યાજબી નથી. (૫૯)

૫૯ વિવેચન—

કેમ કેવી વાતો છે ! શાતિથી સાભળો; અને પછી વિચારો સરોવરમા જળ ઉપર વજેલી લીન ખસેડતા, મોતીના દાણા જેવુ જળ દેખાય, તેમ મસારમા માયાને ખસેડતા; માયા નીચે ઢકાએલા શ્રીહરિનુ દર્શન થાય ગગાજીને અને સદાશિવને ભર્તૃહરિ બહુ સભારે છે સાભળો— ગગ-શિખરિણી

> कदा भागीरथ्या, भवजलधिसंसारतरणे ।
> स्खलद्वीचीमाला-चपलतलविस्तारितमुदः ॥
> तमःस्थाने कुंजे, क्वचिदपि निविश्याहृतमनाः ।
> भविष्याम्येकाकी, नरकमथने ध्यानरसिक ॥८५॥ [ विज्ञानशतक ]

અર્થ—સસારરૂપી સમુદ્ર તરવામા નૌકા-સમાન, અને ઉછળતા અચળ તરગોની પરપરાવડે આનદ આપનારા, ગગા નદીના કોઈ ઘણા અધારા વાળા-ઘાડા વનના નિકુજ વિષે એકલા બેસીને, તથા મનને નિયમમા રાખીને, નરકમાથી બચી જવા માટે-ફરી માતાના ગર્ભમા ન આવવા માટે, પ્રીતિપૂર્વક પરમાત્માના ધ્યાનમા હુ ક્યારે નિમગ્ન થઈશ ? [૮૫]

આવા વિચાર જ્યારે થતા હશે, ત્યારે સમાજ કેવો હશે ? શાતિથી વિચાર કરજો. 'અમે ઘડીએ નવરા નથી '-' અમે મરવા પણ નવરા નથી,' તેમને માટે આ વાતો નથી-આ વાતો તો-જે કાઈ સમજ્યા છે, ' હુ કોણ ' અને આ બધુ શુ છે ' ' એમ જાણવાની જેમને કાઈક જિજ્ઞાસા થઈ છે, તેમને માટે આ વાતો છે

તરગ, પરપોટા, વિજળી વિગેરેના દૃષ્ટાત આપીને, સૂચવે છે કે-દેહ ક્ષણભગુર છે. કામ ઘણુ છે, પણ કાળ આવ્યો કે,-કામ નાકુ કામ ઉપાડી લેનારા નીકળીજ આવે 'મરવાએ નવરા નથી,' તેઓ પણ કાળ આવે, ત્યારે ગમે ત્યાથી મરવા નવરા થાય અલેકઝાડર જેવા ઉભા રહ્યા નહીં, ત્યારે બીજા કોણ ? ગયા ત્યાથી પાછા પણ આવ્યા નહીં, તેમ કોઈની સાથે સદેશો પણ મોકલ્યો નહીં વિચાર કરી જોજો

હજી ચિત્તનોજ વિષય ચાલે છે —

મન્દાક્રાન્તાવૃત્તમ્—

> अग्रे गीतं सरसकवयः, पार्श्वतो दाक्षिणात्याः ।
> पृष्ठे लीलावलयरणितं, चामरग्राहिणीनाम् ॥
> यद्यस्त्येवं कुरु भवरसा-स्वादने लम्पटत्वं ।
> नोचेच्चेतः प्रविश सहसा, निर्विकल्पे समाधौ ॥ ६० ॥

---

૬૦ પદચ્છેદ —अग्रे गीतं-જે આગળ ગાયન થતા હોય दाक्षिणात्याः सरसकवयः पार्श्वतः-દક્ષિણના રસિક કવિયો આસપાસ બેસતા હોય पृष्ठे-પાછળથી चामर-

અર્થ—હે ચિત્ત! તારી પાસે ગાયન થતાં હોય; જોડે રસીક કવિયો આસપાસ બેસતા હોય; હાથમાં ચામર લઇને, પાછળથી પવન નાખતી સ્ત્રીઓના કંકણનો રણકાર સંભળાતો હોય; આ પ્રમાણે સુખનાં સાધનો, તારે માટે તૈયાર હોય; તોજ-ભવસાગરના રસનું પાન કરવામાં લાલચ રાખજે. એમ ન હોય; તો નિર્વિકલ્પસમાધિમાં જલદીથી પ્રવેશ કરજે. એટલે-એમ ન હોયઃતો વિષયોમાં વલખાં ન મારતાં; યોગાભ્યાસ કરજે, અને પરમાત્માને પ્રાપ્ત કરજે. (૬૦)

૬૦ વિવેચન—

સ્ત્રી અને ધન સંસારની શોભા છે, જે પુરૂષને સારી સ્ત્રી નથી; અને જે પુરૂષ પાસે ઘણું ધન નથી; તેમનો સંસાર ફીકો હોય છે. એવા ફીકા સંસારમા જીવવું; પડયા રહેવું; તેના કરતાં, શ્રીહરિને શરણે કેમ ન આવવું? એ ભાવ છે.

સંસારમા ગમે એવા ઉત્તમ સુખ હોય, તોપણ તે નાશવંત છે; અને કલ્યાણને રસ્તે કાંટારૂપ છે; તે વાત કદી ચૂકવી નહીં.

વાલીને મરાવવા, સુગ્રીવે શ્રીરામની દોસ્તી કરી; પણ પાછળથી સુગ્રીવને જ્ઞાન થતા—

ચોપાઈ—ઉપજા જ્ઞાન બચન તબ બોલા, નાથ કૃપા મન ભયઉ અલોલા,
સુખ સંપત્તિ પરિવાર બડાઈ, સબ પરિહરિ કરિહોં સેવકાઈ.
યહ સબ રામભક્તિ કે બાધક, કહહિ સંત તવ પદ અવરાધક.'

[ મોક્ષવાણી પાનુ ૪૦ A.]

સ્ત્રી સંસારની શોભા રૂપ છે; તો પણ તે નરકમાથી બચાવતી નથી; એમ હવે કહે છે.—

હરિણીવૃત્તમ્—

विरमत बुधा योषित्संगात्, सुखात्क्षणभंगुरात् ।
कुरुत करुणा-मैत्रीप्रज्ञा-वधूजनसङ्गमम् ।
न खलु नरके, हाराक्रान्तं, घनस्तनमण्डलं
शरणमथवा, श्रोणीबिम्बं, रणन्मणिमेखलम् ॥६१॥

ग्राहिणीनाम्-હાથમા ચમર લઇને પવન નાખતી સ્ત્રીઓના. लीलयां वलयनाम् रणितं, लीलावलयरणितं-પવન નાખતા કંકણનો થતો રણકાર. यदि एवं अस्ति ?-જો એમ હોય તો. भवरसास्वादने-ભવસાગરના રસનું પાન કરવામાં. लंपटत्वं-આસક્તિ, પ્રીતિ, લાલચ. कुरु-કરજે. नोचेत्-નહિ તો. चेतः-હે ચિત્ત. निर्विकल्पे समाधौ-નિર્વિકલ્પ સમાધિમા सहसा प्रविश-જલદીથી પ્રવેશ કર.

૬૧ પદચ્છેદ—भो बुधाः-હે સમજુ પુરૂષો! क्षणभंगुरात् इति योषित्संगात् सुखात्-સ્ત્રીના સંગરૂપી ક્ષણભંગુર સુખોમાથી. विरमत-તમે વિરમી જાઓ-પાછા વળો. करुणामैत्रीप्रज्ञावधूजनसंगमम् कुरुत-દયા, સમાન ભાવ, અને આત્મજ્ઞાન રૂપી સ્ત્રીઓમાં આસક્તિ રાખો. हारेण आक्रान्तं हाराक्रान्तं हाराक्रान्तं घनस्तनमण्डलं-હારથી દબાએલુ અગર અહીં હારથી શોભતુ (જુવાન સ્ત્રીના) બે સ્તનોનુ જોડું. रणन्ती मणिमेखला यस्मिन् तत् रणन्मणिमेखलं, रणन्मणिमेखलम् श्रोणीबिम्बं-મણીઓના કંદોરાથી ... नरके खलु न शरणं-નરકમા જતા અટકાવે તેમ નથી.

અર્થ—હે સમજુ પુરૂષો ! સ્ત્રીના સંગથી પ્રાપ્ત થતા ક્ષણભંગુર સુખથી વિરામ પામો. (એટલે સ્ત્રીના સંગથી પ્રાપ્ત થતા ક્ષણભંગુર સુખને તજી દ્યો.) કદાચ તમને સ્ત્રીના સંગમાં પ્રીતિ હોય; તો દયા, મૈત્રી અને પ્રજ્ઞારૂપી વધુઓનો સંગ કરો. કારણકે હારથી શોભતું (જુવાન સ્ત્રીના) બે સ્તનોનુ જોડું, અથવા મણિની મેખળાથી રૂમઝુમ થતો કેડનો ભાગ, નરકમાંથી તારનાર નથી. (દયા, મૈત્રી અને પ્રજ્ઞા નરકમાંથી ચોક્કસ બચાવી લેશે.) (૬૧)

૬૧ વિવેચન—

જેઓએ લગ્ન કરવાનો શુભ હેતુ, માત્ર વિષય સુખમાજ બદલી નાખ્યો, તેમની આ વાતો છે માતાપિતાદિ કુટુંબની સેવા, સમાજની સેવા, અતિથીઓની સેવા; અપંગ પ્રાણીઓની સેવા,–વિગેરે વિસરાઇ જઇ, હું મારી સ્ત્રી અને મારો ચીરો–એટલીજ દુનિયા માનીને બેઠા, તેમને આ સીધો ટપકો છે. સ્ત્રીને સાથે રાખીને જેઓએ કલ્યાણના માર્ગ પકડયા–રાકા બાકા, મોરધ્વજની સ્ત્રી, સગાળશાની ચગાવતી, વશિષ્ઠની અરૂંધતી, અત્રિની અનસૂયા, યાજ્ઞવલ્કયની ગાર્ગી, બોડાણાની ગંગાબાઇ આ સ્ત્રીયો–પતિને નરકમા પાડનાર નહીં, પણ પતિને નરકમાથી બચાવનાર–પ્રાત સ્મરણીય–ગંગા જેવી પવિત્ર બ્હેનો.

જેમના ગૃહસ્થાશ્રમ દુઃખમય હોય, અગર જેઓએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો હોય; તેમણે દયા, મૈત્રી અને પ્રજ્ઞા રૂપી સ્ત્રીઓમા પ્યાર કરવો, બ્રાહ્મણો ઘરમા રહે; તોપણ તેઓ વિદ્યા અને વિરતિ (વૈરાગ્ય) રૂપી સ્ત્રીઓમા અવશ્ય પ્યાર રાખે. અનાદિકાળથી આ બે સ્ત્રીઓ, બ્રાહ્મણોને વરેલી છે.

हे बुधा –આ ટપકો સમજુને દેવાય. ગોવિંદ બોલ્યા છે કે—

ये हि संस्पर्शजा भोगा, दुःखयोनय एव ते।
आद्यंतवंतः कौंतेय, न तेषु रमते बुधः॥ [ગીતા. ૫–૨૨].

ઇન્દ્રિયોના નાશવંત સુખોમા ડાહ્યો પુરૂષ રમતો નથી–આસકત થતો નથી.

હવે લક્ષ્મીને કહે છે,—

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્—

मातर्लक्ष्मि भजस्व कश्चिदपरं, मत्काङ्क्षिणी मास्म भूः।
भोगेभ्यः स्पृहयालयो न हि वयं, का निःस्पृहाणामसिः॥
सद्यः स्यूतपलाशपत्रपुटिका–पात्रे पवित्रीकृते।
भिक्षासक्तुभिरेव संप्रति वयं, वृत्तिं समीहामहे॥६२॥

૬૨ પદચ્છેદ—भो मात लक्ष्मि ! હે લક્ષ્મી માતા ! अपरं कश्चित् भजस्व– બીજા કોઇને સેવ मत्काङ्क्षिणी मा स्म भू –હવે મારામા પ્રીતિ ન રાખ भोगेभ्या– ભોગો માટે, ભોગ ભોગવવા માટે वयं हि न स्पृहयालयः–અમે ખરેખર સ્પૃહાવાળા નથી–આતુર નથી. नि स्पृहाणां (त्वं) का असि–સ્પૃહા રહિત પુરૂષોને તુ કોણ માત્ર છો ? सद्य–તાજાં તોડેના स्यूतपलाशपत्राणां पुटिकापात्र तस्मिन्–तस्मिन पवित्रीकृते– ખાખરાના તાજાં પાદડાના બનાવેના પવિત્ર પડિયામા. भिक्षासक्तुभि· एव–માગી અ

અર્થ—હે લક્ષ્મી માતા! હવે તું બીજા કોઇને સેવ; (એટલે હવે તું મને તજી દે.) હવે તું મારામાં પ્રીતિ ન રાખ; કારણકે અમારે હવે ભોગો ભોગવવાની સ્પૃહાજ નથી. તો પછી નિઃસ્પૃહાવાળા પુરૂષને, તું કોણ માત્ર છો? અમે તો હમણાં, પવિત્ર અને તુરતના બનાવેલા ખાખરાના પડીયામાં, ભિક્ષા માગીને આણેલા સાથવાથીજ, અમારો નિર્વાહ કરીએ છઈએ. (૬૨)

૬૨ વિવેચન—

ગયા શ્લોકમા 'કામની' અને આ શ્લોકમા 'કનક' બેઉ–ત્યાગીઓને ભયંકર વિષના કરતા વધારે ભયંકર છે; એમ કહ્યું. વિષ એકજ .જન્મનું બગાડે; અને વિષયો અનેક જન્મનું બગાડે. ખાખરાના તાજા પાંદડાના બનાવેલા પડીયામા, માગી આણેલા સાથવાનું ભોજન. બાવા સાધુઓના મંદિરોમા, અને મઠમાં, જેમ જેમ ભોજનના ભપકા વધ્યા; તેમ તેમ ધર્મ ખુટતો ચાલ્યો. સંસારનો ત્યાગ કર્યો; પણ રસાસ્વાદનો ત્યાગ કર્યો નહીં; તે રજેજી રહ્યા છે,

ત્યાગીઓએ પોતાના પૂર્વાશ્રમના સંબધીઓમા અને મિત્રોમાં અરાગ રહેવું; એટલુજ નહીં, પણ તેમનાથી અલગ રહેવું, એમ કહે છે.

અનુષ્ટુપવૃત્તમ્—

यूयं वयं वयं यूय–मित्यासीन्मतिरावयोः ।
किं जातमधुना येन, यूयं यूयं वयं वयम् ॥ ६३ ॥

અર્થ—હે મિત્ર! તમે તે અમે અને અમે તે તમે–એમ અમારી મતિ પ્રથમ હતી; હમણાં કોણ જાણે શુંએ થયું છે કે–જેથી કરીને, તમે તે તમેજ; અને અમે તે અમેજ, એવી ભિન્નતા જણાય છે. (૬૩)

૬૩ વિવેચન—

જે સન્યાસી–સાધુ, સંબંધીઓને ત્યા અને મિત્રોને ત્યા મુકામ કરે; તેમને પત્ર લખે; તેમના કુશળ સમાચાર પૂછે; તે વૈરાગના ક્ષેત્રમા જઇને; વૈરાગ્યને લજવે છે. જેટલો પૂર્વ પશ્ચિમમા ભેદ છે; તેટલો રાગ વિરાગમા ભેદ છે. નાટકશાળાનો એકટર પણ, પોતાના સાચા સંબંધીઓને (પેલા દર્મીયાન) ભૂલી જાય; તો તે પોતાનો પાર્ટ બરાબર ભજવી શકે. નાટક ખોટું પણ એકટરે પોતાનો વેશ બરાબર ભજવવોજ જોઇએ; તેમ સંસાર ખોટો, પણ સન્યાસીએ પોતાનો વૈરાગ બરાબર ભજવવો જ જોઇએ–વૈરાગના નિયમો પાળવાજ જોઇએ.

---

આણેલા સાથવાથીજ. **संप्रति**–હાલમા. **वयं वृत्तिं समीहामहे**–અમે અમારો નિર્વાહ કરીએ છઈએ.

૬૩ પદચ્છેદઃ–**यूयं वयं**–તમે તે અમે. **वयं यूयम्**–અને અમે તે તમે. **इति आवयोः मतिः आसीत्**–એવી અમારી બુદ્ધિ–સમજણ–માન્યતા (પ્રથમ) હતી. **अधुना किं जातम्**–હમણા કોણ જાણે શું એ થયુ છે કે. **येन**–જેથી કરીને. **यूयं यूयं**–તમે તે તમેજ–અમે નહીં. (અને) **वयं वयं**–અમે તે અમેજ–તમે નહીં.

ત્યાગી કોઇ તરૂણ સ્ત્રીને કહે છે કે—

મન્દાક્રાન્તાવૃત્તમ્—

**बाले लीलामुकुलितममी, मन्थरा दृष्टिपाताः**
**किं क्षिप्यन्ते विरम विरम, व्यर्थ एष श्रमस्ते ।**
**सम्प्रत्यन्ये वयमुपरतं, बाल्यमास्था वनान्ते**
**क्षीणो मोहस्तृणमिव जगज्-जालमालोकयामः ॥६४॥**

અર્થ—હે બાળા ! હાવભાવથી અરધા મીંચાએલા મંદમંદ કટાક્ષો, તું શા માટે નાંખે છે ? તારો આ શ્રમ વ્યર્થ છે. (એટલે તેમાં તારો હિ વળે એવું નથી.) માટે તું તેમ કરવું રહેવા દે. હાલમાં અમે બદલાઈ ગયા છઇએ. અમારૂં અજ્ઞાન, અમારો મોહ, નાશ પામી ગયો છે. હવે અમારે વનમાં રહેવાની પ્રીતિ થઈ છે. અમારો મોહ ક્ષીણ થઇ ગયો છે. હવે અમે જગતની જાળને –વૈભવોની લાલચને તરખલા જેવી ગણીએ છઇએ. (૬૪)

૬૪ વિવેચન—

જેમ માંદાને અન્નમા અરૂચિ–તેમ વૈરાગીને સ્ત્રીના સુખમાં અરૂચિ. તુલસીદાસજી કહે છે કે—

ચોપાઈ—ઉસર વરષે તૃણ નહિં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા.

હજી આગળ કહે છે કે— શિખરિણીવૃત્તમ્—

**इयं बाला मां प्र-त्यनवरतमिन्दीवरदल-**
**प्रभाचोरं चक्षुः, क्षिपति किमभिप्रेतमनया ।**
**गतो मोहोऽस्माकं, स्मरकुसुमबाणव्यतिकर-**
**ज्वरज्वाला शान्ता, तदपि न वराकी विरमति ॥६५॥**

---

૬૪ પદચ્છેદઃ—**हे बाले**–હે બાળા ! **लीलया मुकुलिताः**(અર્ધ બીડેલા) **दृष्टिपाताः** (કટાક્ષો) **यस्मिन् कर्मणि यथा स्यात् तथा तत् लीलामुकुलितं अमी मंन्थराः** (મંદ મંદ) **दृष्टिपाताः**–હાવભાવથી અરધા મીંચાએલા મંદમંદ કટાક્ષો. **किं (त्वया) क्षिप्यन्ते**–તારાથી શા માટે ફેંકાય છે–નંખાય છે ? **ते एषः श्रमः व्यर्थः**–તારો આ શ્રમ વ્યર્થ છે–તેમા તારો દિ વળે તેમ નથી. **विरम विरम**–માટે તું તેમ કરવું રહેવા દે. **संप्रति**–હાલમાં. **वयं अन्ये**–અમે બદલાઈ ગયા છઈએ. **बाल्यं उपरतं**–અમારૂં બાળપણ અગર અજ્ઞાન–નાશ પામી ગયું છે. **आस्था वनान्ते**–અને વનમાં આસ્થા–શ્રદ્ધા–પ્રીતિ–પ્રાપ્ત થઈ છે. **मोहः क्षीणः**–મોહ ક્ષીણ થઈ ગયો છે. **जगतः जालं तृणम् इव आलोकयामः**–જગત્‌ની જાળને–મોહને, હવે અમે તરખલા જેવો ગણીએ છઈએ.

૬૫ પદચ્છેદ—**इयं बाला**–આ બાલા. **इन्दीवरस्य** (કમળના) **दलं तस्य प्रभाताम् चोरयति इति इन्दीवरदलप्रभाचोरं चक्षुः**–કમળની પાંખડીની શોભા સરખું

અર્થ—આ બાળા–આ જુવાન સ્રી, કમળ સરખાં નેત્રથી, મારા તરફ જુવે છે; પણ તેથી શું ? એટલે તેની અસર મારા ઉપર થવાની નથી; કારણકે–અમારો મોહ જતો રહ્યો છે. કામદેવના પુષ્પબાણુથી ઉત્પન્ન થતી જ્વરજ્વાળા (તીવ્ર વિહ્‍વળતા ), શાંત થઈ ગઇ છે. તોપણ આ તુચ્છ સ્રી કેમ અટકતી નથી ? (૬૫)

૬૫ વિવેચન—

સ્રીના હાવભાવમાં લલચાવું નહીં; તે મોટા પુરૂષોની વાતો છે. હાથીના કુંભ સ્થળ તોડી નાખે; એવા પુરૂષો પણ, સ્રીરૂપી કીચડમાં ખુચી ગયા. બચ્યા તેની વાત કરીએ–ૠષ્યમુક પર્વત ઉપર શ્રીરામ અને લક્ષ્મણ, સુગ્રીવને પ્રથમ મળ્યા; ત્યારે સુગ્રીવે સીતાજીનાં કેટલાંએક આભુષણ શ્રીરામને બતાવ્યાં. શ્રીરામે લક્ષ્મણને પૂછ્યું કે–'આ આભુષણ સીતાનાં છે ?' તેના જવાબમાં—

ચોપાઇ—હાથ જોરિ વૈ લક્ષ્મણ બોલે, રઘુનાયકસેં બચન અમોલે;
'પગભૂષણ મેં સકલ ચિન્હારી, ઉપર કબહુ ન સિય નિહારી.'

'સિતાજીની સાથે હું રહ્યો; પણ તેમના ચરણથી ઉપર, મેં કદિ નજર કરી નથી;' એમ લક્ષ્મણ બોલ્યા. રેઢીયાર વૃત્તિવાળા ભાઈઓ, કુટુંબીઓ, અગર મિત્રો, આમાથી કાંઇક શીખે; તો સંસાર સુખરૂપ થાય. રામાયણ સાભળી; પણ પરસ્રી માન સમાન ન થઈ; તે ગંગાકાંઠે તરસ્યા રહ્યા. એક વખત પંચવટીમા, જ્યાં શ્રીરામ, સીતા અને લક્ષ્મણ સાથે રહેતા હતા; ત્યા એવું બન્યું કે–બપોરના ભોજન પછી, શ્રીરામ કોઈ ૠષિને મળવા ગયા. પર્ણકુટીમા સીતા અને લક્ષ્મણ એકલા હતા. દિવસ ગરમીના હતા; તેથી પર્ણકુટીની બહાર, આગણામા, વૃક્ષની ઘટા નીચે બેસી, સીતા અને લક્ષ્મણ વાર્તાલાપ કરતા હતાં. વાતો કરતાં કરતા સીતાજી ત્યાજ સુઈ ગયા; અને લક્ષ્મણ પાસે બેસી રહ્યા. તે વખતે શ્રીરામ પોપટ રૂપે, એક વૃક્ષ ઉપર આવીને બોલ્યા કે—

पुष्पं दृष्ट्वा फलं दृष्ट्वा, दृष्ट्वा स्त्रीणां च यौवनम् ॥
त्रीणि रत्नानि दृष्ट्वैव, कस्य नो चलते मनः ॥१॥

આ શબ્દો સાભળી લક્ષ્મણજીએ આમ તેમ જોયું; પણ કોઈને દેખ્યું નહીં–એટલે શાંત રહ્યા. ત્યારે પોપટ તેનો તે શ્લોક, ફરી બોલ્યો. લક્ષ્મણે ઉંચી નજર કરતાં, પોપટને દેખ્યો. એટલે પોપટ તેનો તે શ્લોક ત્રીજી વાર કહ્યો. તે સાભળી લક્ષ્મણ બોલ્યા—

નેત્ર–કટાક્ષ. माम् प्रति–મારા પ્રત્યે. अनवरतं–નિરંતર. क्षिपति–ફેંકે છે. अनया बालया किं अभिमेतम्–આ બાળા શું ઇચ્છે છે ? આ બાળા આમ કેમ કરે છે ? अस्माकं मोहः गतः–અમારો મોહ ગયો છે–રહ્યો નથી. स्मरस्य कुसुमानि बाणाः इव स्मरकुसुमबाणाः, तेषां व्यतिकराः (પ્રસંગો), तैः ज्वलति या ज्वाला स्मरकुसुमबाणव्यतिकरज्वरज्वाला–કામદેવના પુષ્પબાણુથી ઉત્પન્ન થતી તીવ્ર આતુરતા. शान्ता–શાંત થઇ ગઇ છે. तदपि–તોપણ. वराकी (किं) न विरमति ?–આ તુચ્છ સ્રી કેમ અટકતી નથી ?

पिता यस्य शुचिर्भूतो, माता यस्य पतिव्रता ॥
उभाभ्यां यश्च संभूतस्-तस्य नो चलते मनः ॥२॥

ફરી પોપટ બોલ્યો—

अग्निकुंडसमा नारी, घृतकुंभसमो नरः ॥
पार्श्वे स्थिता सुंदरी चेत्, कस्य नो चलते मनः ॥३॥

તેનો જવાબ લક્ષ્મણે આપ્યો કે—

मनो धावति सर्वत्र, मदोन्मत्तगजेंद्रवत् ।
ज्ञानांकुशे समुत्पन्ने, तस्य नो चलते मनः ॥४॥

ફરી પોપટ બોલ્યો કે—

हे लक्ष्मण ! महा प्रज्ञ ! सुमित्रायाश्च नंदन !
इक्ष्वाकोऽद्य कुलोत्पन्न, ब्रह्मचारिन् नमो नमः ॥५॥

ઉપલા શ્લોકોના હવે અર્થ કરીએ—આભજો—

અર્થ—પોપટ બોલ્યો કે-'સુંદર પુષ્પ, સુંદર ફળ અને સુંદર સ્ત્રીનુ યૌવન, આ ત્રણુ રત્નો દેખીને, કયા પુરૂષનુ મન ચલાયમાન ન થાય ?' [૧] તેના જવાબમા લક્ષ્મણે કહ્યુ કે-'જેનો પિતા પવિત્ર હોય, જેની માતા પતિવ્રતા હોય, આવા બેઉ પવિત્ર દંપતીથી, જેની ઉત્પત્તિ હોય, તેનુ મન ઉપલા ત્રણુ રત્નો દેખીને ચલાયમાન થાય નહીં' [૨] ફરી પોપટ બોલ્યો-'અગ્નિકુંડ સમાન સ્ત્રી છે, ઘીના ઘડા જેવો પુરૂષ છે સુંદરી પાસે જ હોય; છતા કયા પુરૂષનુ મન ચલાયમાન થતુ નથી ?' [૩] તેના જવાબમા લક્ષ્મણે કહ્યુ કે-'મદોન્મત્ત ગજેંદ્રની માફક, મન ચારે તરફ દોડયા કરે છે, તોપણુ તેના ઉપર જ્ઞાનનો -વિવેકનો-અંકુશ બરાબર હોય, તો તે પુરૂષનુ મન, સુંદરી પાસે હોય, છતા તેમા લોભાતુ નથી [૪] તે સાભળી પોપટ આગળ બોલ્યો કે-'હે લક્ષ્મણુ ! હે ડાહ્યા પુરૂષ ! હે સુમિત્રાના આનંદરૂપ પુત્ર ! તુ ઇક્ષ્વાકુ કુળમા ઉત્પન્ન થયો વળી બ્રહ્મચારિ ! તને મારા પ્રણામ છે.'

રાગ શાર્દુલ૦

आताम्रायतलोचनाभिरनिशं, संतर्ज्य संतर्ज्य च ।
क्षीप्तस्तीक्ष्णकटाक्षमार्गणगणो, मत्तांगनाभिर्भृशम् ॥
तेषां किं नु विधास्यति प्रशमति, प्रद्युम्नलीलात्मनां ।
येषां शुद्धविवेकवज्रफलकं, पार्श्वे परिभ्राम्यति ॥

અર્થ—જેઓની આસપાસ, શુદ્ધ વિવેકરૂપી વજ્રની ઢાલ, આમતેમ ફરતી હોય છે, તથા જેઓની કામવીના શમી ગઇ હોય છે, તે પુરૂષોને, કાંઇક લાલ અને લાબા જેમના નેત્રો છે, એવી મદોન્મત્ત સ્ત્રીઓના, ખેચી ખેચીને મારેલા તીક્ષ્ણ બાણોની અસર, શુ થવાની છે ! એટલે એવા પુરૂષોને, મદોન્મત્ત સ્ત્રીયોના તીક્ષ્ણ કટાક્ષબાણોની અસર થવાની નથી

ચોપાઇ—ઉસર વરશે તૃણ નહીં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા. [તુલસીદાસ]

રાગ શાર્દુલ વિ૦

शृंगारामृतसेकसान्द्ररुचिर–वक्रोक्तिपत्रान्विता ।

प्रोद्गच्छत् सुमनोभिपगसुभगा, स्त्रीणां कथावल्लरी ॥

यैर्ब्रह्मव्रतपावकेन परितो, भस्मावशेषीकृता ।

किं तेषां विषमायुधः प्रकुरुते, कोपप्रकर्षेऽपि रे ॥

અર્થ—શૃંગારરૂપી અમૃતના સીંચનથી, કુણા નાનાં ધામ જેવી જેની કાંતિ છે એવી સ્ત્રીઓની કથારૂપ વેલ હોય છે. તે વેલને વાંકા બોલવારૂપી પાદડાં હોય છે; હાવ ભાવ રૂપી સુંદર ખીલેલા પુષ્પોથી તે વેલ શોભે છે. તે વેલને જેઓએ બ્રહ્મચર્યરૂપી અગ્નિથી ચારે તરફથી બાળીને ભસ્મ કરી હોય છે; એવા પુરૂષોને કોપ પામેલો કામદેવ પણ શું કરી શકે ? એટલે કાંઈ કરી શકે નહીં.

આ બે જૈન સાહિત્યના શ્લોકો છે. જૈન સાધુઓ વૈરાગ્યમાં રસીક હોય છે. યાદ રાખવું કે—સ્ત્રી ખોટી; પણ તેનો જેને સહવાસજ નહીં; તે અનાયાસે બચે. શ્રીસ્વામીનારાયણે સાધુ બ્રહ્મચારી ઉપર ભારે દયા કરીને વાડ બાંધી દીધી. વળી કેરી ખાટી; પણ સાકરની ચાસણીમાં બોળી રાખી હોય, તો ખટાશ તજે. તેમ પુરૂષ સ્ત્રીમા લોભાય; પણ સંતોના સહવાસમા જે પુરૂષ રહે; તે બચી શકે.

માયાથી બચવા માટે નિર્ભય સ્થાન કયા છે ?—ને હવે કહે છે—

શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્—

रम्यं हर्म्यतलं न किं वसतये, श्राव्यं न गेयादिकं

किं वा प्राणसमासमागमसुखं, नैवाधिकं प्रीतये ।

किंतूद्भ्रान्तपतत्पतङ्गपवन–व्यालोलदीपांकुर–

च्छायाचञ्चलमाकलय्य सकलं, सन्तो वनान्तं गताः ॥६६॥

અર્થ—રહેવાને માટે શું સુંદર હવેલીઓ નથી ? સાંભળવા યોગ્ય ગાયનાદિ પણ શું નથી ? પ્રાણ સમાન પ્યારી સ્ત્રીના સમાગમનું સુખ શું અધીક આનંદ

૬૬ પદચ્છેદ—वसतये-વસવા માટે, રહેવા માટે. किं रम्यं हर्म्यतलं न ?-શું સુંદર હવેલીઓ અગર હવેલીની અગાશીઓ નથી ? किं गेयादिकं श्राव्यं न-શું મારા સારા ગાયનો સાભળવા જેવા નથી ? प्राणसमा-પ્રાણસમાન પ્યારી. प्राणसमायाः समागमस्य सुखं किं वा अधिकं प्रीतये न एव ?-પ્રાણ સમાન પ્યારી સ્ત્રીના સમાગમનું સુખ શુ અધિક આનંદ આપતું નથી ?-આપે છે किंतु-છતા. उद्भ्रान्तश्चासौ पतत् पतङ्गश्च-उद्भ्रान्तपतत्पतङ्गः-દીવાને જોઇને ઘેલું બનેલું અને તેમ થતા આમ તેમ ઉડતું પતંગીયું. तस्य पवनः तेन व्यालोला (ડોલતી) दीपांकुरस्य छाया, तद्वत् चंचलं (चलत्) सकलं अस्ति-તેના પવનથી ડોલતી દીવાની શીખા જેવા ચંચળ इति आकलय्य-એવા વિચાર કરીને. सन्तः वनान्तं गताः-સંત પુરૂષો વનમા ગયા છે-વનમાં જઈને રહ્યા છે-વસ્યા છે.

આપતું નથી ?-આપે છે. એટલે શું આ બધાં સુખનાં સાધન નથી? તે સર્વે છે; તો પણ દીવાને જોઇને ઘેલા બનેલા અને આમતેમ ઉડતા પતંગના પવનથી, ડોલતા દીવાની છાયા જેવાં ચંચળ, આ બધાં સુખ છે: એમ સમજીને, સંત પુરૂષો, વનમાં જઇને વસ્યા છે. (૬૬)

૬૬ વિવેચન—

આવી વાતો સમજાય; તો ઘણી ભાંજગડ મટી જાય. સંતોએ, વૃદ્ધોએ અને મુમુક્ષુઓએ, પોતાના જીવનની ભાંજગડો મટાડવા, વૈરાગ્યશતક અવશ્ય વાંચવું જોઇએ.

૬૭ વનનો મહિમા બતાવે છે—

स्रग्धरावृत्तम्—

किं कन्दाः कन्दरेभ्यः, प्रलयमुपगता, निर्झरा वा गिरिभ्यः ।
प्रध्वस्ता वा तरुभ्यः, सरसफलभृतो, वल्कलिन्यश्च शाखाः ॥
वीक्ष्यन्ते यन्मुखानि, प्रसभमुपगत-प्रश्रयाणां खलानां ।
दुःखोपात्ताल्पवित्त-स्मयवशपवना-नर्तितभ्रूलतानि ॥६७॥

અર્થ—શું અરણ્યોમાંથી કંદમૂળ ખૂટી ગયા? શું પર્વતમાંથી વહેતા ઝરણાંઓ સુકાઈ ગયાં? રસવાળા ફળોને અને વલ્કલને ધારણ કરનારી વૃક્ષની ડાળો શું પડી ગઇ?-શું ખરી પડી? કે જેથી મનુષ્યો, ઉદ્ધત ખળ પુરૂષોનાં, મહા દુઃખોથી મેળવેલા અલ્પ ધનના ગર્વરૂપી પવનના વેગથી, નાચતી ભ્રકુટીવાળા મુખોને જુએ છે? એટલે ઉદ્ધત ધનવાનને ઘેર, વનવાસીઓ, ત્યાગીઓ-શા માટે જાય છે; તે ખબર પડતી નથી. એટલે રૂડા પુરૂષોએ, ઉદ્ધત ધનવાનનું મુખ પણ જોવું ઘટતું નથી. (૬૭)

૬૭ વિવેચન—

ઉદ્ધત ધનવાન્ સેવવા લાયક નથી. તોપણ—સંસાર માડે; તેમને ધનની જરૂર પડે. નિર્ધનોએ સંસાર માડવો; કોઈ પણ પ્રકારે વ્યાજબી નથી. યાદ રાખવું કે—અમુક પ્રકારના

---

૬૭ પદચ્છેદ—**किं कन्दरेभ्यः**-શું અરણ્યોમાથી. **कन्दाः**-કંદ. **प्रलयं उपगताः**-નાશ પામી ગયા?-ખૂટી ગયા? **गिरिभ्य. निर्झरा. वा**-અને પર્વતમાથી ઝરનાં જરણાં પણ શું સુકાઇ ગયાં? **च**-અને **सरसफलभृतः**-સારા રસવાળાં ફળને ધારણ કરનારી શાખાઓ. **वल्कलिन्यः शाखाः किं तरुभ्यः प्रध्वस्ताः?**-છાલ આપનારી ડાળો શું નાશ પામી ગઇ છે?-વૃક્ષ ઉપરથી ખરી પડી છે? **यत्**-આવી શંકા કરવાનુ કારણ એ છે કે-**प्रसभम्** (અત્યંત) **अपगतः प्रश्रयः** (વિવેક) **येषाम् ते, तेषाम् प्रसभमपगतप्रश्रयाणां-इति खलानां**-જેઓનો વિવેક ઘણો નાશ પામી ગયો છે, એટલે જેઓ તદ્દન ઉદ્ધત બની ગયા છે એવા ખળ પુરૂષોના. **मुखानि वीक्ष्यन्ते**-મુખો જોવાય છે-એટલે શહેરમાં રહે છે. **दुःखेन उपात्तं अल्पं वित्तं-दुःखोपात्ताल्पवित्तं तेन (प्राप्तः) स्मय.** (ગર્વ)-દુખથી પ્રાપ્ત કરેલા થોડા ધનમાથી પ્રગટેલો ગર્વ. **स्मयः एव वशपवन तेन आनर्तिताः** (ફરકતી) **भ्रूलताः येषु मुखेषु ते**-તે ગર્વરૂપી પવનથી ફરકતી ભ્રકુટીવાળા મુખો (શા માટે જોવાં જોઇએ?)

ધંધાને માટે, અગર ધન માટે, ઉદ્ધત ધનવાનોને ઘેર ધક્કા ખાવા; તેના કરતા, ગંગાતટ ઉપર જઇ, શ્રીહરિને ભજવા તે ઉત્તમ છે.

જીવોને દેહ બહુ વ્હાલો છે. દેહ માટે જીવ બહુ દુઃખ વેઠે છે; તથા ઘણું પાપ કરે છે; તેથી હવે દેહ સંબંધી કહે છે કે—

शिखरिणीवृत्तं—

यदा मेरुः श्रीमान्–निपतति युगान्ताग्निनिहतः
समुद्राः शुष्यन्ति, प्रचुरमकरग्राहनिलयाः ।
धरा गच्छत्यन्तं, धरणिधरपादैरपि धृता
शरीरे का वार्ता, करिकरभकर्णाग्रचपले ॥६९॥

**અર્થ—મેરૂપર્વત ઘણોજ મોટો છે; તોપણ જ્યારે યુગાંતનો અગ્નિ પ્રગટે છે; ત્યારે તે મેરૂ પણ બળતો બળતો પડી જાય છે. વળી મગર અને જુડના ઘરરૂપ મોટા સમુદ્રો પણ સૂકાઈ જાય છે; પર્વતથી ધારણ કરી રાખેલી પૃથ્વીનો પણ, અંત આવી જાય છે; ત્યારે નાના હાથીના કાનના છેડા જેવા ચપળ શરીરમાં, શી સ્થિરતા (અગર શો વિશ્વાસ) રાખવો ? એટલે–દેહની નિત્યતામાં વિશ્વાસ રાખી, પડી ન રહેવું; એવો ભાવ છે. [૬૯]**

૬૯ વિવેચન—

વેપલો નાનો અને ફડકો મોટો–દેહના અનેક રોગો, અને દેહની ક્ષણભંગુરતાનો બરાબર વિચાર કરીએ; ત્યારે ખાત્રી થાય કે–વેપલો નાનો અને ફડકો મોટો.

પાઇ માટે રૂપેયાના ખર્ચ–જીવવું ત્યા સુધી માત્ર પેટ ભરવું; અને બે વસ્ત્ર પહેરવા; તેટલા માટે–કેટલા પાપ ! કેટલા કપટ ' કેટલો લોભ ' અને આ પ્રમાણે અવળું વર્તન કરતા, શ્રીહરિથી વિમુખ; વિગેરે વિચાર જેમને થાય, તેમને ખાત્રી થાય કે–પાઇ માટે અનેક રૂપૈયા વપરાઈ ગયા. ખોટા માટે ખરૂં ખોઇ નાખ્યુ–સોનાનો ઝાખો હાર આપીને, ચળકતો ગીલેટ ચડાવેલો હાર લીધો. હજી સમજાય તો 'એક ઘડી તે લાખેણી વહી જાય.'

મોટા મોટા જતા રહ્યા; મહાન્ સિકંદર પણ ચાલતો થયો. મોટા મોટા સર્જનો પણ, દવાના બાટલા પડ્યા મેલીને ચાલ્યા ગયા; ત્યારે આપણે દેહની આશા શી રાખવી ' દેહની આશા નહીં, તે દેહ માટે અનેક પાપ કા કરવા ' ખોટી વસ્તુમા ખુવાર શા માટે થવુ ' દેહ પડી જાય, તે પહેલા જે વસ્તુ માટે આ જન્મમા આવ્યાં છઇએ, તે વસ્તુ કા ન સાધવી ' વિચાર કરી જોજો.

૬૯ પદચ્છેદ—**श्रीमान् इति मेरुः**–મેરૂ પર્વત ઘણો મોટો છે તોપણ. **यदा**–જ્યારે **युगान्तस्य अग्निना निहतः**–યુગાંતની અગ્નિથી બળાય છે–બળે છે **निपतति**–નાશ પામે છે. **प्रचुरमकरग्राहाणाम् निलयाः येषु ते इतिसमुद्राः**–ઘણા મગર અને માછલાઓના સ્થાનરૂપ સમુદ્રો. **शुष्यन्ति**–સુકાય છે. **धरणिधरपादैः धृता अपि धरा**–પર્વતોથી ધારણ કરી રાખેલી પૃથ્વિ પણ **अन्तं गच्छति**–નાશ પામે છે **करिणः करभस्य कर्णाग्रं, तद् वत् चपलं, तस्मिन् करिकरभकर्णाग्रचपले इति शरीरे**–બાળહસ્તિના કર્ણના છેડા જેવા ચપળ શરીરમા. **का वार्ता**–શી સ્થિરતા અગર શો વિશ્વાસ રાખવો

આવા વિચારનું પાલન ક્યારે કરીશ ?—એમ હવે કહે છે—

अनुष्टुभ्वृत्त—

एकाकी निःस्पृहः शान्तः, पाणिपात्रो दिगंबरः।
कदा शंभो भविष्यामि, कर्मनिर्मूलनक्षमः ॥७०॥

અર્થ—હે સદાશિવ ! એકલો, સંગરહિત-અનાસક્ત-નિઃસ્પૃહ, શાંત, હાથરૂપી પાત્રવાળો, દિગંબર, અને કર્મને નિર્મૂળ કરવાને શક્તિમાન-એવો હું ક્યારે થઈશ ? [૭૦].

૭૦ વિવેચન—

સાખી—એવો રે દિવસ ક્યારે આવશે ! જે દિન શાન્તિમાં વાસ;
હું ને મારું રે મટી જશે, પડશે પૂરણ પ્રકાશ— વાટ જોઉં રે-એ દીનની.
ક્ષમાને દયાના ઉમંગ, સાથે સાચો વૈરાગ્ય,
ભલે રે ગયું મારા ઘર વિશે, તૂટે નીચો રે રાગ— વાટ જોઉં રે-એ દીનની.

પદ.

મુને સુપને ન ગમે રે સંસાર, કહોને કેમ કીજીએ ?
દેખી ઠાલા ભવના સાર, કહોને કેમ રીઝીએ—રે૦
વિગેરે વિગેરે-[મોક્ષપત્રિકા પાનું ૧૮૭૭]

નિત્યાનિત્યનો વિવેક હવે બતાવે છે—वसन्ततिलकावृत्त—

प्राप्ताः श्रियः, सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां, ततः किम्।
सन्मानिताः प्रणयिनो, विभवैस्ततः किं
कल्पं स्थितं तनुभृतां, तनुभिस्ततः किम् ॥७१॥

અર્થ—સઘળી ઈચ્છાઓને પૂર્ણ કરે, એટલી બધી લક્ષ્મી પ્રાપ્ત થઈ હોય; તો તેથી પણ શું ? શત્રુઓના માથા ઉપર પગ મૂક્યો હોય; એટલે તેમને

---

૭૦ પદચ્છેદ—भो शंभो-હે સદાશિવ कदा (अहम्)-ક્યારે હું. एकाकी निस्पृह शान्तः-સંગરહિત-એકલો, સ્પૃહારહિત, શાંત पाणिपात्र-જેની પાસે હાથરૂપી વાસણ છે છે. હાથ સિવાય કાંઈપણ સંગ્રહ નથી એવો યોગી दिग् एव अंबरं यस्य स दिगंबर.-દિશાઓરૂપી વસ્ત્રોવાળો—નગ્ન कर्मणाम् निर्मूलने क्षम-કર્મોનો નાશ કરવામાં જે શક્તિમાન છે એવો भविष्यामः-થઈશ.

૭૧ પદચ્છેદ—तनुभृतां-પ્રાણીઓને. सकलान् कामान् दुहन्ति इति सकलकामदुघाः, सकलकामदुघाः इति श्रियः प्राप्ताः ततः किं-સઘળી ઇચ્છાઓને પરિપૂર્ણ કરે એવી લક્ષ્મીઓ પ્રાપ્ત થઈ હોય, તો તેથી પણ શું ? विद्विषतां शिरसि-શત્રુઓના માથા ઉપર पदं दत्तं ततः किं-પગ મૂક્યો હોય તોપણ (તેમાં પ્રાણીઓને) શું લાભ ? प्रणयिनः विभवैः सन्मानिताः ततः किं-વહાલા સગા અગર આશ્રિતોને નાના પ્રકારના વૈભવના સુખ આપી, પ્રસન્ન કર્યા, તેથી (પ્રાણીઓને) કયો લાભ છે ? तनुभिः कल्पं स्थितं-એક કલ્પ પર્યંત આયુષ્ય ભોગવ્યું ततः किं-તોપણ તેમાં પ્રાણીઓને શો લાભ છે ?

સજ્જડ હાર ખવરાવી હોય; તો તેથી પણ શું ? વ્હાલાં સગાંઓને નાનાં પ્રકારનાં વૈભવનાં સુખ આપીને, પ્રસન્ન કર્યા હોય; તો તેથી પણ શું ? એક કલ્પ પર્યંત આયુષ્ય ભોગવ્યું હોય; તો તેથી પણ શું ? [૭૧].

૭૧ વિવેચન—

બાદબાકી કરે; તેને ખબર પડે; કે આખરે શું વધે. ગુણાકારે બહુ ભુલવાડયાં. પ્રથમ એક–પછી એકનાં બે થયા; બેના ત્રણ–ચાર–પાંચ–પચીશ વધી પડયા. કયાં ઉભા હતા; તે પણ–આ નવી ઉપાધિમાં ભૂલી ગયાં. પછી બાદ કરીએ; તો ખાત્રી થાય; કે–મૂળ આપણે એકલાજ હતા. એકલાની પેલી મેર નજર કરીએ; તો પરમાત્મા દેખાય. એકડા વિનાના મીંડા જેવું આ બધું છે–એ ભાવ. જે કાંઈ છે; તે–આખ ઉઘાડી છે ત્યા સુધીજ; પછી નહીં.

હજી આગળ કહે છે તે સાંભળો—

स्रग्धरावृत्तं—

जीर्णा कन्था ततः किं, सितममलपटं, पट्टसूत्रं ततः किम् ।
एका भार्या ततः किं, हयकरिसुगणै–रावृतो वा ततः किम् ॥
भक्तं भुक्तं ततः किं, कदशनमथवा, वासरान्ते ततः किम् ।
व्यक्तज्योतिर्न चान्त–र्मथितभवभयं, वैभवं वा ततः किम् ॥७२॥

અર્થ—ફાટેલી ગોદડી હોય, તો તેથી પણ શું ? અને સ્વચ્છ ધોળું રેશમી વસ્ત્ર હોય; તો તેથી પણ શું ? સેવામાં એક સ્ત્રીજ હોય; તો તેથી શું ? અને હાથીઓના અને ઘોડાઓના મોટા ટોળાઓથી, વિંટાએલા હોઈએ; તોપણ શું ? ભાત જેવું ઉમદા ભોજન મળ્યુ હોય; તો તેથી શું ? અને સાંજ સુધી કાંઈ ન મળ્યું હોય; પણ સાંજે કાંઈ એઠું જુઠું ખાવાનું મળ્યું હોય; તો તેથી પણ શું ? આ પ્રમાણે ગમે તે સ્થિતિમાં હોઈએ; તોપણ-જન્મ મરણના ભયને અંતરમાંથી નાશ કરી નાંખે એવું, આત્મજ્ઞાન પ્રગટે નહીં; તો તે તમામ સરખું છે; એટલે–નકામું છે. [૭૨].

૭૨ પદચ્છેદ—**जीर्णा कन्था ततः किं**–જુની ગોદડી હોય તો તેથી પણ શું? **पट्टानि सूत्राणि यस्मिन् तत्, पट्टसूत्रं इति सीतम् अमलं पटं**–ઉંચા તારથી એટલે રેશમના તારથી વણેલુ–સફેદ પવિત્ર વસ્ત્ર હોય. **ततः किं** તેથી શું ? **एका भार्या ततः किं** ?–સેવામાં એક સ્ત્રીજ હોય તેથી શુ ? **वा**–અથવા. **हयकरिणाम् सुगणैः आवृतः ततः किं**–હાથી તથા ઘોડાના મોટા ટોળાઓથી વીંટાએલો હોય તોપણ શુ ? **भक्तं भुक्तं ततः किं**–ઓદન જેવા ઉંચા ભોજનનો આહાર કર્યો હોય તોપણ શું ? **अथवा**–અથવા. **वासरान्ते कदशनम् ततः किं**–સાજ સુધી કાઇ ન મળ્યુ હોય; અને સાંજે કાંઈ એઠુ જુઠુ ખાવાનું મળ્યુ હોય તોપણ શુ ? **इति सकल वैभवं वा ततः किं**–આ પ્રમાણે કદિ તમામ વૈભવો મળી ચૂકયા હોય, તોપણ તેથી પ્રાણીઓને શો લાભ છે ? **वा–यदि**–જો. **अन्तः मथितं भवभयं येन तत अन्तर्मथितभवभयं**–જન્મમરણના ભયને અંતરમાંથી નાશ કરી નાખે એવું. **व्यक्तज्योतिः न**–આત્મજ્ઞાન પ્રગટે નહિ તો.

૭૨ વિવેચન—

ગમે તે સ્થિતિમાં રહો; પણ ગોવિંદને ન વિસારો એ ભાવ.

ત્યારે લેવા લાયક શું છે; તેનું સ્પષ્ટિકરણ કરે છે—

वसन्ततिलकावृत्तं—

भक्तिर्भवे, मरणजन्मभयं हृदिस्थं
स्नेहो न बन्धुषु, न मन्मथजा विकाराः ।
संसर्गदोषरहिता, विजना वनान्ता
वैराग्यमस्ति किमतः, परमर्थनीयम् ॥७३॥

અર્થ—સદાશિવની ભક્તિ, હૃદયમાં જન્મમરણનો ભય; સંબંધીઓમાં ઉદાસીનતા; કામદેવથી ઉત્પન્ન થતા વિકારો પણ શમી ગયા હોય; સંસર્ગ દોષથી રહિત, વળી નિર્જન વનમાં વાસ, અને વૈરાગ્ય (પણ) હોય; તો આથી બીજું કયું પ્રાપ્ત કરવા લાયક છે? સંસારમાં જે કાંઈ કરવા જેવું છે; તે આટલુંજ છે. [૭૩].

૭૩ વિવેચન—

કેવી સુંદર વાણી છે! આનું વિવેચન શું કરીએ! બે ત્રણ વાર આવા શ્લોકો વાંચીએ; તો તેમાથી કાઇક ખરે.

શું કરવા યોગ્ય છે, તે હવે કહે છે. સાભળો—

वसन्ततिलकावृत्तं—

तस्मादनन्तमजरं, परमं विकासि
तद्ब्रह्म चिन्तय, किमेभिरसद्विकल्पैः ।
यस्यानुषङ्गिण इमे, भुवनाधिपत्य-
भोगादयः कृपणलोकमता भवन्ति ॥७४॥

---

૭૩ પદચ્છેદ—भवे इति महेशे भक्तिः—મહાદેવમા ભક્તિ. मरणजन्मभयं हृदिस्थं—હૃદયમા જન્મમરણનો ભય રહ્યો હોય. बन्धुषु न स्नेहः—સંબંધીઓમા સ્નેહ ન હોય. मन्मथजाः विकाराः न—કામદેવથી ઉત્પન્ન થતા વિકારો ન થતા હોય. संसर्गदोषरहिताः विजना इति वनान्ता—સસર્ગ દોષથી રહિત અને નિર્જન વનમાં વાસ મળ્યો હોય. वैराग्यं अस्ति—અને વૈરાગ્ય પણ હોય. अतः परम् अर्थनीयम् किं—તો આથી બીજું કયુ પ્રાપ્ત કરવા લાયક છે?

૭૪ પદચ્છેદ—तस्मात्-તેથી कृपणलोकैः मता इति इमे भुवनाधिपत्यभोगादयः—કૃપણ લોકોને જેમા ઘણી મમતા છે એવા ત્રણે લોકોના અધિપતિપણાદિક વૈભવો. यस्य (ब्रह्मणः)—જે બ્રહ્મનો अनुषङ्गिण. भवन्ति—આશરો રાખીને રહે છે. तद् अनन्तं-अजरं-परमं-विकासि-ब्रह्म चिंतय—તે અનંત અજર મહાન્ અને પ્રકાશરૂપ બ્રહ્મનું ધ્યાન ધરો. एभिः असद्विकल्पैः किम्—આ દેહાદિક અસત્ય સુખોમા કેમ મમતા રાખો છો? અથવા આ દેહાદિક અસત્ય સુખો શા હિસાબમાં છે?

અર્થ—કૃપણ લોકોને જેમાં ઘણી મમતા હોય છે; એવા ત્રણ લોકોના અધિપતિપણાદિક વૈભવો, જે બ્રહ્મનો આશરો રાખીને રહે છે; તે અનંત, અજર મહાન્ અને પ્રકાશરૂપ બ્રહ્મનું ધ્યાન ધરવું. પછી આ દેહાદિક અસત્ય સુખોનો શો હિસાબ! દેહાદિક સુખો કે-જે-તુચ્છ છે; તેને માટે અનંત અજર બ્રહ્મનો ત્યાગ ન કરવો; એ હેતુ છે. [૭૪]

૭૪ વિવેચન—

આ ભૂલ આખા જગતમાં પથરાઈને પડી છે. સૌ કોઇ, આ ભૂલમાં ભૂલા પડયા છે. સંત મહાત્માઓ અને મંદિરના પૂજારીઓ પણ, આ ભૂલમાં ભટકે છે. આ ભૂલ કઈ? 'અનિત્ય સુખ માટે, નિત્ય સુખનો ત્યાગ કરવો તે'—રૂપૈયો આપીને પાઇ લેવી તે. ભગવાનને પડયા મેલીને, સંસારનાં સુખ માટે વલખા મારવાં તે. શ્રીરામ અયોધ્યાવાસીઓને કહે છે કે— ચોપાઈ.

'ઇહ તનુકર ફલ વિષય ન ભાઇ', સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ;
નરતનુ પાઇ, વિષયમન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
તાહિ કબહુ ભલ કહે ન કોઇ, ગુંજા ગહૈ પરસમણિ ખોઇ.'

[ મોક્ષવાણી પાનુ ૬૮. ]

પારસમણિનો હાર આપીને, ચણોઠીનો હાર લીધો, તેમ વિષય સુખ માટે, આત્મિક સુખનો ત્યાગ કર્યો. એટલે-આ ઉત્તમ માનવ દેહ કે-જેની એક ઘડી, તે કરોડો દેતા ન મળે એવી-તે માન દેહ ક્ષુદ્ર સુખો માટે ખોઇ નાંખ્યો. હીરા ખુવે, મોતી ખુવે; તેનો હિસાબ નહી; કારણ-ચૌટે વેચાય. પણ માનવ જીવનની એક ઘડીનો હિસાબ. કારણ કે-કરોડો દેતા, તે ચૌટે ન મળે. કાગભુશંડી ગરૂડજીને કહે છે કે—

ચોપાઈ—લાભ કી કછુ હરિભક્તિ સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંતપુરાના;
હાનિ કી જગ ઇહિ સમ કછુ ભાઈ. ભજીય ન રામહિ નરતનુ પાઇ.

[ મોક્ષવાણી પાનુ ૮૬. ]

કેટલા એક અઘોર ઉંઘમા પડેલા સ્ત્રી પુરૂષો, ૪૦-૫૦ થયા; તો પણ જીવનના લાભ હાનીમા સમજતા નથી. તેઓ ખરેખર દયાપાત્ર છે. તેમને ઋષિરાજ કહે છે કે,-

રાગ- કામણ દીસે છે અલબેલા તારી આંખમારે—કામણ૦

'અડબંગાઇમા ઉંમર આખી, નરતનચિંતામણી ખોઇ નાખી,
રૂદિયામાં રાખી છે તીખી પાળીયારે—
ગોવિંદ જાણ્યા વિનાના વરસ ગાળીયા રે—ગોવિંદ૦
હૈયામાં નવ ધર્યા હરિને, ભુંડાઇ વહોરી ઝાઝ ભરીને;
દયા વિનાના કામ કરી, મન બાળીયા રે—ગોવિંદ જાણ્યા૦
[ મોટા વકીલ-તે ઘણા ડાહ્યા-અને-મોટા ધનવાન-તે પાંચમા પૂછાય-એવા-પણ-]
'રૂડો પૂરો સુરાપાને, કૃષ્ણકથા નવ ગોઠે કાને;
ભજનીજન ભક્તોને, ખળવત્ ખાળીયાં રે—ગોવિંદ જાણ્યા૦
[ યાદ રાખવુ; કે આ મામલો ઘડી તડીનો છે. હમણાં-જોતજોતામાં-]

ગળે પાશ બાંધી જમ ઘઢેરી, કાઢો કાઢો સૌરો કહેશે;
[ હાય! હાય!—તારાં— ]
રંગ ભરેલાં રહેશે, મંદિર માળીયાં રે—ગોવિંદ જપ્યા૦
મરણ ઘાત તો નથી મટવાની, જાગી જો નથી વાર જવાની;
સાથે નાવે વાસ સવાની વાળીયાં રે—ગોવિંદ જપ્યા૦

સાવધાન છો ને? સાંભળો છો ને? આ વાત આપણા માટેજ થાય છે.

આ ભયંકર ભુલવણી છે. 'જગત્ મિથ્યા, અને બ્રહ્મ સત્ય;' એમ બામણ વાર બોલ્યા; તે વેદાંતીઓ પણ માયાને સ્થંભે અફળાયા. માથું ફૂટયું; લોહી નીકળ્યુ—તોપણ સમજ્યા નહીં. માટે સાવધાનતા પૂર્વક સાંભળીને વિચારો.

હવે કહે છે કે—હે ચિત્ત! તું એકડા વિનાના મીંડાં કેમ મૂકે છે?—

वसन्ततिलकावृत्त—

पातालमाविशसि यासि, नभो विलंघ्य
दिङ्मण्डलं भ्रमसि, मानस चापलेन।
भ्रान्त्वापि जातु विमलं, कथमात्मनीनं
तद्ब्रह्म न स्मरसि निर्वृति-मेपि येन ॥७५॥

અર્થ—હે ચિત્ત! તું ચંચળતાથી ( સુખને માટે ), પાતાળમાં પ્રવેશ કરે છે; આકાશનું ઉલંઘન કરીને જાય છે; અને ચારે દિશાઓમાં ભમ્યા કરે છે. આમ ભમ્યા પછી પણ, બ્રહ્મથીજ તને નિર્વૃતિ મળી શકે એમ છે; તે પવિત્ર અને તારૂં કલ્યાણ કરી આપનાર બ્રહ્મને, તું કેમ કદિ સંભારતો નથ? સંભારવા લાયક વસ્તુ-કરવા લાયક વસ્તુ-શોધવા લાયક વસ્તુ-બ્રહ્મ છે એ ભાવ છે. [૭૫]

૭૫ વિવેચન—

એકડો હોય, તોજ મીંડાની કીંમત. 'વર વીનાની જાન આવી; સામૈયાં કોને કરવા?' આ દષ્ટાંત સંવત ૧૯૭૯ ની મોક્ષ પત્રિકામા ૨૬૬ પાને છે. ત્યાંથી વાચશોજી. વાચતા હસશો. શાસ્ત્રો કહે છે કે—રાગ ઠુમરી.

'રટવા રટવા આવ્યો છો, તું તો રામને-રે, રટવા રટવા૦ ટેક૦
બીજાનુ સુખ જોઇને બળમા; વેદ વગરની વાટે વળમા;
ચિત્ત વિષે તું ચળમા, દેખીને દામને રે—રટવા રટવા૦
પંચ વિષય લાગ્યા છે પ્યારા, જતા રહ્યા કોટિ જન્મારા;
તું સમજીને કરી લેને તારા કામને-રે—રટવા રટવા૦

૭૫ પદચ્છેદઃ—हे मानस ! पातालम् चापलेन आविशसि—તું પાતાળમાં ચપળતાથી પેસે છે. नभः विलंघ्य यासि—આકાશનું ઉલ્લંઘન કરીને જાય છે. दिङ्मण्डलं भ्रमसि—ચારે તરફ ભમ્યા કરે છે. अपि—તું આમ ભટક્યો તોપણ. येन निर्वृतिम् एपि—જે બ્રહ્મથી જ તને શાંતિ મળી શકે છે. तद् विमलं आत्मनीनं—પોતાનું કલ્યાણ કરી આપનાર તે નિર્મળ-બ્રહ્મને. कथम् त्वम् जातु अपि न स्मरसि—કેમ તું કદિ પણ સંભારતો નથી!

કૈક જનમ તેં કેરજા[1] કરીયા, દેખ્યા તેથી દુઃખના દરિયા;
આ ભવમાં સુખ ભરીયાં, સેવે શ્યામને રે-રટવા રટવા૦
અરે! હવે નવ [2]અખજ ઉથામે, [3]ઝરણાં રાખી ઇર્ષા વામે;
પૂરણ આનંદ પામે, વૈકુંઠ ધામને રે—રટવા રટવા૦
કાળ ગણે નહીં ક્રોડપતિને, જોશી ડોશી વૈદ્ય [4]જતીને;
શંખણી અને સતી–કે–[5]હુકમી, કે હજામનેરે—રટવા રટવા૦
ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નરતન [6]વણ સમજેથી નડીયું;
[ અહા–હા–હા. થવાદો–થવાદો. ]
ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નરતન વણ સમજેથી નડીયું;
પડશે કે [7]તન પડીયું, જા પુછ ગામને રે—રટવા રટવા૦
રૂશિરાજવાણી કર વ્હાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોઇશમાં તું ખાલી, આઠે [8]જામને રે—રટવા રટવા૦

ધનવાનની સ્ત્રી, માબાપને થોડું થોડું આપી દે; તો ધણીના ઘરમાં કાંઇ ખાટો પડે નહીં; તેમ સંસારીઓ દિવસના આઠ પહોરમાંથી–ચોવીસ કલાકમાંથી–બે ત્રણ કલાક, શ્રીહરિને આપી દે; તો સંસારમાં કાંઈ ખાડો પડે નહીં, સંસાર ચાલ્યા કરે.

**येन निर्वृति मधि**–જે બ્રહ્મથી તને શાંતિ મળે છે. બ્રહ્મની શાંતિનો અનુભવ યોગીઓને સમાધમાં થાય; અને સંસારી જીવોને ઉંઘમા થાય. ટાંકીમાથી જળ ખલાસ થઇ જાય; ત્યારે તે ટાકી કુવામાથી પાણી લે; તેમ જીવાત્મા સંસારના કામથી થાકી જાય; એટલે શક્તિ રહિત થઇ જાય. પછી જો ઉંઘી જાય; તો આત્મા પરમાત્માને મળે; અને ખુટેલી શક્તિ પાછી મેળવે. સમાધિ એટલે જ્ઞાનદશામા, આત્માનો અનુભવ; અને ઉંઘ એટલે અજ્ઞાન દશામાં આત્માનો અનુભવ.

પુત્રોની કમાણી પિતાને ખાવી ન હોય; તોપણ 'પુત્રો પિતાને સંભારે છે;' એમ જ્યારે બાપ જાણે; ત્યારે તે બહુ રાજી થાય. પ્રભુને આપણી દરકાર નથી; તોપણ આપણે જ્યારે તેમને યાદ કરીએ; ત્યારે તે બહુ રાજી થાય. એટલા માટેજ હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રીસ્તિ વિગેરે તમામ ધર્મો, એક અવાજે બોલ્યા કે—'પ્રભુને સંભારતા રહો.' દરેકના આચાર વિચાર જુદા, પણ–'ખુદાકા નામ લે પ્યારે!' તે બાબતમા સૌ એકમત.

ભજન.

શા માટે તું ભજતો નથી, સહેજે સીતા રામરે!
આ કાયા તો તારી નથી, હાડકા ને ચામરે;
તેમાં શુ–તુ મોહી રહ્યો, અલ્યા ગાફલીયા ગુલામ રે—શા માટે૦
રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામ રે;
સવાલક્ષ જેને દીકરા હતા, તેનાં નથી ઠેકાણાં ઠામ રે—શા માટે૦

૧ પાપના ઢગલા કરી નાખ્યા. ૨ હવે ન કરવાનું કરમા. ૩. ધીરજ રાખીને ઇર્ષા–દ્વેષને–નાંખી દે. ૪ દોરા ધાગા કરનારા બાવાઓને. ૫ મોટા અમલદારને. ૬. જ્ઞાન વિના ગોથાં ખાધાં. સંસારના ભાર ઉપાડીને ચાલ્યા., બસ હું જ ડાહ્યો. ,મુવા ત્યાંસુધી જંપીને બેઠા નહિં. હું કોણ છઉં, તેનો વિચાર પણ કર્યો નહીં. ૭. શરીર. ૮. પહોર.

ઉંચી મેડીને આજબ જરૂખા, ઉંચાં ઉંચાં ધામ રે,
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં નથી ઠેકાણાં ઠામ રે—શા માટે૦
ધાઇધૂતી ધન ભેગું કીધું, દાટયા રહેશે દામ રે;
બાપદાદા તારા વહી ગયા, તેના ઓળી કાઢે નામ રે—શા માટે૦
પાપની તો તેં પાળો બાંધી, ધર્મ નહિં લગાર રે;
કહે ભવાનભાઇ સાંભળો, તમે ભજીલીયો ભગવાન રે—શા માટે૦

હવે મોહના બળની વાતો કરે છે—

શાર્દૂલવિક્રીડવૃત્ત—

रात्रिः सैव पुनः स एव दिवसो, मत्वाऽबुधा जन्तवः ।
धावन्त्युद्यमिनस्तथैव निभृत-प्रारब्धतत्तत्क्रियाः ॥
व्यापारैः पुनरुक्तभुक्तविषयै-रेवंविधेनामुना ।
संसारेण कदर्थिताः कथमहो, मोहान्न लज्जामहे ॥७६॥

અર્થ—ધંધા રોજગારમાં લાગેલા અજ્ઞાન જીવો, 'હાય ! હાય ! રાત્રિ અને દિવસ ચાલ્યા જાય છે;' એવો વિચાર કરીને, પ્રારબ્ધવશ થઇ પ્રારબ્ધ કરાવે તે ક્રિયાઓ કર્યા કરે છે. એટલે-ધંધાની ધમાલમાં રાત દિવસ કયાં જાય છે-કયાં ઉગે છે; અને કયાં આથમે છે; તેની ખબર તેમને પડતી નથી. [અથવા રાત્રે પણ આરામ લેવાને બદલે, કામકાજ કર્યાં કરે છે ] तथा एव धावति એટલે તે તરફ દોડે છે; એટલે તેની તે ક્રિયાઓમાંજ, આમનિ રખે છે. જે જે વિષયો સંબંધી વારંવાર કહેવામાં આવ્યુ હોય છે; તથા જે જે વિષયો વારંવાર ભોગવ્યા હોય છે; એવી ક્રિયાઓ કર્યાં કરે છે. સંસારમાં ક્ષુદ્ર બનેલા -ફસાઈ પડેલા-એવા અમો, અરેરે ! મોહથી કેમ લજાતા નથી ! ( એટલે પંચવિષયો સંબંધી, શાસ્ત્રોએ અને સંતોએ અમને વારંવાર ઉપદેશ કર્યો છે; તથા જે વિષયો અમે વારંવાર ભોગવ્યા છે; તે પંચવિષયોમાજ, અમે હજી કેમ રચ્યા કરીએ છઇએ ! વિષયની જુનવટ સાથે, વાસનાની જુનવટ કેમ થતી નથી. એ ભાવ.) [૭૬]

૭૬ પદચ્છેદ—उद्यमिनः अबुधाः जन्तवः -ધંધા રોજગારમાં લાગેલા અજ્ઞાની જીવો. सा एव रात्रिः (गता) पुनः स एव दिवसः गतः-હાય હાય રાતને દિવસ ચાલ્યા જાય છે. इति मत्वा-એવો વિચાર કરીને निभृताः प्रारब्धेन तत् तत् क्रिया ये ते-પ્રારબ્ધને વશ થઇ પ્રારબ્ધ પ્રેરે તે તે ક્રિયામાં જોડાઇને. तथा एव धावन्ति તે પ્રમાણેજ દોડયા કરે છે. पुनरुक्ताः-(વારંવાર કહેવાએલા) भुक्ताः च विषयाः पुनरुक्तभुक्तविषयाः येषु ते तैः, पुनरुक्तभुक्तविषयैः इति व्यापारैः-વારંવાર કહેવાએલાં અને ભોગવાએલા ભોજન તથા વિષયો રૂપી ક્રિયાઓથી. एवं विधा यस्य सः एवंविधः तेन एवंविधेन-એવા પ્રકારના. एवंविधेन अमुना संसारेण कदर्थिताः इति वयं-આ પ્રકારના આ સંસારથી રાંકથએલા એવા અમો. कथं अहो मोहात् न लज्जामहे-અમે કેમ મોહથી લજ્જા પામતા નથી ?

૭૬ વિવેચન—

દયારામભાઇ બોલ્યા કે—'પરનારી સૌ મનથી, કોઇ મૃત્યુ ન પામ્યા જન

આ કીધુ આ કરવુ છે, એમ કરત આવશે અંત
અંત્યા અંત આવશે, ને હરિ કયારે કહીશ? ચેન-ચેન નહીંતો પસ્તાઇશ;
મરણ નહીં આવે કામન કહીને, થાશે અધારૂં ઓચિંતુ દહને'

ત્રણ મોટી ગુચવણ—ધંધારોજગારની ગુચવણ, વ્યવહારની ગુચવણ, અને વિષય સુખ ભોગવવાની ગુચવણ સાધુ સન્યાસી આ ત્રણે ગુચવણોથી મુક્ત સંસારીઓ આ ત્રણે ગુચવણથી બાધેલા બાધેલા છતા, આ ત્રણે ગુચવણોનો છેદન, જો કોઈ કરી શકે, તે શ્રીહરિને ભજી શકે એવા અનેક દષ્ટાંતો છે કે—તેઓએ આ ત્રણે ગુચવણોમાથી, પોતાનો માર્ગ સરળ કર્યો નાભાજીએ આખી ભક્તમાળ લખી નાખી છે આ ત્રણે ગુચવણોનું એક નામ 'માયા' ભલે માયામાથી ન બચી શકો તોપણ બચવા પ્રયત્ન ચાલુ રાખો પ્રયત્નની સાથે, નજર શ્રીહરિને ચરણે રાખો વિજય પ્રાપ્ત થશે ગીતા (અ ૭)મા ગોવિંદ બોલ્યા છે કે—

**दैवी ह्येषा गुणमयी, मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते, मायामेतां तरन्ति ते ॥**

'માયાથી ગભરાઇ ગયો હો, તો મારે શરણે આવતો રહે એક અવાજે મારૂં નામ લે—મારા નામનો પોકાર કર દ્રૌપદીની લાજ રાખનાર—હું—હજી કયાંઇ ગયો નથી' વૈશાક-જેઠના અંતમા, 'વીણાની રક્ષા, વાનર રૂપે પ્રભુએ કરી [વચ્યુ કે હજી કામમા છો?] **अहो मोहात् कथं न लज्जामहे** ।—અહો મોહથી અમને કેમ લાજ આવતી નથી? ખોટા મોહમા ખુવાર થયા

**દષ્ટાંત**—મનોર મેતાને મુસાફરીમા એક દાબડો જડયો દાબડો ખોલતા અંદર સુવર્ણના દાગીના દેખ્યા દાગીના એક—બે નહીં, પણ પચીસ—પચાસ હરખનો પાર રહ્યો નહીં દાબડાની હુંફમા, મહેતા નવા નવા ખર્ચ કરે, અને કુનાય ત્યા આ તુ બાપનુ કારજ તે ધામધૂમથી કર્યું સોળમે દિવસે ઉઘરાણીવાળાને નાણા ચૂકવવા, થોડા દાગીના વેચવાનો વિચાર કર્યો પાચ દાગીના લઇને મહેતો ચૌટે આવ્યા ચોકસીએ ધાસ મૂકીને કહી દીધુ કે—'આ તો ખોટા દાગીના છે' મહેતાજી બીજા દસ દાગીના ચૌટે લાવ્યા તે પણ ખોટા નીકળ્યા પછી પચીસ દાગીના ચૌટે લાવ્યા, તે પણ ખોટા આખો દાબડો ખાલી કર્યો, પણ ચોકસીએ તે તમામને ખોટા કહીને, પાછા આપ્યા કારજનુ ખર્ચ વગર વિચાર્યું થયુ મહેતાને ખાત્રી થઇ, કે સાચા સમજીને સઘર્યા, પણ ખરે વખતે ખોટા પડયા આ પ્રમાણે—'ધન-દોલત નારીને ઘણા દીકરા'—તેમને સાચા દાગીના માનીને, તેમને રાજી રાખવા, જગતમા અનેક પાપ કર્યા અંતકાળ વખતે, સૌને વગાવ્યા, પણ સૌ ખોટા નીકળ્યા કાળના બધનમાથી છોડાવવા, અગર હરિને ઘેર મુક્તિ અપાવવા, કોઈ સાથે આવ્યુ નહીં બારૂ માસે મો ડમા ઘીના ખાધા, અને બારસે મણ દુધ પીધુ, તે તમામ જાજરૂમા ચાલ્યુ ગયુ, અને પાશેર, નવટાક સતીને આપ્યુ, તે આગળ ચાલ્યુ, વિગેરે વિગેરે. વિચારે તેમને સમજણ પડે

સાચા સંતો કેવા હશે? તે સાભળો

શિખરિણીવૃત્તં –

मही रम्या शय्या विपुलमुपधानं भुजलता ।
वितानं चाकाशं, व्यजनमनुकूलोऽयमनिलः ॥
स्फुरद्दीपश्चन्द्रो, विरतिवनितासंगमुदितः ।
सुखं शांतं शेते, मुनिरतनुभूतिर्नृप इव ॥ ७७ ॥

અર્થ—પૃથ્વીરૂપી સુંદર પથારી છે, હાથરૂપી મોટું ઓશીકું છે, આકાશરૂપી ચંદરવો છે; અનુકુળ પવનરૂપી પંખો છે, ચંદ્રરૂપી દેદીપ્યમાન દીવો છે, આ પ્રમાણે વૈરાગ્યરૂપી સ્ત્રીના સંગમાં ઘેલો બનેલો મુની, મોટા ઐશ્વર્યવાળા રાજાની માફક, સુખશાંતિમાં સુવે છે. (૭૭)

૭૭ વિવેચન—

પલંગ પાથરીને, અગર તળાઇ ગોદડામાં પેસીને સુનારા માધ્યમવાસીઓ ' આ ત્યાગની વાત બરાબર સાભળજો સાભળ્યુ હોય તો સમજજો સમ ત્યા ન હો તો પાળજો

સમુદ્ર મોટો, પાણી ઘણું પણ ખારૂ લોટો નાનો, પાણી થોડું, પણ મીઠું લોટાના જળથી તરસ છીપે એવી સમુદ્રના જળથી તરસ છીપે નહીં જે સ્ત્રી અગર પુરૂષ, ત્યાં ત્યાં રજળે પણ કોઈ ઠેકાણે શ્રદ્ધા ગમે નહીં, તેમનો પરિશ્રમ મોટો, તેઓ સાભળે ઘણું, પણ તેથી તેમની જ્ઞાનપીપાસા છીપે નહીં જે સ્ત્રી અગર પુરૂષ પોતાના સદ્‌ગુરૂ પાસે સાભળે—થોડું, પણ શ્રદ્ધાપૂર્વક શ્રવણ મનન કરે તેમની જ્ઞાનપીપાસા અનાયાસે છીપે સંસારી સ્ત્રીને પરણે તેમ વૈરાગી વિરતિને પરણે બ્રાહ્મણો અને મુમુક્ષુઓ ડાહ્યા વૈરાગી છે

પદ—સદ્‌ગુરૂના તે શબ્દ વિચારતા (૨), મટે માયા મોહ વિકાર—હરિરસ પીજીએ

બાળી ભસ્મ કરે બધી વાસના (૨), ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦
એવો અજર અમીરસ જે પીએ (૨), તેના નેણાં વેચ્યાં પલટાય—હરિરસ૦
લાગી બ્રહ્મ ખુમારી ન ઉતરે (૨) સુખ મુખે ક્હ્યું નવ જાય—હરિરસ૦
તેને સભર નથીરે શરીરનો (૨), થયો આત્મ દૃષ્ટે ઉદાર—હરિરસ૦
મરજીવો થઇ હરિને મળે (૨) ગાળે જ્ઞાન હિમાળે હાડ—હરિરસ૦
બ્રહ્મ ધ્યાને ગગનવત થઇ રહે (૨) જેમ કુંભ મહા જળ માંહે—હરિરસ૦
કૃષ્ણ પોતામાં—પોતે શ્રીકૃષ્ણમાં (૨), કૃષ્ણ વિના ન દિસે કાંઇ—હરિરસ૦
જઇ સરિતા સાગરમા ભળે (૨) તેનુ નામ નક્કી ટળી જાય—હરિરસ૦
કહે પ્રીતમ સદ્‌ગુરૂ સેવતા (૨), ટળે અંતર એક રસ થાય—હરિરસ૦

---

૭૭ પદચ્છેદ—मही रम्या शय्या પૃથ્વીરૂપી સુંદર પથારી છે भुजलता विपुलम् उपधान-હાથરૂપી મોટું ઓશીકું છે आकाश वितान-આકાશ રૂપી ચંદરવો છે अयं अनुकूल अनिल व्यजनम्-આ અનુકૂળ પવન એજ પંખો છે चन्द्र स्फुरद्दीप-ચંદ્ર એ દેદીપ્યમાન દીવો છે विरति एव वनिता तस्या संगे मुदित इति मुनि-વૈરાગ્ય રૂપી સ્ત્રીના સંગમાં ઘેલો થએલો મુનિ अतनु भूति यस्य स अतनुभूति अतनुभूति नृप इव-મોટા ઐશ્વર્યવાળા રાજાની માફક सुखात्-સુખરી शान्तः शेते-શાંતિથી સુવે છે

જેને ગોવાળ નથી, તે ગાય રજળે છે, તેમ જેને સદ્ગુરૂ નથી, તે રજળે સદ્ગુરૂ કર્યા, પણ શ્રદ્ધા નથી, તે પણ રજળે સુકાન વિનાનુ વહાણ, તેમ સદ્ગુરૂ વિનાનો જીવ.

રાગ-શાર્દૂલ વિ૦

मित्रे नंदति नैव नैव पिशुने, वैरातुरो जायते।
भोगे लुभ्यति नैव नैव तपसि, क्लेश समासाद्यते ॥
रत्ने रज्यति नैव नैव दृशदि, प्रद्वेषमापद्यते ।
येषा शुद्धहृदां सदय हृदय, ते योगिनो योगिनः ॥

અર્થ—શુદ્ધ હૃદયવાળા જે પુરૂષોનુ મન, મિત્રોમા કદિ આનંદ પામતુ નથી. તેમ ચાડીયા પુરૂષો પ્રત્યે કદિ વૈરાતુર થતુ નથી ભોગમા કદિ લોભાતુ નથી, તેમ તપમા કદિ ક્લેશ પામતુ નથી રત્નમા કદિ રાજી થતુ નથી, તેમ પત્થરનો કદિ તુચ્છકાર કરતું નથી; તેઓજ (આ સંસારમા) યોગીઓ છે

કીમીયાગર ધાતુને સોનુ બનાવે, તેમ સદ્ગુરૂ જીવને શિવ બનાવે હજી આગળ સાભળો—

રાગ-શાર્દૂલ વિ૦

आक्रोशेन न दूयते न च पटु-प्रोक्त्या समानद्यते ।
दुर्गंधेन न बाध्यते न च सदा-मोदेन संप्रीयते ॥
स्त्रीरूपेण न रज्यते न च मृत-ध्वानेन विद्विष्यते ।
माध्यस्थेन विराजितो विजयते, कोऽप्येव योगीश्वरः ॥

અર્થ—ધિક્કારવાથી જે દુખી થતો નથી, અને મીઠા વચનોથી જે પુરૂષ રાજી થતો નથી દુર્ગંધથી જે પુરૂષ પીડા પામતો નથી, અને સુગંધથી જે પુરૂષ પ્રસન્ન થતો નથી, સ્ત્રીના રૂપથી જે પુરૂષ રાજી થતો નથી, અને મરી ગએના કુતરામા અપ્રીતિ કરતો નથી, આ પ્રમાણે ઉદાસીનતાના ભાવથી શોભતો, કોઇ આ યોગેશ્વર અહીં-સંસારમા) જય મેળવે છે

રાજા રાજમહેલમા છત્રી પલગ ઉપર રાજા સુવે પણ અનેક ઉપાધિઓથી, તેનુ ચિત્ત વિંધાઇ જતું હોય, તો ઉંઘ આવે નહીં, અને સત પુરૂષ પત્થર ઉપર સુતા, અને હાથનુ ઓશીકુ મુકે, પણ ચિત્ત ઉપાધિઓથી મૂક્ત હોય, તો ત્વરાથી ઉંઘી જાય

હવે કહે છે કે-બ્રહ્માનંદ જેવો એકે આનંદ નથી તે આનદ પાસે ત્રૈલોક્યનુ રાજ્ય ક્ષુદ્ર છે વિગેરે—

शार्दूलविक्रीडितवृत्तं —

त्रैलोक्याधिपतित्वमेव विरसं, यस्मिन्महाशासने ।
तल्लब्ध्वाऽऽसनवस्त्रमानघटने, भोगे रति मा कृथाः ।
भोगः कोऽपि स एक एव परमो, नित्योदितो जृंभते
यत्स्वादाद्विरसा भवन्ति विषयास्-त्रैलोक्यराज्यादयः ॥ ७८ ॥

---

૭૮ પદચ્છેદ—त्रैलोक्यस्य अधिपतित्वं एव ત્રૈલોકનુ અધિપતિપણુ પણ यस्मिन् महाशासने જે બ્રહ્મની મોટી રાજ્યસત્તા પાસે विरसं-કાઇ હીસાબમા નથી ક્ષુદ્ર છે तत् लब्ध्वा તે બ્રહ્મને પ્રાપ્ત કરીને आसन च वस्त्र च मान च आसनवस्त्र मानानि तेषाम् घट-(આપનારો) तस्मिन्, आसनवस्त्रमानघटने, आसनवस्त्रमान

અર્થ—હે ચિત્ત ! જે જ્ઞાન ઉપનિષદાદિ શાસ્ત્રોમાં કહેલુ છે; તે જ્ઞાન થયા પછી, ત્રણ લોકનું આધિપત્ય પણ, રસહીન (ફીકકું) લાગે છે. એવા જ્ઞાનને પ્રાપ્ત કરીને, જેમાં આસન, વસ્ત્ર અને માન મળે છે; એવા ભોગમાં તું પ્રીતિ ન કર. કારણકે વેદ અને શાસ્ત્રોમાં જેનું (ઠેક ઠેકાણે) વર્ણન છે એવો અનિર્વચનીય એક બ્રહ્મજ્ઞાનરૂપી ભોગ, જ્યારે વિકાસ પામે છે; ત્યારે ત્રૈલોકયનું રાજ્ય વિગેરે સઘળાં સુખો-સઘળાં વિષયો, બ્રહ્મજ્ઞાનનો સ્વાદ લીધા પછી, રસહીન-ફીકકા-બની જાય છે. (૭૮)

૭૮ વિવેચન—

આંબલી ધગઇને ખાધા પછી, બીજા પદાર્થો દાતે ચાવી શકાય નહીં; તેમ વિષયાનંદમા રચ્યાપચ્યા જીવોને, બ્રહ્માનંદની વાતો જરા પણ રૂચે નહીં જેમણે હીરા જોયા નથી, એવા નિર્ધનો પાસે, હીરાની કીંમત આકવી, તે બનવા જેવુ છે. વિષયાનંદી પુરૂષો પાસે, બ્રહ્માનંદની વાતો કરવી, તે નાગાના ગામમા ધોબીની મોટી દુકાન નાખવા જેવી ભૂલ છે તમે ભલે હાલ વિષયાનંદી હો, પણ તમને આ વાત કાઇક ગમે છે એટલું યાદ રાખજો કે–' આ જે વિષયાનદ છે—તે સાચો (નિત્ય) આનંદ નથી, અને તેની પેલી મેર બ્રહ્માનદ છે બ્રહ્માનંદની પ્રાપ્તિ માટે જ, સસાર ચૌટે, જીવને ધક્કા (જન્મ) ખાવા પડે નાત જમી ન હોય, ત્યા સુધી નાતની વાડીમા હો–હો નાત જમી રહી કે પછી, ઘડી બે ઘડીમા, વાડી ખાલી ખમ. વિષયાનદી પુરૂષો જન્મમરણના રેટમા આવે અને જાય, સસાર ચૌટે હોટો ર્યા કરે, અને બ્રહ્માનંદી પુરૂષોને, બસ આ છેલ્લો ફેરો. છેલ્લા ફેરાની વાત લાવા બાબુને બહુ ગમી તેનુ રગીનુ દ્દષ્ટાત, પ્રથમ ( સવત ૧૯૭૬ ના ) પુસ્તકમા છે.

બ્રહ્મ વસ્તુ અનેક પ્રકારની વિદ્યાથી અને શાસ્ત્રોથી પણ પર છે, એમ હવે કહે છે–

शार्दूलविक्रीडितवृत्त—

> किं वेदैः स्मृतिभिः पुराणपठनैः, शास्त्रैर्महाविस्तरैः
> स्वर्गग्रामकुटीनिवासफलदैः, कर्मक्रियाविभ्रमैः ॥
> मुक्त्वैकं भवबन्धदुःखरचना–विध्वंसकालानलं
> स्वात्मानन्दपदप्रवेशकलनं, शेषा वणिग्वृत्तयः ॥ ७९ ॥

---

वटने इति भोगे–જેમા આસન, વસ્ત્ર અને માન મળે એવા ભોગમા. रतिं मा कृथा–પ્રીતિ ન કર एक अपि भोगः–એવો એક ભોગ છે एक एव परम –જે ભોગ મુખ્ય તથા મહાન્ છે नित्योदित –'બ્રહ્મજ્ઞાન રૂપી' જે ભોગ સઘળી શાસ્ત્રોમા માઇ સૂચન છે તે स एव जृम्भते–તે ભોગજ પ્રકાશે છે–વિકાસ પામે છે त्रैलोक्यस्य राज्यं आदि येषु ते त्रैलोक्यराज्यादय, त्रैलोक्यराज्यादय विषया –ત્રૈલોક્યનુ રાજ્ય વિગેરે સઘળા સુખો–વિષયો यस्य स्वादात् यत्स्वादात् જે બ્રહ્મજ્ઞાનનો સ્વાદ લીધા પછી विरसा भवन्ति–રસહીન થઈ જાય છે

૭૯ પદચ્છેદ—वेदैः किं વેદના જે ભાગોમા કર્મોનોજ મહિમા બતાવ્યો છે, તે ભાગો ભણવાથી શુ લાભ છે ? स्मृतिभि किं–ધર્મ, અર્થ અને કામમા પ્રીતિ કરાવનારી સ્મૃતિઓથીનું પણ શુ પ્રયોજન છે ? पुराणपठनै किं–તનો જ મહિમા જણાવનારા પુરાણો ભણવાથી પણ શુ લાભ છે ? महाविस्तरैः शास्त्रै –મોટા વિસ્તારવાળા શાસ્ત્રોથી

અર્થ—વેદના જે ભાગોમાં (પૂર્વ મીમાંસામાં), કર્મોનોજ મહિમા બતાવ્યો છે; તે ભાગોવાળા વેદો જાણવાથી શું લાભ છે?-કાંઇ નહિં. ધર્મ અર્થ, અને કામમાં પ્રીતિ કરાવનારી સ્મૃતિઓનું પણ શું પ્રયોજન છે?-કાંઇ નહિં. મતથી અને નાના મોટા ઇતિહાસોથી ભરેલા પુરાણો ભણવાથી, પણ શો લાભ છે?-કાંઈ નહિં. તે સિવાય સાંખ્ય, ન્યાય, વૈશેષિકાદિ મોટા વિસ્તારવાળા શાસ્ત્રો ભણવાથી પણ, શો લાભ છે?-કાંઈ નહિં. સ્વર્ગરૂપી ગામની એક ઝુંપડીમાં નિવાસરૂપી ફળને આપવા વાળા યજ્ઞાદિ કર્મકાંડના ગાંડપણથી પણ શો લાભ છે?-કાંઈ નહિં. [ત્યારે શું કરવું તેનો હવે ખુલાસો કરે છે.] સંસારના બંધનરૂપી દુઃખની રચનાનો નાશ કરવામા, પ્રલયના અગ્નિ જેવું, મૂખ્ય, અને બ્રહ્માનંદના પદને પ્રાપ્ત કરવામાં જે જ્ઞાન કળારૂપ છે-યુક્તિરૂપ છે; તે જ્ઞાનને તજીને, બાકીના તમામ જ્ઞાન, વાણીયાના વેપાર જેવાં છે. આજીવિકા પૂરતાં છે-ક્ષુદ્ર સુખો માટે છે. [૭૯].

૭૯ વિવેચન—

રાગ-પ્રભાત.

જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહિં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી,
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી—જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દાનદીધે,
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે—જ્યાં૦
શું થયું તપ ને તિર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે,
શું થયું તિલકને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ સ્નાન કીધે—જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે,
શું થયું ખટ્દર્શન સેવ્યા થકી, શું થયું વરણના ભેદ જાણે—જ્યાં૦
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો—જ્યાં૦

આ સાંભળીને નાસ્તિક ન બનતા આ સાંભળીને શ્લોકના ભાવને સમજવા પ્રયત્ન કરજો નહીં તો-સમજ્યા વિનાનું ધડધાણી દ્રૌપદીનો સ્વયંવર સાંભળીને, પટલાણી સમજી

પણ શું? स्वर्गग्रामे कुटीनिवासश्च स्वर्गग्रामकुटीनिवासः तस्य फलदा ते इति कर्मक्रियाविभ्रमैः-સ્વર્ગરૂપી એક ગામની ઝુંપડીમા નિવાસરૂપી ફળને આપવાવાળા જુદા જુદા કર્મકાંડની ધેનછાથી શુ લાભ છે? भवस्य बन्ध, तस्य दुःखानि, तेषां रचना, तस्या विध्वंसे कालानल-(પ્રલયનો અગ્નિ) इव, तम् एक-ભવના બંધનરૂપી દુખોની રચનાનો નાશ કરવામા પ્રલયના અગ્નિ જેવુ જે મુખ્ય છે તે જ્ઞાન. स्वात्मानंदस्य पदं स्वात्मानंदपदं तत् प्राप्तुं यत् प्रवेशकलनं तत्-બ્રહ્માનંદના પદને પ્રાપ્ત કરવા માટે જે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન तत् एकं कलनं (જ્ઞાનને) मुक्त्वा-તે મુખ્ય જ્ઞાનને તજીને. शेषाः-બાકીના તમામ જ્ઞાન वणिग्वृत्तयः-વાણીયાના વેપાર જેવા છે-આજીવિકા પુરતા છે-ક્ષુદ્ર સુખો માટે છે.

કે–'પાંચ પતિ કરીએ, ત્યાંસુધી સતી.' એવું કરશે। નહીં. ઉપલા શ્લોકમાં અને ઉપલા પદમાં સાર એ છે કે–સ્નાન સંધ્યા, જપ, તપ, શાસ્ત્ર અને તિર્થ–તમામ સારાં છે; પણ તેથી જે આગળ છે; તે સેવા જેવું છે. જપ, તપ, તિર્થ, શાસ્ત્ર વિગેરે વસ્તુઓ ઉત્તમ છે; પણ અભિમાનને તજીને, જપ, તપ, તિર્થાદિ કરીએ; તોજ આગળ વધી શકીએ. નહિ તો ત્યાંથી આગળ નહીં; પણ પાછળ. હતા ત્યાંથી હેઠા. વિચાર કરી જોજો.

શ્રીશંકર વિવેકચૂડામણિમા બોલ્યા છે કે—

वीणाया रूपसौंदर्यं, तंत्रिवादनसौष्ठवम् ॥
प्रजारंजनमात्रं तन्–न साम्राज्याय कल्पते ॥५७॥
वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ॥
वैदुष्यं विदुषां तद्वद्–भुक्तये न तु मुक्तये ॥५८॥
अविज्ञाते परे तत्त्वे, शास्त्राधीतिस्तु निष्फला ॥
विज्ञातेऽपि परे तत्त्वे, शास्त्राधीतिस्तु निष्फला ॥५९॥
शब्दजालं महारण्यं, चित्तभ्रमणकारणम् ॥
अत. प्रयत्नाज्ज्ञातव्यं, तत्त्वज्ञैस्तत्त्वमात्मनः ॥६०॥

અર્થ—વીણાનું રૂપ સુંદર, અને વીણાના તારો વગાડવાની હોશીયારી, શ્રોતાઓની પ્રસન્નતા માટેજ, હોય છે. પણ તે વીણાથી સામ્રાજ્ય પ્રાપ્ત થઇ શકે નહીં. [૫૭] વિદ્વાનોની વિદ્વતા રળી ખાવા માટેજ હોય છે; પણ મુક્તિ માટે હોતી નથી. એટલે મુક્તિના હેતુથી ઘણા થોડાજ ભણે છે. અને ભણ્યા પછી પણ–મુક્તિને પોતાનું ધ્યેય, ઘણા થોડાજ રાખે છે. શાસ્ત્રોના વ્યાખ્યાનોમા જે કુશળતા દેખાય છે, તે વૈખરી વાણીનો પ્રવાહ છે. અંતરના ઉમળકા નથી. એટલે લોકને રંજન કરવા એટલુંજ વાણીમાં કુશળપણું છે. [૫૮] શ્રેષ્ઠ એવા જ્ઞાન તત્ત્વને, જેણે ન જાણ્યુ, તેને ભણ્યુ ગણ્યું નકામું છે. કદિ તે તત્ત્વજ્ઞાનને જાણી લીધું; તો પછી પણ, શાસ્ત્રના વિશેષ અવલોકનની જરૂર નથી. [૫૯]. વ્યાખ્યાનમાં અગર વાદવિવાદના ગ્રન્થોમા સમાએલા શબ્દોની રચના, મોટા અરણ્ય–વન–સમાન છે. એટલે સામાન્ય બુદ્ધિવાળા જીવોને ભમાવવામા–રઝળાવવામાં, આ અરણ્ય કારણભૂત છે. તેથી તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા પુરૂષોએ, આત્મતત્ત્વને યોગ્ય પ્રયત્નથી, જાણી લેવું જોઇએ. [૬૦].

દયારામભાઇ બોલ્યા છે કે—

'શ્રમ કરી સૌ વિદ્યા ભણ્યો. મહા પંડિત કહાવ્યો જન;
'પણ સાર તેનો સમજ્યો નહીં, ના થયો ભગવંતનો ભક્ત.
અલ્યા' ભક્તિ વિના શ્રમ નિષ્ફળ ધાર. જેમ ગદ્ધો વહે ચંદનભાર;
જેમ અહિ મણિ મેળવી, મેળવે અહાર, તેમજ તે ઉદર ભરનાર,
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ૦

ચારવેદ ષટશાસ્ત્રનો, વારે વારે કર્યો વિચાર;
ઉપનિષદ્‌ના અર્થને, શોધતા નિકળ્યો સાર;
નિકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત્સંગમા કરવી આસક્તિ.
પૂરણ પુરૂષોત્તમ યુગલ ચરણે, સર્વ સમર્પિને રહેવું શરણે,—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ૦

આવી સુંદર વાણી સાંભળવા માટે જો ભાગ્ય સાંભળ્યા પછી જીવનમાં ઉતરે, એ વિશેષ ભાગ્ય બાકી તો—સાંભળવું છે કોને? ને સાંભળીને કરવું છે કોને? 'અમેએ નરગ, અને તમેએ નરગ દીક છે—નદીક' આવું તમે અમારી સાથે ન કહેશો અમારે તો—'**એક ઘડી, તે લાખેણી વહી જાય-છે.**' એવો હિમાયત છે

સાંભળો—સાચા ભોગનો વિવેક બતાવે છે,—

स्रग्धरावृत्त—

**आयुः कल्लोललोलं, कतिपयदिवस-स्थायिनी यौवनश्री-**
**रर्था संकल्पकल्पा, घनसमयतडिद्-विभ्रमा भोगपूराः ।**
**कण्ठाश्लेषोपगूढं, तदपि च न चिरं, यत्प्रियाभिः प्रणीतं**
**ब्रह्मण्यासक्तचित्ता, भवत भवभयां--भोधिपारं तरीतुम् ॥८०॥**

અર્થ—આયુષ્ય જળના તરંગ જેવું ચંચળ છે, જુવાનીની શોભા માત્ર થોડા દિવસ ટકે એવી છે, ધન મનોરથો જેવું ચપળ છે, વિષય સુખના પ્રવાહો, વર્ષાઋતુની વિજળીના ચમકારા જેવા ચપળ છે, સ્ત્રિયોએ કરેલું ગાઢ આલિંગન પણ, લાંબો કાળ ટકતું નથી, માટે હે જનો! તમે સંસારના ભયરૂપી સમુદ્રના પારને તરવા માટે, બ્રહ્મમાં આસક્તિ વાળા થાઓ. [૮૦]

૮૦ વિવેચન—

કેવી સુંદર કૃતિ છે! આવા શ્લોકો બે પાંચ અગર દસવાર વાંચવા જોઇએ આ વિષય ઉપર અનેક ભક્તોએ અનેક વાત લખી છે જો ભક્તો તો ચાબખા માર્યા પણ ભરેડી ચોર જેમ માને નહીં તેમ માયામાં રચ્યો જીવ શાસ્ત્રોની શિખામણો માને નહીં 'કાલ મરી જવું હોય તો આજ પાપ કરી લઉં' એવી જેની ધારણા તે જીવને શું કહીએ?

પાંચ દસ વરસ સુધી એક પોળમાં રહીએ પણ પોળનું નામ નિશાન જાણીએ નહીં, તે જેમ ગાંડપણ ગણાય તે પ્રમાણે પચીસ, પચાસ અગર સાઠ સીત્તેર—વરસ સુધી, આ

૮૦ પદચ્છે૦—**आयु**—આયુષ્ય **कल्लोला इव लोल**—જળના તરંગ જેવું ચંચળ છે **कतिपयदिवसान् स्थातु शील अस्या इति कतिपयदिवसस्थायिनी**—માત્ર થોડા દિવસ ટકે એવી ચંચળ **यौवनस्य श्री**—જુવાનીની શોભા **अर्था सकल्पेन तुल्या**—ધન મનોરથોના જેવું ચંચળ છે **भोगपूरा**—ભોગોના પ્રવાહો **घनसमये तडिद् वत् विभ्रम** (શોભા) **येषा ते घनसमयतडिद्विभ्रमा**—વર્ષાઋતુમાં થતી વીજળીની શોભા જેવા ચંચળતા એટલે ક્ષણભંગુર છે **कण्ठस्य आश्लेष कण्ठाश्लेष तेन प्राप्त उपगूढ** (અત્યંત પ્યાર) **कण्ठाश्लेषोपगूढ**—ગળામાં હાથ ઘાલી કરેલા આલિંગનથી પ્રાપ્ત થએલો અત્યંત પ્યાર **यत् प्रियाभि प्रणीत**—તે આલિંગન પણ પોતાની પ્રિયતમાએ કરેલું હોય **तदपि**—તોપણ **न चिर** લાંબો વખત સુખ આપતું નથી—ચંચળ છે **भवस्य भय भवभय, भवभय एव अम्भोधि, तस्य पार तरीतुम्**—ભવભયરૂપી સાગરના પારને પામવા માટે **ब्रह्मणि**—બ્રહ્મમાં **आसक्त चित्त येषा ते ब्रह्मासक्तचित्ता**—પ્રીતિવાળા **भवत**—તમે થાઓ

દેહમાં રહીએ; છતાં દેહનાં નામ નિશાન ન જાણીએ; તે ગાંડપણ કેમ નહીં ! તેનું કારણ શું ? એમ કદિ વિચારો છો ? તેનું કારણ વૃત્તિનું બાહ્યગમન ઘણું છે. વૃત્તિનું આંતરગમન જરાએ નથી. દશરથે આટલામાં જોયું; ત્યાં પોતાના ધોળાવાળ દેખ્યા. દેહના ઉપર જરાવસ્થાનો વાવટો દેખીને, રાજ્યભારથી મુક્ત થવા વિચાર કર્યો. કેરીમાં રસ હતો; ત્યાં સુધી ખાધો પીધો. પછી ગોટલાં બાકી રહ્યા. ગોટલાં પણ વેળાસર ઠેકાણે વવાય; તો તેના આંબા થાય; વેળાસર ઠેકાણે ન વવાય; તો પગનળે કચરાઇ-કચરાઇને, તેની માટી થઇ જાય.

સ્વનિરીક્ષણનું ખાતુંજ બંધ કરીને બેઠા-પારકા દોષ નાના હોય; તોપણ દેખાય; અને પોતાના દોષ ડુંગરા જેવડા હોય; તો પણ ન દેખાય. આ ટેવને તજીને તેથી આગળ વધાય; ત્યારે સ્વનિરીક્ષણની વાત કરાય. જાગે તેને જડે; શોધે તેને સાંપડે;—એવો આ વિષય છે.

પદ.

રાગ—કામણ દીસે છે, અલબેલા તારી આંખમાંરે૦

આયુષ્ય ઓછું, આશા નવ લાંબી આદરો રે—આયુષ્ય ઓછું૦
ઝાપટથી દીપક ટરી જાશે, જન્મ્યું તે સરવે મરી જાશે;
થનાર વસ્તુ થાશે, એ ઉરમા ધરોરે—આયુષ્ય ઓછું૦
વીજળીનું જેવું અજવાળું, ભવનું સુખડું એવું ભાળું;
રાખી નેમ રૂપાળી, વીઠ્ઠલને વરો રે—આયુષ્ય ઓછું૦
પડવાનું છે તનડું પળમા, જેવો પરપોટો છે જળમા;
શીદ ફરો છો છળમા, તેથી નહિં તરો રે—આયુષ્ય ઓછું૦
સમજી લ્યો વાદળની છાયા, મિથ્યા જુગની મિથ્યા માયા;
કામ ન આવે કાઇ, કૃત્ય સારા કરો રે—આયુષ્ય ઓછું૦
સમરી લ્યો ગણપતનો સ્વામી, પૂરણ પદને લ્યોને પામી;
બળીયો છે બહુ નામી, એનો આશરો રે—આયુષ્ય ઓછું૦

યાદ રાખવું કે— પદ—લાવણી.

જબરો કાળ ઝપાટો રે, માથે મરણ બીક છે મોટી—જબરો૦
જંતર જાણો-મંતર જાણો, તંતર જાણો [1]ટાળા;
મોત બડા મરદાન મરદ, જ્યાં ધ્રુજી પડે [2]ધાગળા—જબરો૦
વૈદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળા કૂટી;
ખૂટી તે તો જરૂર ખૂટી, બૂટીની નહીં [3]બૂટી—જબરો૦
સોયડું ખોદો-શિખો સરોદો, તત્ત્વ વિચારો તાજાં;
નાડિ-ભેદમાં દાટી રમો, પણ વાગશે ઉંધા વાજાં—જબરો૦
જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકનના કાઢો;
જમ કિંકરનો આજમ ઝપાટો, ગજબ કરી દે [4]ગાઢો—જબરો૦
[5]મહોરા ઉતારો-કેશ ઉતારો, દેશ ઉતારો દુજે;
પકડે આવી મોત પલકમાં, જીવડલો શું બુઝે—જબરો૦

૧. હલંમ ઉત્તમ તંતર ૨. લડવૈયા. ૩. દવા. ૪. ભયંકર ૫ મેલ્ય બદલો ચહેરો બદલો અગર બીજે દેશ ચાલ્યા જાઓ.

[6]શેઠી બદલો—ચોટી બદલો, લોટી બદલો લાખો;
દરદ મરદને [7]ગરદ કરી દે, મોત મરદ છે આખો—જબરો૦
ધરમ ધરો અધરમને મેલી, ખાતેથી ટ્યો ખેલી;
ઋષિરાજ રઘુનાથ વિના, નથી કોઇ બરાબર બેલી-જબરો૦

સમજી જાય; તેમને સવળું; ન સમજે તેમને અવળું. સમજી જાય; તેમની પાસે; અને ન સમજે, તેમનાથી ઘણે દૂર.

સમજવાળા પુરૂષો કેવા હશે? તે સાંભળો—

अनुष्टुप्वृत्तं—

ब्रह्माण्डमंडलीमात्रं, किं लोभाय मनस्विनः ।
शफरीस्फुरितेनाब्धेः, क्षुब्धता जातु जायते ॥ ८१ ॥

**અર્થ—આખા બ્રહ્માંડની રયાસત, શું વિવેકી પુરૂષને લોભાવે છે? એટલે વિવેકી પુરૂષ બ્રહ્માંડના વૈભવમાં લોભાય છે? ના. દૃષ્ટાંત—માછલીના દોડવાથી, શું સમુદ્ર ચલાયમાન થાય છે? ના. [૮૧]**

૮૧ વિવેચન—

જરી જરીમાં ક્રોધ કરે, જરી જરીમા લોભ કરે; જરી જરીમાં મોહ કરે; તે પામર છે. જેમ ધનવાનો પાઇ એ પાઇ માટે, પોક મુકતા નથી; તેમ જ્ઞાનીઓ લૌકીક સુખ માટે, રડતા નથી-વલખાં મારતા નથી. હરખશોકથી-હાનીલાભથી-સુખદુઃખથી, જેમનાં મન, ઉંચા નીચાં થતાં નથી; તેજ જ્ઞાની. આ તો વાઘના ચિત્રો; આ તો વાઘનાં રમકડા; પણ વાઘ પોતે આવ્યો હોય; તો ?-તો-પગ ધ્રૂજે, અને આંખે ફેર આવે. વાઘ આવો ભયંકર છે; તો પણ જેઓ વાઘની સાથે ટેવાઇ ગયા હોય છે; તેઓ વાઘથી બ્હીતા નથી. તે પ્રમાણે જ સુખદુઃખ-લાભહાની-હરખશોક-નામની ઉર્મીઓ ભયંકર છે; તોપણ જેઓ તેમનાથી ટેવાઇ ગયા છે; તેમને તે ભયંકર ઉર્મીઓ, અસર કરી શકતી નથી. ટેવાઇ જવું એટલે અભ્યાસ અગર તાલીમ. દીવે કરીને અંધારામા પડેલી વસ્તુ ઓળખાય; તેમ જ્ઞાને કરીને, અજ્ઞાનમાં પડેલી ઉર્મીઓ ઓળખાય.

અભ્યાસની અસર શી થાય છે તે હવે કહે છે—

शिखरिणीवृत्तं—

यदासीदज्ञानं, स्मरतिमिरसंस्कारजनितं ।
तदा दृष्टं नारी-मयमिदमशेषं जगदपि ॥

---

૬ ચરી પાળો, હવાફેર કરો, જળ ફેર કરો. ૭. રાંક.

૮૧. પદચ્છેદ—**ब्रह्माण्डमण्डलीमात्रं**-આખું બ્રહ્માંડ-આખા બ્રહ્માંડની રયાસત. **प्रशस्तं मनः यस्य सः मनस्वी, तस्य मनस्विनः, मनस्विनः लोभाय किं**-શું વિવેકી પુરૂષને લોભાવે છે ? **शफर्याः स्फुरितेन**-માછલીના દોડવાથી-ફરકવાથી. **अब्धेः क्षुब्धता जातु जायते ?**-કદિ સમુદ્ર ચલાયમાન થાય છે ?

**इदानीमस्माकं, पटुतरविवेकाञ्जनजुषां ।**
**समीभूता दृष्टिस्-त्रिभुवनमपि ब्रह्म मनुते ॥ ८२ ॥**

**અર્થ**—જ્યારે કામદેવરૂપી અંધકારના સંસ્કારથી, પ્રાપ્ત થએલું અજ્ઞાન હતું; ત્યારે અમને આ સઘળું જગત્, સ્ત્રીમય જોવામાં આવતું હતું. હમણાં અત્યંત વિવેકરૂપી અંજન આંજવાથી, શત્રુ અને મિત્રમાં સમાન થએલી અમારી દૃષ્ટિ, ત્રણે ભુવનને બ્રહ્મમય દેખે છે. [૮૨]

૮૨ વિવેચન—

સ્ત્રીના રાગમાં ત્યાગ થવો બહુ મુશ્કેલ છે ગાડા હાથીને વાળવો, તે સહેલુ, પણ સ્ત્રીમાં ગાઢ થએલા મનને વાળવુ, તે ઘણું અઘરું જેમ દીવામાં પતંગ પડીને ભસ્મ થઇ જાય, તેમ સ્ત્રીના રાગમાં રંગાએલા, સ્ત્રીમાં પડીને, પાયમાલ થઇ જાય

રાગ–શાર્દૂલ વિ૰

**माधुर्यं दृशां पृथुता कुरंगकदृशो, भ्रूनेत्रयोर्वक्रतां ।**
**कौटिल्यं चिकुरेषु रागमधरे, मांद्यं गतिमक्रमे ॥**
**काठिन्यं कुचमंडले तरलता-मक्ष्णोर्निरीक्ष्य स्फुटं ।**
**वैराग्यं न भजति मंदमतय, कामातुरा ही नरा ॥**

અર્થ—જે સ્ત્રીઓની આંખો હરણના જેવી છે, તે સુંદર સ્ત્રીઓના ઉદરમાં કૃશતા, ભ્રકુટિ તથા નેત્રની વક્રતા, કેશની અંદર કુટિલતા (એટલે વાંકડીયા વાળ), નીચના હોઠમાં રતાશ, ગતિના ક્રમમાં મંદતા (ધીમી ધીમી ચાલ), સ્તનમંડળમાં કઠણપણું, તથા આંખની ચપળતા—તે તમામને બરાબર—રાગપૂર્વક—જોઇને, તેમાં આનંદ માનીને, મંદ બુદ્ધિવાળા કામાતુર પુરૂષો, વૈરાગ્યને સેવતા નથી

આ રોગ ભયંકર છે, તો પણ તે સાધ્ય છે, સાંભળો—

રાગ–શાર્દૂલ વિ૰

**अग्रे सा गजगामिनी प्रियतमा, पृष्ठेऽपि सा दृश्यते ।**
**धाम्यां सा गगनेऽपि सा किमपरं, सर्वत्र सा सर्वदा ॥**
**आसीद्यावदनंगसंगतिरसस्-तावत्तवेयं स्थिति ।**
**संप्रत्यात्मपुरः सरामपि न तां, प्रश्नासि कोऽयं लयः ॥**

૮૨ પદચ્છેદ—स्मर एव तिमिरं तस्य संस्कारेण जनितं-स्मरतिमिरसंस्कार जनितं, स्मरतिमिरसंस्कारजनितं अज्ञान-કામદેવ રૂપી અંધકારથી પ્રાપ્ત થએલું અજ્ઞાન यदा आसीत्-જ્યારે હતું तदा-ત્યારે इदं अशेषं जगत्-આ સમગ્ર જગત્ नारीमयं अपि दृष्टं-સ્ત્રી રૂપજ જોવામાં આવતું હતું इदानीम्-હાલમાં पटुतरश्चासौ विवेकश्च पटुतरविवेक, स एव अञ्जन पटुतरविवेकाञ्जनं तद् जुषन्ति तेषां इति अस्माकं-ઉત્તમ વિવેક રૂપી કાજળને સેવનારા જે અમો, તેઓની समीभूता दृष्टि-વૈરી તથા મિત્રમાં સમાન ભાવે વર્તનારી દૃષ્ટિ त्रिभुवनम् अपि-ત્રણે ભુવનને ब्रह्म मनुते-બ્રહ્મમય માને છે

અર્થ—હે ચિત્ત! તને જ્યાસુધી કામદેવની સંગતિમા પ્યાર હતો, ત્યાસુધી, તારી આ સ્થિતિ હતી. એટલે-હાથણી માફક ચાલતી સુદર સ્ત્રી, તારી આગળ-પાછળ પૃથ્વી ઉપર અને આકાશમા, સર્વત્ર અને સદાકાળ, તારી નજરે તર્યા કરતી હતી **संप्रति** હાલમા **आस्यपुर सरां अपि** તે સ્ત્રી તારા મુખ આગળ આવીને ઉભી રહે છે, તો પણ-**तां दृष्टा न अस्ति** તુ તેનો જોતો નથી. ત્યારે આ કેવા પ્રકારનો લય-ફેરફાર!

બીલાડીને દૂધ પી જવાની ટેવ છે, પણ જે દુધ પાંજરામા મૂક્યુ હોય, તે દુધ બચે, તેમ યમ, નિયમ, મર્યાદા, અને સંતોનો સહવાસ, જીવોને વિષયોમાથી બચાવી લે. જેમને યમ-નિયમ જેવુ કાઇ નથી, તે નર પશુઓ, અશક્ત હોય, વૃદ્ધ હોય, તો પણ વિષયમા રાગ રાખે. ગઇ સાલના મોક્ષપત્રિકાના કારતકના અંકમા, 'સ્વપત્નીવ્યભીચાર'નો લેખ આપ્યો છે. વાચવા-વિચારવા જેવો છે.

ચિત્તની વ્યગ્રતા સબધી હવે કહે છે—

**शार्दूलविक्रीडितं—**

**रम्याश्चंद्रमरीचयस्तृणवती, रम्या वनान्तस्थली ।**
**रम्यः साधुसमागमः शमसुखं, काव्येषु रम्याः कथाः ॥**
**कोपोपाहितबाष्पबिन्दुतरलं, रम्यं प्रियाया मुखं ।**
**सर्वं रम्यमनित्यतामुपगते, चित्ते न किंचित्पुनः ॥ ८३ ॥**

**અર્થ—ચંદ્રના કિરણો મનોહર છે, કોમળ ખડવાળા વનના સીમાડા પણ રમ્ય છે; સાધુઓનો સમાગમ રમ્ય છે; શાંતિનુ સુખ પણ રમ્ય છે; કાવ્યોમાં સમાએલી કથાઓ રમ્ય છે; તેમજ કોપથી આવેલા આંસુનાં બિંદુથી, વ્યગ્ર જણાતું પ્રિયાનુ મુખ પણ, (પતિને) રમ્ય લાગે છેઃ આ બધું રમ્ય છે; તોપણ ચિત્ત પોતે જ્યારે અસ્થિર-અસ્વસ્થ-હોય છે; ત્યારે કોઇ પણ વસ્તુ ચિત્તને સુદર લાગતી નથી. [૮૩]**

૮૩ વિવેચન—

ત્રણ પ્રકારે ચિત્ત પ્રસન્ન રહે સસારી સુખથી, સ્વર્ગના સુખથી, અને આત્મસુખથી. તેમા પહેલા બે ઇચ્છવા લાયક નહીં ત્રીજુ ઉત્તમ સસારમા અનેક પ્રકારની સગવડો, ચિત્તની વ્યગ્રતાનો નાશ કરવા માટે છે સગા વ્હાલા અને મિત્રોની મુખ્ય ફરજ, સામાના

૮૩ પદચ્છેદ—**चन्द्रस्य मरीचय** (કિરણો) **चद्रमरीचय** -ચદ્રના કિરણો **रम्या** - મનોહર છે **तृणवती वनान्तस्थली**-કોમળ ખડવાળા વનના સીમાડા **रम्या**-સુદર છે **साधुसमागम रम्यः**-સાધુઓનો સમાગમ રમ્ય છે **शमसुखं (रम्यं)**-શાતિનુ સુખ રમ્ય છે **काव्येषु कथा रम्या** -કાવ્યોમા સમાએલી કથાઓ સુદર છે **कोपेन उपाहितं** (ધારણ કરેલુ) **य बाष्पबिंदु तेन तरल इति प्रियाया मुख रम्यं**-કોપથી આવેલા આસુના બિદુથી વ્યગ્ર જણાતુ પ્રિયાનુ મુખ (પતિને) રમ્ય લાગે છે **अनित्यताम् उपगते चित्ते**-પરતુ ચિત્ત અસ્થિર હોય તો **एतत् सर्वं रम्यं**-ઉપર જણાવ્યુ તે સઘળુ રમ્ય **न किंचित् पुन (रम्यं)**-જરાએ સુદર લાગતું નથી-મનને ગમતુ નથી

'ચિત્તની વ્યગ્રતાનો નાશ કરવો, તે છે. ક્રીકેટ રમનારા 'માઇન્ડ' કહે છે, તે પણ ચિત્તની વ્યગ્રતા દૂર કરવા માટે છે. મનુષ્યની પાસે અનેક કામ પડ્યાજ હોય, પણ જ્યારે ચિત્ત વ્યગ્ર હોય, ત્યારે તેણે તમામ કામને પડયા મેલીને, ચિત્તની વ્યગ્રતા મટાડવાનું કામ પહેલું કરવું જોઇએ ધર્મારાજ્યાગથી-બ્રહ્માગથી-આવીને, સ્નાન ધ્યાન પ્રથમ કરવા; અને પછી ભોજન, શયન કરવા, એ હેતુ પણ, ચિત્તની વ્યગ્રતાનો નાશ કરવા માટે છે ચિત્ત બહુ ચપળ છે, બળવાન્ છે, તોપણ હાનિ, અને ભય દેખી, ગભરાઇ જવું, તે તેનો સ્વાભાવિક ધર્મ છે. હાનિ-ભયથી ન ગભરાવું, તે ચિત્તનો વિશેષ ધર્મ છે. આ વિશેષ ધર્મ અભ્યાસથી પ્રાપ્ત થાય ચિત્ત સ્થિર રહે; તો જ વિવેક પ્રાપ્ત થાય, ચિત્ત સ્થિર હોય, તોજ દરેક કામ સારું થાય. ચિત્તના નિરીક્ષણ માટે-'તમે કયા છો ?' એવું એક નાનકડું પુસ્તક બહાર પાડ્યુ છે, તેની કીંમત માત્ર ત્રણ પાઈ છે તે વાચવા તમે હજી તત્પર ન થયા હો-તો અફસોસની વાત છે.

હવે તપસ્વીના લક્ષણ બતાવે છે—

शार्दूलविक्रीडित—

> भिक्षाशी जनमध्यसंगरहितः, स्वायत्तचेष्टः सदा ।
> दानादानविरक्तमार्गनिरतः, कश्चित्तपस्वी स्थितः ॥
> रथ्याक्षीणविशीर्णजीर्णवसनैः, संप्रोतकन्थासखो ।
> निर्मानो निरहंकृतिः शमसुखा-भोगैकबद्धस्पृहः ॥ ८४ ॥

અર્થ —ભિક્ષા માગીને ભોજન કરનારો; મનુષ્યના સંગથી રહિત; ઇંદ્રિયોના વેપારને સદા સ્વાધીન રાખનાર, દાન આપવામા અને દાન લેવામાં પ્રાપ્ત થતા ફળમા અનાસક્ત, શેરીમા પડેલા જુનાં ફાટેલા કપડાંની બનાવેલી ગોદડી ધારણ કરનાર, નિર્માની, અહંકાર રહિત, શાન્તિના સુખમાં રહેવાની તીવ્ર ઇચ્છાવાળો, કોઇક જ તપસ્વી હોય છે. [૮૪]

---

૮૪ પદચ્છેદ—भिक्षाशी-ભિક્ષા માગીને ભોજન કરનાર जनमध्यसंगरहित-એકાંતવાસને ઇચ્છનાર. स्वस्य आयत्ता चेष्टा यस्य स -स्वायत्तचेष्ट-ઈંદ્રિયોના વેપારને ક્રિયાઓને-જે પોતાને વશ રાખે છે તે પુરૂષ सदा-હમેશા दानं च आदानं च दाना दाने, तयो विरक्त मार्गे, तस्मिन् निरत. दानादानविरक्तमार्गनिरतः-દાન આપવામા તથા દાન લેવામા પ્રાપ્ત થતા ફળમા જેને આસક્તિ નથી એવો પુરૂષ क्षीणानि विशीर्णानि जीर्णानि वसनानि तै रथ्यायाम क्षीणविशीर्णजीर्णवसनै-શેરીમા પડેલા જુના સોલા વસ્ત્રો અગર ગાભાથી संप्रोता कथा एव सखा येन स संप्रोत कंथासख-બનાવેની ગોદડી એજ જેને સોબત છે એવો પુરૂષ निर्मान-સત્કારની ઇચ્છા રહિત निर्गता अहंकृति यस्य स निरहंकृति—અહંકાર રહિત शमस्य सुखं शमसुखं तस्य आभोग (વિસ્તાર) तस्मिन् एका बद्धा स्पृहा यस्य स शम सुखाभोगैकबद्धस्पृह-શાન્તિના સુખમા રહેવાની તીવ્ર ઇચ્છાવાળો. कश्चित् तपस्वी स्थित—કોઇક જ તપસ્વી હોય છે

૮૪ વિવેચન—

ભિક્ષા માગીને ખાવું—ભોજન બનાવવા પાછળ, થોડી તરખડ નથી. સમયનો ભોગ પણ થોડો નથી. તે ઉપરાંત—જીવ્હા ઈંદ્રિય ગોથી બળવાન્ છે. માગીને આણેલા ભોજનમા જીવ્હાની પ્રબળતા સચવાતી નથી. જીવ્હા ધીમે ધીમે જે મળી આવે; તે ખાતા શીખે છે. મંદિરોમા મોટા મોટા રાજભોગ, તે પરગામથી આવતા ભગવદ્ ભક્તોને, રાધવાની તકલીફમાથી બચાવવા માટે હોય છે. રાજભોગની સામગ્રિમા, પકવાનાદિ મીઠા માલ, જીવ્હાને ઉશ્કેરે છે, તે ભૂલવા જેવું નથી. સમજુએ મિષ્ટાન્નમા રાજી થવું નહીં.

સંગથી રહિત—સજાતિય જીવોના સંગની ના નથી. વિજાતીય જીવોના સંગની ના છે. વિશેષ એકાંતમા રહેવું—એટલે ધ્યાનમા રહેવું. 'ज्ञानात् ध्यानं विशिष्यते—જ્ઞાનથી ધ્યાન વધે છે.

**शमसुखाभोगैकबद्धस्पृहः**—શાંતિના સુખમા રહેવાની તીવ્ર ઈચ્છાવાળો. શાંતિના સુખની પરવા હોય; તે આ સંસારમા ડરી ડરીને ડગલા ભરે. કારણ કે સંસારનો સ્વભાવ છે કે—ગમે એવા ડાહ્યાને, પોતાના વમળમા લેવો, અને પછી તેને આમ તેમ અફાળવો. યાદ રાખવું ઘટે છે કે—ઈંદ્રાદિના વૈભવોના સુખ કરતા, શાંતિનુ સુખ મોટું છે.

બે પ્રકારની ગડબડ—૧ બહારની અને ૨ અંદરની. ૧ ગામ બહાર ઉજડ વનમા જઈને બેસીએ; ત્યારે બહારની ગડબડ શમી જાય, અગર રાત્રીના એક બે વાગે, બહારની ગડબડ શમી જાય. આ ગડબડ શમે, તો પણ—અંદર ગડબડ હોય, તો આ શાંતિની અસર બહુજ થોડી થાય. **અંદરની ગડબડ કઈ?**—સાંભળો—અનેક પ્રકારની કામનાઓ, વાસનાઓ, ઈર્ષ્યા, દ્વેષ, રાગ, મત્સર, લોભ, મોહ, વિગેરે ભયંકર શિકારી પ્રાણીઓ, હૃદયમા ગર્જના કર્યા કરે છે તે. આંતરગડબડ પ્રાણી માત્રમા—તેમાએ મનુષ્યોમા મોટા પ્રમાણમા. મનુષ્યોમા પણ, જેઓ જગત્મા બહુ ડાહ્યા, તેઓને આંતરની ગડબડ વિશેષ હોય છે. આ ગડબડ જીવનુ બગાડી નાખે છે. આ ગડબડમાથી બચવા, જ્ઞાન—વૈરાગ્ય અને વનવાસ, શાસ્ત્રોએ અને સંતોએ બતાવ્યા. આંતરગડબડ શમાવવા, ગૌતમ નાઠા, ભર્તૃહરિ અને ગોપીચંદ રાજપાટ પડયા મેલીને નાઠા. શુકદેવ ઓરભર્યા નાઠા. જનકે, યુધિષ્ઠિરે અને અકબરે રાજ કર્યા; પણ આંતરશાંતિ માટે, સંતોને બહુ સેવ્યા. એક આંતરશાંતિની જીજ્ઞાસાવાળો વૃદ્ધ કહે છે કે—

રાગ—શાર્દૂલ વિ૦

**अन्यायार्जितवित्तवत् क्वचिदपि, भ्रष्टं समस्तैं रदैः ।**
**तापक्रांततमालपत्रवदभू-दंगं वलीभंगुरम् ॥**
**केशेषु नवचंद्रचंद्रधवलिमा, व्यक्तं श्रितो यद्यपि ।**
**स्वैरं धावति मे तथापि हृदयं, भोगेषु मुग्धं अहा ॥**

અર્થ—અન્યાયથી પ્રાપ્ત કરેલુ ધન, જેમ ખબર ન પડે; તેમ ચાલ્યુ જાય, તેમ (મારા) તમામ દાંતો (જોતજોતામા) ચાલ્યા ગયા. (હુ બુઢ્ઢો બની ગયો.) તાપથી કરમાએલા તમાલપત્રની માફક, મારૂ અંગ જ્યા ત્યા કરચલીયોથી ઘેરાઈ ગયુ. વાળોમા નવાચંદ્રના પ્રકાશ જેવી ધોળાશ (**धवलीमन्** શબ્દ) આવી ગઈ તોપણ અહા! ભોગમાં મુગ્ધ બનેલું મારૂ હૃદય, સ્વચ્છંદે આમતેમ દોડે છે. જપીને બેસતુ નથી.

અનાત્મ વસ્તુઓમાં જગત્ રાચે છે. અનાત્મ વસ્તુઓ માટે જગત્ અનેક ઝગડા કરે છે. ઉંચું નીચું થાય છે. અનાત્મવસ્તુઓમાં જ્ઞાને કરીને વૈરાગ્ય થાય-અનાત્મવસ્તુને સમુદ્રની મગર સમજીને, મરી જેતાં આવડે; તે પુરૂષજ પોતાના હૃદયની શાન્તિ સાચવી શકે.

સાંભળો હજી વૈરાગ્યનો વિશેષ ખુલાસો કરે છે—શાર્દૂલવિ૦

**मातर्मेदिनि तात मारुत सखे, तेजः सुबन्धो जल ।**
**भ्रातर्व्योम निबद्ध एव भवता-मेष प्रणामाञ्जलिः ।**
**युष्मत्संगवशोपजातसुकृतोद्रे-कस्फुरन्निर्मल-**
**ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परं ब्रह्मणि ॥ ८५ ॥**

**અર્થ—હે માતાતુલ્ય પૃથ્વિ! હે પિતાતુલ્ય પવન! હે મિત્રરૂપ તેજ! હે સદ્બંધુ તુલ્ય જળ! હે આકાશરૂપી ભાઈ! તમને હાથ જોડી, પ્રણામ કરીને કહું છઉં કે-તમારા સંગથી મને પુણ્યની અધિકતા પ્રાપ્ત થઇ છે. તે અધિકતાથી નિર્મળ જ્ઞાન પ્રાપ્ત થયું છે. નિર્મળ જ્ઞાનથી મારો સઘળો મોહ દૂર થયો છે. હવે હું પરબ્રહ્મમાં લીન થાઉં છઉં. (૮૫).**

૮૫ વિવેચન—

પ્રયાણ ઉત્સવ-જન્મોત્સવ ઘણીવાર ઉજવો છો, પણ પ્રયાણ ઉત્સવ કદિ ઉજવો છો? જીવના કલ્યાણનો માર્ગ બે રીતિ-કાતો જ્ઞાને કરીને; અને કાતો સંસારથી કંટાળીને. ગમે તે માર્ગે થઇને, કલ્યાણને માર્ગે ચડવું. કલ્યાણને માર્ગે ચડીને સદ્ગુરૂ સાનિધ્ય રાખવા. સત્યાસત્યનો બોધ સાંભળી, વસ્તુને વારંવાર વિચારવી. સ્ત્રીને પરણ્યા પછી, એક બે ત્રણ-એમ પુત્રો અને પુત્રીઓ-અને એવી અનેક સંસારની વસ્તુઓ, હૃદયમા એકઠી કરી હતી, તે તમામને યુક્તિ પ્રયુક્તિથી હૃદયમાથી સરકાવવી. સંસારના ભારથી હૃદયને હળવું કરવુ. આ અભ્યાસ કાંઇક પાકો થાય; ત્યારે એક ટાણુ માંડીને, સૌ સંબંધીઓને તથા સંતોને નોતરવા. કંકુ છાંટીને કંકોત્રીઓ લખવી. લીલા તોરણ આંગણે બાંધવા. દશવિધિ સ્નાન કરી, નવા વસ્ત્રો પહેરવા. ગુલાલ ઉડાડવો. ષોડશોપચારથી સદાશિવનુ અગર વિષ્ણુનું પૂજન કરવું-પછી સૌને જયશ્રીકૃષ્ણ કહીને સૌની માફી માગવી બ્હેન ભાણેજોને કાંઇ દક્ષણા, પદ, વસ્ત્રો વિગેરે આપવું. પછી સૌને ભોજન કરાવી, સંબંધીઓને વિદાય કરવા, અને સંતોને રોકવા. 'જીવને મરણનો ભય કેમ મટે-જીવ રાજી થઇને મરણાધીન કેમ થાય? પરમાત્મ વસ્તુમા પ્રીતિ કરવાના સરલ

૮૫ પદચ્છેદ—**मातः मेदिनि**'-હે માતા તુલ્ય પૃથ્વિ'-**तात मारुत**-હે પિતાતુલ્ય પવન' **सखे तेजः**-મિત્ર રૂપ તેજ. **सुबन्धो जल**'-હે સદ્બંધુ તુલ્ય જળ' **भ्रातः व्योम**-હે આકાશરૂપી ભાઈ' **एषः प्रणामांजलिः भवताम् निबद्धः**-આપને હાથ જોડી પ્રણામ કરૂં છઉં. **युष्माकं संगवशेन उपजात**. (પ્રાપ્ત થએના) **सुकृतस्य उद्रेक**' (વધારો) **तस्मात् स्फुरत् निर्मलज्ञानं**-તમારા સંગથી પ્રાપ્ત થએલી પુણ્યની અધિકતાથી સ્ફુરાયમાન થએલું નિર્મળ જ્ઞાન **तेन अपास्तः समस्तमोहमहिमा येन सः**-તે જ્ઞાનથી જેનો સઘળો મોહ મહિમા દૂર થયો છે એવો હું. **परे ब्रह्मणि लीये**-પરબ્રહ્મમા લીન થાઉં છઉં.

સાધનો કયા કયા ? વિગેરે ચર્ચાઓ, મતોને અગર સદ્‌ગુરૂને એક બે દિવસ રોકીને કરવી' દ્રવ્યની અને સમયની વિશેષ અનુકુળતા હોય, તો ભાગવત સાંભળવું પ્રમાણ ઉત્સવ પછીનું જીવન રબ્બરના સાપ જેવું રાખવું જગતના ગમે એવા મોટા ઠાઠને, ઠાલા સમજવા બનતા સુધી ક્યાંઈ જમવા જવું નહીં, બનતા સુધી મારે માઠે અવસરે પણ જવું નહીં, અને એકાંતવાસમાં રહી, જપ, શ્રવણ અને વાચનની વૃદ્ધિ કરવી રૂડા પુરૂષો મળી આવે, તો તેમને પધરાવી સમાગમના સુખ લેવા સ્ત્રી પુત્રાદિકોએ પણ, પોતાના અહોભાગ્ય માની, ઘરના સંતને, દરેક અનુકુળતા આપી સેવા કરવી દેહ છોડવા વખત થાય, ત્યારે પણ, ઘણીજ શાંતિ રાખીને કામ લેવું ગીતામાંથી—

देहिनोऽस्मिन् यथा देहे, कौमार यौवन जरा।
तथा देहातरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥
अंतवंत इमे देहा, नित्यस्योक्ता शरीरिण ।
अनाशिनोऽप्रमेयस्य, तस्माद्युध्यस्य भारत ॥
न जायते म्रियते वा कदाचिन्-नाय भूत्वा भविता वा न भूय ।
अजो नित्य शाश्वतोऽय पुराणो, न हन्यते हन्यमाने शरीरे॥
वासासि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥

વિગેરે—આવા સુંદર શ્લોકો, સમજાવવા-પછી જપ તથા કીર્તન 'અમને અંત સમે અલબેલા લેવા આવજો' એ પદ પ્રેમથી ગવરાવજો સાંભળો ગાઈએ—

પદ.

અમને અંત સમે અલબેલા લેવા આવજો રે—અમને અંત સમે૦ ટેક૦
ત્રીકમ નામ તમારૂં પ્યારૂં, પ્રાણ જતા પણ ન કરૂં ન્યારૂં, (૨)
મનહર મંગળ મૂરતિ—મને બતાવજો રે—અમને૦
વિકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટિ કરી કાનાવાલા, (૨)
એવા દીનદયાળ—દયા દરસાવજો રે—અમને૦
વસમી અંતસમયની વેળા, વ્હારે ધાજો વિઠ્ઠલ વ્હેલા—

[ શું કહ્યું ?—ફરી ઉપાડો—અમારે તમારે સૌને વસમી વેળા આવવાની છે અરજી કરી લ્યો— ]

વસમી અંત સમયની વેળા, વ્હારે ધાજો વિઠ્ઠલ વ્હેલા (૨)
પ્રણતપાળનું પહેના પણ—પરખાવજો રે—અમને૦
મરકટ જેવું મન અમારૂં, ત્રીકમ તાન ચુમાવે તમારૂં (૨)
અંતરનું અંધારૂં સદા—શમાવજો રે—અમને૦
દેજો દર્શન જન મન હારી, કરૂણાસાગર કુંજવિહારી, (૨)
શિવશંકર બલિહારી—બાપ બચાવજો રે—અમને૦

મરવા પહેલાં સંસારનો રાગ તોડવા, મરનારે પ્રયત્ન કરવોજ જોઈએ, તેમ સંબંધિઓએ પણ, અનાત્મ પદાર્થોમાં, અગર સંબંધીઓમાં, મરનારનો કાંઇ મોહ જણાતો હોય, તો—'માને છે મારૂં મારૂં—જાગીને જોને,' તે પદ પ્રેમથી લાગે રાગે ગવરાવવું

[આ પદ આ ગ્રન્થમાં છે ]

પછી મરનારને વારંવાર કહેવુ કે—'આ સંસાર કોઇ રીતે સત્ય નથી—ભયંકર જુનાવો ખવરાવનાર છે, આજ તમે, તો કાલ અમે, કોઇને સદાકાળ અહીં રહેવાનું નથી માટે આપની વૃત્તિને સંસારમાંથી ખેંચીને, શ્રીહરિના ચરણમાં રાખજો દ્વારકા, ડાકોર, શ્રીનાથજી વિગેરે સ્થળે, જ્યાં પ્રભુની ગદ્દીવાળી—કમળની લાંબી માળા પહેરનારી—મૂર્તિના દર્શન કર્યા હોય તેમાં ચિત્તને જોડજો,' વિગેરે મુવા પછી મોટી નાત અને મોટા લ્હાણા કરનારા પુત્રાદિ ઘણા છે, પણ માતાપિતાને અંતકાળ વખતે સદ્ગતિના સાધન તૈયાર કરી આપનારા પુત્રાદિ, ઘણાજ થોડા છે

પ્રયાણ ઉત્સવ કરીને પ્રયાણને શણગાર્યું હોય તેમની પાછળ જરાએ રોવુ કુટવુ નહીં તેમને પુષ્પની ચાદર ઓઢાડવી અને ગુલાલ ઉડાડવો 'હરિ હરિ રાધાકૃષ્ણ ગોવિંદ ગોપાલ વાસુદેવ' અથવા નારાયણના નામની ધુન કરતા કરતા, તેમને ધીમે ધીમે, ધૈર્યથી વળાવવા 'તે નખોદને ઝટ ગામ બહાર કાઢો' એવી ઢબથી, શબને ઉપાડીને દોડવુ નહીં'

સાંભળો ઉપલી વાતને વિશેષ સ્ફુટ કરે છે—

**शार्दूलविक्रीडितवृत्त—**

*यावत्स्वस्थमिदं कलेवरगृहं, यावच्च दूरे जरा*
*यावच्चेन्द्रियशक्तिरप्रतिहता, यावत्क्षयो नायुषः ॥*
*आत्मश्रेयसि तावदेव विदुषा, कार्यः प्रयत्नो महान्*
*प्रोद्दीप्ते भवने तु कूपखननं, प्रत्युद्यमः कीदृशः ॥ ८६ ॥*

**અર્થ**—જ્યાસુધી આ શરીર સ્વસ્થ તથા રોગરહિત હોય, વૃદ્ધાવસ્થા દૂર હોય, ઇંદ્રિયોની શક્તિ શિથિલ ન થઈ હોય, અને જ્યાં સુધી આયુષ્ય ક્ષીણ થયું ન હોય, ત્યાસુધી–તેટલા વખતમા, વિદ્વાન્ પુરૂષે, મોટા પ્રયત્નથી, આત્માનુ કલ્યાણ કરી લેવુ જોઈએ ઘર સળગી ઉઠે, ત્યારે કુવો ખોદવાનુ કામ, કેવુ ગણાય ! એટલે વ્યાજબી ન ગણાય. (૮૬)

૮૬ વિવેચન—

સાંભળો છો ? ફરી શ્લોક સાંભળો આ શ્લોકમા કયા કયા શબ્દો ખાસ ધ્યાન ખેંચે એવા છે ? સાંભળો—

(૧) **यावत्** અને **तावत्** પછી ત્રીજી લીટીમા (૨) **महान्**—શબ્દ છે તે પછી (૩) **प्रोद्दीप्ते भवने तु कूपखननं** તેના ખુલાસા સાંભળો

૧ **यावत्**—ધન છે ત્યાસુધીજ વૈભવ છે તેમ આ દેહ સ્વસ્થ છે ત્યાસુધીજ કાંઇ કરી લેવાની સગવડ છે ચકલીમાંથી પાણી આવે તેટલા સમયમા જળના દેગડા ભરી

---

૮૬ પદ-છેદ—**यावत् इदं कलेवरगृहं स्वस्थं**—જ્યાંસુધી આ શરીર સ્વસ્થ હોય (**शरीरम्, अरुजं**—શરીર રોગ રહિત હોય) **च**—અને **यावत् जरा दूरे**—વૃદ્ધાવસ્થા દૂર હોય **च**—અને **यावत् इन्द्रियशक्तिः अप्रतिहता**—જ્યાસુધીમા ઇંદ્રિયોની શક્તિ શિથિલ ન થઇ હોય **यावत् आयुषः क्षयः न**—જ્યાસુધી આયુષ્ય ક્ષીણ ન થયુ હોય **तावत्**—**एव**—તેટલા વખતમા **विदुषा**—વિદ્વાનથી **महान् प्रयत्नः**—મોટો પ્રયત્ન **आत्मश्रेयसि कार्यः**—આત્માના કલ્યાણ માટે કરવો જોઇએ **तु**—પરંતુ **प्रोद्दीप्ते भवने**—ઘર સળગી ઉઠે ત્યારે **कूपखननं प्रति उद्यमः कीदृशः**—કુવો ખોદવાનુ કાર્ય કેવુ ગણાય

લેવાની ચીવટ ગખવી જોઇએ દેહ સ્વસ્થ છે, ત્યાસુધીમા હરિ ભજી લેવાની ચીવટ સૌને હોતી નથી વીરલાને–હજારે એકાદને–હોય છે **અજવાળે દેખાતુ નથી, અંધારે શું કરશો ?'** દીવો મૂકયો છે, છતા અફળાઓ છો, ત્યારે અધારે શુ થશે એટલે શરીર આરોગ્ય છે, ખાવા સુધી ધાન છે, છતા હરિ ભજવા અવકાશ નથી, ત્યારે–પછી કયારે !

(૨) **મહાન્**—આપણે સૌ કલ્યાણ માટે પ્રયત્ન કરીએ છીએ–પણ રોગ મટાડવા ડોકટરની જેટલી પરવા રાખીએ છીએ, તેટલી સતની પરવા રાખતા નથી દવાને માટે જેટલા પૈસા ખરચીએ છીએ, તેટલા પૈસા જ્ઞાન માટે ખરચતા નથી લગ્ન વખતે નવા સોપારી, સારા વસ્ત્રો, અને મીઠા પકવાન અને ભગવાનને અગર ભગવાનના ભકતોને–બ્રાહ્મણોને–સડેલા–પુજાપાના–સોપારી, ટુકા ટુકા ખેળ ભર્યા ધોતીયા પોતીયા, અને જેવુ તેવુ ભોજન તે સબધમા દયારામ ભાઇ કહે છે, તે ભાવથી સાભળો—

૫૬

પ્રભુ તુને પ્રસન્ન તે કેમ થાય ! તારા દિલનુ કપટ નવ જાય
હરિ તુને પ્રસન્ન તે કેમ થાય ! તારા મનનો મેલ ન જાય—પ્રભુ૦
પ્રભુકીર્તન પ્રભુનામ સ્મરણમા, અતીશે આળસ તારે,
ડાચા કૂટ અને પરનિંદામા, આખો દિવસ નવ હારે—પ્રભુ૦
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કપે,
ગપ્પીઓને સોગઠા કૂટતા, આઠે પહોર નવ ઝપે—પ્રભુ૦
હરિનુ ચદન ઘસતા તારૂ, શ્રમથી શરીર બગડે,
ચુડી દડુકો લઈ મરી મશાલો, ભાવે ભાગજ રગડે—પ્રભુ૦
એકાદશી ઓચ્છવના જાગરણ અતિ કઠણ તુને લાગે,
નાટક સિનેમા જોવા માટે, સારી રાતજ જાગે—પ્રભુ૦
હરિના ભક્તને લુખુ સુકુ વેરજ વળગી જાણે,
સગા સબધી પરોણા આવે તેને, પિરસે મિષ્ટ પરાણે—પ્રભુ૦
બે પૈસાની ગુરુ સેવા બનાવે, ત્યારે 'ગણગણ' ગણ તુ ઓસે
ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરાણા, તો હસી મગન થઈ ડોલે—પ્રભુ૦
'આ કરવુ,' 'આ ના કરવુ, એમ અન્યને શિક્ષા દે છે,
તે પ્રમાણે તુ નથી કરતો અનુચિત કર્મ કરે છે—પ્રભુ૦
અતરના છળ અન્ય ન જાણે પણ જાણે અન્તરજામી
એ તો સાચાનો સગી છે દાસ દયાનો સ્વામી—પ્રભુ૦

સાધુ બ્રાહ્મણને પણ તુલસીદાસે ઠપકો આપ્યો છે કે—

દોહરો—રામ ભજન મે આળસુ, ભોજનમે હુશીયાર,
તુલસી એસા મતકુ, બાર બાર ધિક્કાર—સીયા૦

'કલ્યાણની પરવા હોય તો–પ્રભુ પ્રાપ્તિ માટે આપણો પોતાનો પ્રયત્ન કેવો છે, તે આપણે પોતેજ તપાસી લેવો

સતોના ચરિત્રો સાભળીને, અગર વાચીને, તેમના કષ્ટનો વિચાર કરતા શીખવુ હરિ ભજતા મીરાને હરકત પડી ત્યારે તેણીએ, તુલસીદાસજીને પત્ર લખ્યો હતો તેનો

જેવાબ તુલસીદાસજીએ આપ્યો હતો. (જુઓ મોક્ષપત્રિકા-દશમ સ્કંધ પાનું ૧૦૮૮ અને ૧૦૯૦). મિત્રોના પત્ર ઘણા વાંચ્યા. અંતના પત્ર કેટલા વાંચ્યા ?

૩ **प्रोद्दीप्ते भवने तु कूपखननं**—આગ લાગે ત્યારે કુવો ખોદવો, તે નકામું છે તેમ મરવા વખતે અનેક જન્મની અવળી વાસનાઓને વાળવા-સુધારવા પ્રયત્ન કરવો; તે નકામું છે વિદ્યાર્થી આખું વર્ષ રખડે, ને છેલ્લે દિવસે પુસ્તક હાથમાં લે, તે પ્રયત્ન પણ નકામો છે. જેમ એક અઠવાડીયાનું ભોજન એક દિવસે ખાઇ શકાય નહીં; તેમ જન્માન્તરોનો અવળો સ્વભાવ (ખોટી વાસનાઓ,) સહેજમાં સુધરી જાય નહીં પ્રયત્ન નકામો છે; એમ કહીને પ્રયત્ન કરવાની ના કહી નથી. ત્યારે ?-ત્યારે કહેવાનો ભાવ એ છે કે-થોડા કામને થોડો સમય ચાલે, અને મોટા કામ માટે ઘણો સમય જોઇએ છેલ્લે દિવસે વિદ્યાર્થી વાંચવા બેસે; અને જે વાંચ્યું; તેજ અનાયાસે પૂછાય; તો તે પાસ પણ થઇ જાય અંતકાળ વખતે કદિ અજ્ઞાનની ઘેડ ઉખડી જાય, તો અનાયાસે દુઃખનો નાશ પણ થઇ જાય. પ્રભુએ પોતાના દ્વાર અંતકાળ સુધી ઉઘાડા રાખ્યા છે—

**अंतकाले च मामेव, स्मरन् मुक्त्वा कलेवरं ।**
**यः प्रयाति स मद्भावं, याति नास्त्यत्र संशयः ॥५॥** [ગીતા અ. ૮.]

અર્થ—અંતકાળે પણ મારૂં સ્મરણ કરતો કરતો દેહને છોડે, તો તે મારાજ સ્વરૂપને પામે છે. એમાં કોઇ પણ બાબતનો સંશય નથી.

પણ આમ બનવું બહુજ મુશ્કેલ છે. ત્રીજ અને તેરસ એક દિવસે ન હોય, તેમ આખો જન્મારો કોલસા ખાધા હોય, તેને કસ્તુરીના ઘચરકા આવે નહીં. તુલસીદાસ કહે છે કે—

ચોપાઈ—જન્મ જન્મ મુનિ યત્ન કરાહી, અંત રામ કહી આવત નાહિ

દૃષ્ટાંત—એક શેઠ મરવા પડયા, પુત્રોએ ગીતા વંચાવીને રામનામની ધૂન કરાવી સૌ ધૂનમાં મચ્યા, અને શેઠ 'વા'-'વા' કરવા લાગ્યા. પુત્રોએ જાણ્યું કે—બાપાને 'વાસુદેવ કહેવું છે, પણ બોલાતું નથી પુત્રોએ મોટા વૈદ્ય પાસેથી કીમતી દવા લાવીને પાઇ. બાપ બોલ્યા કે—'વાછડો સાવરણી ચાવે છે, પણ તમને ભાન ક્યાં છે!' સૌ ચકિત થયા ક્યાં વાસુદેવ, અને ક્યાં વાછડો! મરવા ટાણે **દેહથી** મરાય, પણ **મનથી** કેમ મરાય! મનથી મરવા માટે, અગાઉથી-નાનપણથી-'હું કોણ ? અને મારૂં કર્તવ્ય શું ?' તેનો વિચાર કરતા શીખવું જોઇએ પ્રાચીન પ્રણાલિકા જુઓને! દ્વિજોને ૮-૯-૧૦ વરસે, ઉપનયન સંસ્કાર આપી, તપ તથા વિદ્યાનો અધિકારી બનાવવામાં આવે છે એટલે 'હું કોણ ?' અને 'મારૂં કર્તવ્ય શું ?' તે જાણી લેવા; બાળકને સગવડ કરી આપવામાં આવે છે

ગમે તે ધંધા કરતા હો, પણ તમારૂં અને તમારા બાળકોનું, કલ્યાણ કરતા રહેજો. 'પછી થઇ રહેશે,' એ વાતને ભુલી જજો આજકાલ હૃદય બંધ પડી જવાનો રોગ વધી પડયો છે ક્યારે અને ક્યાં, જીવ કાયાને છોડીને ચાલતો થશે. તેની ખબર પડે એવું નથી

'અમે નવરા નથી'-'અમારે અવકાશ નથી,' 'no time' આવા પોકાર કરનારા આજકાલ બહુ છે તેમને પૂછીએ—

પદ—ક્યારે તમે પરવારશો ?-આ કાળ તારી કેડે પડયો છે—ટેક૦

દિન દિન ઘણા ગુમાવશો, આ કાળ તારી કેડે પડયો છે—અરે! ક્યારે૦

દુર્યોધન શિરછત્ર ધરાતું, તોએ તૃષ્ણ

ચૌદ ચોકડીનુ રાજ રાવણનું, કાળે નાખ્યો તેને કૂટી—આ કાળ૦ ક્યારે૦
એક મળે તો અનેકની આશા, પરણે તો પુત્રની આશા—આ કાળ૦ ક્યારે૦
પુત્રના પુત્રની વાડી જોવી છે, જોવા છે જૂઠા તમાસા—આ કાળ૦ ક્યારે૦
ગામડાભ્યા ને દેશડાહ્યા થવું છે, ડોળવા છે દુઃખના દરિયા—આ કાળ૦ ક્યારે૦
દામાનુદામ કહે ગુરૂ પરતાપે, શ્રીહરિ છે સુખના સમુદ્ર—આ કાળ૦ ક્યારે૦

'સોયની અણી જેટલી જમીન પાંડવોને નહીં મળે! એમ કહેનારો દુર્યોધન ભુંડે હાલે મરી ગયો. ત્યારે ઉપલા વચન તે કેમ બોલ્યો હશે?—મરણને ભૂલી ગયો હશે.

ઋષિરાજ કહે છે કે— ૫૬.

તારા મનમા જાણે કે-મરવું નથીરે; જેમ પીપળાના પાનને ખરવુ નથીરે—તારા૦
જે ઠેકાણે ઓઢાડી મગળઘાટડીરે, તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડીરે—તારા૦
જે ઠેકાણે વાજા તે રૂડા વાગીયારે, તે ઠેકાણે લેવાશે તારા છાજીયારે—તારા૦
જે ઠેકાણે લખી'તી કંકોતરીરે, તે ઠેકાણે લખાશે કાળોતરીરે—તારા૦
ઋષિરાજના વચન સત્ય જાણજોરે; સત્સગમા આવીને માણજોરે—તારા૦

જરા ઉંડા ઉતરીને જુઓ, તો સંસારનો દાર તદ્દન ભયકર છે સ્વપ્નાના દાર કરતા, અગર નાટકના ગાઠ કરતા પણ-વધારે દુખમય છે. ઉપરથી દેખાય સુખ, અદર દુખના ઢગલા. પીપળાનુ પાન, ઝાડે હતુ, ત્યાસુધી આમતેમ ડોલતુ હતુ, ઝાડેથી તૂટયુ, પછી ક્યા ગયુ, તેનો પત્તો લાગે નહીં, તેમ જીવો, સંસાર વૃક્ષે છે, ત્યા સુધી આમતેમ ડોલે છે; સંસારવૃક્ષેથી તૂટયા, પછી ક્યા ગયા, તેનો પત્તો નથી વિચાર કરી જોજો 'વાચે પણ-નહીં કરે વિચાર; તે સમજે નહીં, સઘળો સાર.'

હવે કહે છે કે જેણે પુરૂપાર્થ કર્યો નહીં, તેમનુ જીવન કેવુ?

नाभ्यस्ता भुवि वादिवृन्ददमनी, विद्या विनीतोचिता
खड्गाग्रैः करिकुम्भपीठदलनैर्–नाकं न नीतं यशः।
कान्ताकोमलपल्लवाधररसः, पीतो न चन्द्रोदये
तारुण्यं गतमेव निष्फलमहो, शून्यालये दीपवत् ॥ ८७ ॥

અર્થ—જે પુરૂષે આ સંસારમાં, નમ્ર પુરૂષોને શોભે એવી, તથા વાદ કરનારાઓના સુમુદાયને જીતી લે એવી, વિદ્યાનો અભ્યાસ કર્યો નહીં; ખડ્ગની ધારથી, હાથીઓના કુંભસ્થળો ફાડીને, સ્વર્ગ સુધી યશને પહોંચાડયો નહીં;

---

૮૭ પદચ્છેદ—भुवि-આ સસારમા विनीतोचिता विद्या-નમ્રને શોભે એવી ઉત્તમ વિદ્યા वादिवृन्ददमनी-વાદિઓના વૃંદને જીતનારી વિદ્યા न अभ्यस्ता-ભણી શકયા નહિ, ભણ્યા નહિ करिकुंभपीठदलनैः खड्गाग्रै-હાથીના કુભ સ્થળને દળી નાખે-ભાગી નાખે એવા ખડગના અગ્રો વડે. यशः नाकं न नीतं-સ્વર્ગ સુધી યશને ન પહોંચાડયો. चन्द्रोदये-ચદ્રની ચાદનીમા. कान्तायाः कोमलपल्लवाधरः तस्य रसः कान्ताकोमलपल्लवाधररसः-પ્યારી સ્ત્રીના પલ્લવ સરખા કોમળ અધરનો રસ न पीतः-પીધો નહિ अहो-અરે. (तस्य) तारुण्यं निष्फलम् गतम् एव-તે પુરૂષની જુવાની જરૂર નિષ્ફળ ગ૦. शून्यालये दीपवत्-ખાલી મકાનમા બળતા દીવાની માફક.

અને ચંદ્રની ચાંદનીમાં પ્યારી સ્ત્રીના પલ્લવ સરખા કોમળ અધરના રસનું પાન કર્યું નહિં; તે પુરૂષની જુવાની, અરે! ખાલી મકાનમાં બળતા દીવાની માફક, નિષ્ફળ ગઈ. (૮૭).

૮૭ વિવેચન—

બ્રાહ્મણ તરીખે સાચી વિદ્યા ભણ્યો નહીં; ક્ષત્રિય તરીખે સ્વર્ગે લઈ જાય એવો યશ પ્રાપ્ત કર્યો નહીં, ગૃહસ્થ તરીખે, સુંદર સ્ત્રીના અધરનું પાન કર્યું નહીં, ત્યારે તે પુરૂષ કેવો! ગટરના કીડા જન્મે અને મરે—એવું તેમનું ક્ષુદ્ર જીવન

આ શ્લોકમા બીજો ભાવ એ છે કે, આનું મારૂ કાંઇ ન મળ્યુ, તોપણ સમાગમા કા પડયા રહ્યો? આવા સુખ નહોતા, ત્યારે તો હરિ ભજ્યા હતા? નવા નવા ભોજન થતા હોય, ત્યા બે દિવસ રોકાવું તે ઠીક, પણ જ્યા સુકા-રોટલા કરડવાના, ત્યા કા પડયો રહ્યો? ખાલી ઘરમા બળતા દીવા જેવું, નિરર્થક જીવન કા ગાળ્યુ?

પદ.

તારો અવસર જાય અભાગીરે! જીવડા! જો જાગી—જો જાગી૦ ટેક.
ચક્ર કરાળ કાળનુ જોને, સૌને શિર છે ભમતુ
જન્મ્યા તેને ઝપટી લેશે, દેહ ધારીને દમતુંરે—જીવડા૦
નિષ્ફળ કર્મ નિરતર કરતા, ખોયુ ઉત્તમ ટાણુ,
ઇશ્વરનુ ઓળખાણ નવ કીધુ, પાથરતાં વાગ્યુ વાણુંરે—જીવડા૦
મત આચાર પ્રભુની સેવા, આદર ન કર્યો એવો
ધિક્ ધિક્ મનુષ્યાદેહ ધર્યો, પણ જીવ જનાવર જેવોરે—જીવડા૦
ધન જોબન દારાના સુખમા, કેફ કરીને સુતો,
પનક એકમા કાળ પકડશે, જાણે જન્મ્યો નહોતોરે—જીવડા૦
જો ચેતે તો ચેતી લેજે, ભલી વખતમા ભાઈ,
છોટમ કહે શુદ્ધ ભાવ ધરીને, લેજો હરિ ગુણ ગાઈરે—જીવડા૦

છોટમ એમ પણ બોલ્યા છે કે— પદ.

ધીમેથા અને પ્રેમથી ઉપા-જો—

જુગમા તે જન્મીને શુ કર્યું? ઓળખ્યા નહિ અવિનાશજી!
જુગમા ખોયુ રે તે જીવડા! કરે કાળ પોકારજી—જુગમા૦
દાન દયા સત્ય શાનતા, એવું ના આવ્યુ ઉરજી
જુગમા કરતાને કળ્યા નહિં, ક્રમ કીધા તે ક્રૂરજી—જુગમા૦
કીટ ઉપજેરે વર્ષાકાળમા, ઉપજે તેમ લય થાયજી,
એમ પ્રભુને ભજ્યા વિના, જમને ઘેર જીવ જાયજી—જુગમા૦
ધિક્ ધિક્ તારારે ધર્મને, મનમા પાપના મૂળજી,
શુદ્ધ વિચાર આવ્યા નહિ, જીવન કીધુ તે ધૂળજી—જુગમા૦
સાચુ કાંઈ નવ સુઝ્યુ, કીધા કુડેરા કામજી
છોટમ પ્રભુજી એક સત્ય છે, ખોટા સૌ ધન ધામજી—જુગમા૦

દીવાળીને દહાડે, ગોકળીયે ઘેશ ખાધી સોના રૂપાની થાળીમા રાખ ભરી વિચાર કરી જોજો હજી બાજી હાથમા છે,

વસ્તુ તેની તે, પણ અધિકારી તેવો તેનો ઉપયોગ –

इंद्रवंशावृत्तम्—

ज्ञानं सतां मानमदादिनाशनम्,
केषांचिदेतन्मदमानकारणम् ॥
स्थानं विविक्तं, यमिनां विमुक्तये,
कामातुराणा-मतिकामकारणम् ॥ ८८ ॥

અર્થ—એકાંતવાસ યોગી પુરૂષોની મુક્તિ માટે છે, અને કામી પુરૂષોને વિષયસુખ ભોગવવાની સગવડ કરી આપે એવો છે એટલે-ભવબંધ કરી આપે એવો છે. તે પ્રમાણે સત્પુરૂષો વિદ્યા અગર જ્ઞાનથી, પોતાના માન, મદ વિગેરેનો નાશ કરે છે, અને કેટલાએક (દુર્જનો) વિદ્યાથી, અગર જ્ઞાનથી, મદ અને માનનો વિકાસ કરે છે-વૃદ્ધિ કરે છે-મદ માનને પુષ્ટ કરે છે. (૮૮).

૮૮ વિવેચન—

'વેદો બ્રાહ્મણને કેમ આપ્યા ?' એમ કેટલાએક શંકા કરે છે, પણ અધિકાર ભેદનો વિચાર કરે, ત્યારે તેમની શંકા કાંઇક શિથિલ થાય બધા બ્રાહ્મણો વેદવિદ્યાને સાચવી શકતા નથી. બ્રાહ્મણોમાં પણ, જેઓ અધિકારી હોય છે, તેઓજ વેદવિદ્યાને સાચવી શકે છે બ્રાહ્મણ એટલે-અત્યારે જ્યાં ત્યાં-ગમે તે ધંધામાં-રવડતા દેખાય છે, તે બ્રાહ્મણોની આ વાત નથી સ્વચ્છંદે હોટલમાં રહેતા અગર હોટલમાં જતા આવતા, નાટકસીનેમામાં રખડતા, અગર કોટ પાટલુન પહેરીને વટલી ગએના જેવા જે દેખાય છે, તે બ્રાહ્મણોની આ વાત નથી છાશમાં જેમ પરાશ દાણામાં જેમ કાંકરા, તેમ બ્રાહ્મણોમાં આ નાસ્તીક બ્રાહ્મણો સમજવા ઉપનયન સંસ્કાર, પછી નિયમસર સંધ્યાવંદનાદિ ક્રિયાઓ તથા આચાર વિચાર-વેદના અધિકારના પ્રથમ પગથીયાં છે પ્રથમ પગથીએ જે ચડે નહિં, તે હવેલીમાં કેમ દાખલ થઈ શકે ?

અધિકાર—હથીયાર સારાં પણ અધિકાર ભેદે અપાય એટલા માટેજ હિંદુશાસ્ત્રોએ અધિકાર ભેદને ક્રિયાનું મુખ્ય અંગ માન્યું છે નિશાળોમાં પણ અધિકાર ભેદ મેટ્રીક પાસ થાય, તેજ કોલેજમાં આવે પહેલા ધોરણમાં પાસ થાય, તેજ બીજા ધોરણમાં બેસે

૮૮ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **विविक्त स्थान**-એકાંતવાસ **यमिनां विमुक्त्ये**-યોગી પુરૂષોની મુક્તિ માટે છે **कामातुराणा**-કામી પુરૂષોને **अतिकामकारणम्**-વિષય ભોગવવા માટે અત્યંત ઉપયોગી એટલે ભવનું બંધન કરી આપે એવો (એકાંત વાસ) છે (તે પ્રમાણે) **ज्ञान**-જ્ઞાન અગર વિદ્યા **सतां मानमदादिनाशनं**-સજ્જન પુરૂષોને (પોતાના) માન, મદ વિગેરેના નાશ માટે છે એટલે-સજ્જન પુરૂષો, તે જ્ઞાનના સાધન વડે પોતાના માન મદ વિગેરે દોષોનો નાશ કરે છે **एतत्**-એ જ્ઞાન **केषांचित्**-કેટલાએક મનુષ્યોને **मदमानकारणम्**-મદ અને માનનું કારણ થઈ પડે છે

'સેંભાગ્યે સન્યાસીઓએ અને સ્વચ્છંદી પરમહંસોએ, અધિકાર ભેદની મર્યાદા તોડીને, જેને તેને વેદાંતનો બોધ કરવા માડ્યો. સ્વામીજી પંચદશી વાંચે-ગીતા વાંચે-બ્રહ્મસૂત્ર વાંચે; અને સાંભળનાર કોણ ?-કે જેમને જ્ઞાનેંદ્રિયો કઇ ? અને કર્મેન્દ્રિયો કઇ ? તેનું જ્ઞાન પણ નથી; એવા મનુષ્યો. વિચાર કરતા સમજણ પડે, એવી આ ભૂલછે. વેદાંતનું શિક્ષણ લેનારાઓએ પ્રથમ પંચીકરણ વાંચવું જોઇએ. સ્વામીજી પાતંજલયોગદર્શન વાંચે, કોળીઓ અને ઢોળીઓ જેવા, અજ્ઞાની પુરૂષો દોડાદોડ કરે. કોઇએ પૂછ્યુ કે-ત્યા શુ વંચાય છે ? ત્યારે ત્યા જનારાબોલ્યાં કે-"અમે તો કાંઈ સમજતા નથી; પણ સ્વામીજી કાંઇક યોગનું માથું કૂટે છે; વિગેરે." કામક્રોધાદિ તજવા જોઇએ. જીહ્વાસ્વાદના શુભુરોપને જાણી લઇને, જે મળે તે ખાતા શીખવું જોઇએ. કડવા વચન સાંભળતા શીખવુ જોઇએ; આવું આવું કાંઇક પ્રાથમીક શિક્ષણ લીધા પછી, પંચદશી, ગીતા વિગેરે સંભળાય; તે ઠીક. બાળકને માતા પિતામાં, સ્ત્રીને પતિમા, અને શિષ્યને ગુરૂમા, અનન્યભાવ જેથી કાંઈ વસ્તુ પ્રાપ્ત ન થઈ હોય; તેમને ગીતાના અનન્ય ભાવની વાત, શો ફાયદો કરી શકે ' કાંઇ નહીં.

શ્રોતાનો અધિકાર, તેમ વક્તાનો પણ અધિકાર જોઇએ. મદભર્યો વિદ્વાન્ વિદ્યાના ઘમંડમા અર્થના કરતા અનર્થ વધારે કરે.

દૃષ્ટાંત—દક્ષીણના પ્રતિષ્ઠાનપુરનો કોઇ પંડિત, ફરતો ફરતો ભોજની સભામા આવ્યો. તે ઘણો વિદ્વાન્ હતો, એટલુંજ નહીં, પણ ઘણો અભિમાની હતો અભિમાનના પ્રમાણમા, આડંબરી પણ તેટલોજ હતો. તેણે કાળિદાસાદિ તમામ પંડિતોને વાદમાં હરાવ્યા. આ જીતથી તેનો ગર્વ વધી પડ્યો. ભોજરાજા તેની વિદ્યા જોઇને રાજી થયો, પણ તેનો ગર્વ જોઈને ઘણો ખિન્ન થયો. તેણે વિચાર કર્યો કે-'હું દંડધર છઉં. આ પંડિતને વિદ્યા માટે, મારે જેમ માન આપવું જોઇએ, તેમ ગર્વ માટે, મારે તેને દંડ આપવો જોઇએ. કોઇ પણ પ્રકારે વિદ્વાન્ બ્રાહ્મણને વાદમા હરાવવો, તેજ તેનો દંડ' આવી ચિંતામા રાજા ભોજ, પોતાના નગરમા એક વખત ફરતો હતો તે વખતે તેણે ગાંગાતેલીને જોયો. તે એક આંખે કાણો હતો. તો પણ રંગે રૂડો, અને કદાવર હતો. વળી ખોડ તેની જોડ નહીં. રાજાએ તેને બોલાવીને કહ્યું કે-' તારૂં કામ પડ્યુ છે. નવીન પંડિત આપણી બ્રહ્મસભાને જીતીને જાય છે, તેને તું કોઇ રીતે જીતી શકીશ ?' આ સાંભળી ગાંગાએ મનમા વિચાર કર્યો કે-'જીત્યા તો જગબહાદુર, અને હાર્યા-તો ઘાંચી છઇએ આપણું શુ જવાનું છે ?' એમ વિચાર કરીને તે બોલ્યો કે-" ઓહો ' એમા શુ ' ફાવાદાવા અને અટાપટા કરવામા હુ કુશળ છઉં."

રાજા—'ઠીક-બોલાવુ, ત્યારે આવજે.' તે પછી રાજાએ કાળીદાસાદિ મૂખ્ય મૂખ્ય પંડિતોને ખાનગીમા બોલાવીને કહ્યું કે-'આ નવીન પંડિત બહુ ગર્વ ભર્યો છે તેનો ગર્વ કોઇ રીતે ખંડન થવો જોઇએ તે માટે ગાંગા ઘાંચીને, તેની સાથે વાદ કરવા લાવવાનો, મે વિચાર રાખ્યો છે. તે તેને પહોચે એવો પાજી છે' આ સાંભળી પંડિતો રાજી થયા એટલે રાજાએ આગળ ચલાવ્યુ કે-'આવતા સોમવારે તમે ગાંગા ઘાંચીને સભામા લાવજ્યો. તે બાબતમા જેટલો કરવો ઘટે, તેટલો આડંબર જરૂર કરજ્યો.'

'ઠીક' કહીને પંડિતોએ રજા લીધી સોમવારે ગાંગા તેલીને, મોટા પંડિતનો વેશ પહેરાવીને, અને પાલખીમા બેસાડીને, પંડિતો ધામધૂમથી બ્રહ્મસભામા લાવ્યા તેનો ઠમાક જોઇને, નવીન પંડિત અંજાઇ ગયો તેણે ભોજને પૂછ્યુ કે-'આ કોણ છે ?'

ભોજ—આ પડિતોનો આચાર્ય છે બહુ કામ હોય, ત્યારેજ તે સભામા પધારે છે.' આપ તેમને વાદમા જીતો, તો હુ રાજી થઇશ ''

આ સાભળી નવીન પડિતે મનમા વિચાર કર્યો કે–'આ કોઇ મહાન્ પડિત જણાય છે; તેથી તેની સાથે વાણીવાદ ન કરવો, પણ તેને સમસ્યામા તત્ત્વજ્ઞાનની વિદ્યાથી હરાવવો' શુ થાય છે ? તે જોવા માટે, બ્રહ્મસભા અને રાજાભોજ સૌ શાત થઇને બેઠા હતા તે વખતે નવીન પડિતે ગાગા તેલી સામે–ગાગાપડિત સામે, એક આગળી ઉચી કરી તેના જવાબમા ગાગા પડિતે બે આગળી ઉચી કરી ગાગાના જવાબથી, નવીન પડિત ગભરાઇ ગયો તો પણ તેણે પોતાની પાચ આગળીઓ ઉંચી કરીને, બીજો પ્રશ્ન કર્યો ગાગે તેના જવાબમા મુઠી વાળીને, પોતાનો હાથ ઉચો કર્યો 'બસ ! બસ ! હુ હાર્યો ' હવે મારે કાઇ પૂછવુજ નથી ' એમ કહીને, નવીન પડિત ઉભો થઇ ચાલતો થયો સભાના પડિતો કાંઈ સમજ્યા નહીં, તોપણ હરહર મહાદેવની ગર્જના કરીને, ચાલતા થયા રાજાએ ગાગાતેલીને તથા નવીન પડિતને રોક્યા ગાગાને રાજસભામા બેસાડી, ભોજરાજા નવીન પડિતને પોતાના ખાનગી ઓરડામા લઇ ગયો આસન ઉપર પડિતરાજને બેસાડીને, રાજા ભોજે હાથ જોડીને, તેમને પૂછ્યુ કે–'આપની સમસ્યામા હુ કાંઈ સમજ્યો નથી કૃપા કરીને મને ખુલાસો કરો.'

પડિતરાજ—મે તમારા પડિત સામે, એક આગળી ઉચી કરીને, સૂચવ્યુ કે–'શિવ તત્ત્વ એકજ છે' તેના જવાબમા તેણે બે આગળી ઉચી કરીને, મને સૂચવ્યુ કે–'શિવ અને શક્તિ બે તત્ત્વો છે તે બેઉ અનાદિ તત્ત્વ છે' તે સૂચન મને બરાબર લાગ્યુ કારણકે એક તત્ત્વ નિષ્ક્રિય છે—નકામુ છે બે તત્ત્વો હોય, તોજ સસાર ચક્ર ચાલે પછી પાચ આગળી ઉંચી કરીને મે સૂચવ્યું કે–'એકને બદલે બે તત્ત્વો લ્યો, પણ તેને પાચ જ્ઞાનેંદ્રિયોથીજ પમાય' તેના જવાબમા તેણે મુઠી વાળીને, હાથ ઉંચો કરીને મને સૂચવ્યુ કે–'પાચ જ્ઞાનેદ્રિયો શિવ તત્ત્વને મેળવી આપે એવી–સમર્થ છે, તો પણ તે સયમી હોય, તોજ—નહીં તો નહીં' આ જવાબથી હુ ઘણોજ હારી ગયો વિશેષ પ્રશ્ન કરવાની તાકાદ મારામા રહી નહીં ''

રાજા—આપ તો જ્ઞાની છો–આપ હાર્યાજ નથી લ્યો આ શિરપાવ'

એમ કહીને સારો શિરપાવ આપીને, ભોજે પડિતરાજને વિદાય કર્યા પછી રાજાએ ગાગા ઘાચીને પોતાની પાસે બોલાવીને પૂછ્યુ કે–'તમે શી સમસ્યા કરી ? તે હુ કાઇ સમજ્યો નથી, માટે મને કહે

ગાગો—એક આગળી ઉંચી કરીને તેણે મને દબાવવા માડ્યુ કે–'હુ તારી (બાકી છે તે) એક આખ ફોડી નાખીશ' મે જરા પણ દબાયા વિના, બે આગળી ઉંચી કરીને, તેને ડરાવ્યો કે–'હુ તારી બે આખ ફોડી નાખીશ' પછી તેણે પાચ આગળીઓ ઉંચી કરીને, મને તમાચો બતાવ્યો તેના જવાબમા મારા જમણા હાથની મૂઠી વાળીને, મે હાથ ઉંચો કર્યો એટલે મે તેને સૂચવ્યુ કે–'તું મને તમાચો મારીશ, તો હુ તને ઢીકા–ગડદા–મારીશ હું કાઇ કમ નથી આ તો ધારાનગરીનો ગાગો–લીધો સેવાશે નહીં, વિગેરે' આ સાભળી રાજાએ ગાગાને પણ સિરપાવ આપી રવાના કર્યો પણ–પછી રાજા ખૂબ હસ્યો

•આડબરનો નાશ આડબરથીજ થાય ગર્વ વાળી વિદ્યાના પાયા કાચા છે; અને ગર્વ વિનાની વિદ્યાના પાયા પાકા છે જેમ દુધમા જરા છાશ પડતા, દૂધ પોતાપણુ તજી

છે, તેમ વિદ્યામાં જ્યારે ગર્વ પ્રકટે, ત્યારે વિદ્યા અવિદ્યા બની જાય જેમ દીવો પ્રકાશ અને મેશ બેઉ ઉત્પન્ન કરે, તેમ વિદ્યા મુક્તિ અને મદ બેઉ ઉત્પન્ન કરે વધારે પ્રકાશની જેમને જરૂર હોય, તે પોતાની ચીમની લુછતા રહે, અને વાટ કાપતા રહે, તેમ મુક્તિની જેમને જરૂર હોય, તેમણે મદને લુછતા રહેવું અને માનને કાપતા રહેવું

મુક્તિ માટે એકાન્ત–કુટુંબકબીલામાં કુટાતા ગમારીઓ, અને મોટા મઠ, મંદિરો, કથાવાર્તા અને એવી જ બીજી ધમાલોમાં ધમાતા સાધુસંન્યાસીઓ, મુક્તિ માટે એકાન્ત મેળવી શકતા નથી તેઓ એકાન્તથી હમેશા દૂર વસે છે જેમ મોટા અમલદારોને પોતાના કાર્યોનો શાંતિથી વિચાર કરવા માટે, એકાંત તેમ મુક્તિના ચાહકોને, શાસ્ત્રોના અને અનુભવોના ઉપદેશોનો, વિચાર કરવા માટે–એકાન્ત નદીના નિર્જન કાંઠા, નિર્જન ટેકરીઓ, ગામથી દૂર આવેલા મંદિરો, રાત્રીએ બાર પછીનો સમય, વિગેરે, એકાન્ત અનુભવવા જેવા છે

**વિષયસુખ માટે એકાંત**—રાજા ભોજે એક વખત પ્રશ્નમાળામાં કાળીદાસને પૂછયું કે—

**मनोमहिलाविषयादितातः, कामस्य सत्यं जनकः पदेच ।**

તેના જવાબમાં કાળીદાસે કહ્યું કે—

**एकांतमेवैवमवेहि राजन्, सर्वेऽपि तेनैव विना व्यलीकाः ॥**

અર્થ—'હે કવિ ! કામવૃત્તિને ઉત્પન્ન કરનારા મન, સ્ત્રી, શબ્દાદિ વિષયો આદિ અનેક, તેના તાત કહેવાય છે પરંતુ કામવૃત્તિને તત્કાળ પ્રગટાવનાર ખરો પિતા કોણ છે ? તેના જવાબમાં કાળીદાસે કહ્યું કે– હે રાજન્ ! એકાંતજ કામવૃત્તિનો મુખ્ય પિતા છે એકાંત વિના અન્ય સર્વ સાધનો નકામા છે '

શાણા પુરુષોએ અને શાણી બહેનોએ, આ મહામંત્રનો પાઠ કરવો જ્યાં એકલા પુરુષ જ રહેતા હોય, એવા ઘર, અગર મઠ અગર મંદિરમાં પેસતા, બહેનોએ વિચાર કરવો

વસ્તારી કુટુંબોમાં કામકાજ ઘણું પણ નવરા પરણેલા સ્ત્રી પુરુષોના શરીર સારા મરણકે વિષય સુખમાં ઘસાઇ મરવાની સગવડ ઘણીજ ઓછી જ્યાં સ્ત્રી અને પુરુષ એકલા, ત્યાં વિષયસુખમાં ઘસાઇ મરવાની સગવડ ઘણી સગવડ મળી કે—જ્ય લાચાર–પરવશ–પામર પોતાની સ્ત્રી આટલી ભયંકર છે, ત્યારે પરદારા ભયંકર હોય તેમાં નવાઇ નહીં

હવે સંસારની વિચિત્રતાનું વર્ણન કરે છે—

**शिखरिणीवृत्तम्—**

**क्वचिद्वीणावादः, क्वचिदपि च हाहेति रुदितं ।**
**क्वचिन्नारी रम्या, क्वचिदपि जराजर्जरवपुः ॥**
**क्वचिद्विद्वद्गोष्ठी, क्वचिदपि सुरामत्तकलहः ।**
**न जाने संसारः, किममृतमयः किं विषमयः ॥ ८९ ॥**

---

૮૯ પદચ્છેદ—**क्वचित्**–કોઇ ઠેકાણે **वीणावादः**–વીણા વાગી રહી છે **क्वचित् अपि**–વળી કોઈ ઠેકાણે **हाहा इति रुदितं**–હાયહાયના રૂદન થાય છે **क्वचित्**–કોઇ ઠેકાણે **रम्या नारी**–મનોહર સ્ત્રી છે **क्वचित् अपि**–વળી કોઈ ઠેકાણે **जराजर्जरवपुः**–ઘડપણથી શિથિલ થઈ ગએલા અંગવાળી સ્ત્રી છે **क्वचित् विद्वद्गोष्ठी**–કોઇ ઠેકાણે વિદ્વાન

અર્થ—સસારમા કોઈ ઠેકાણે વીણા વાગી રહી છે, અને કોઈ ઠેકાણે હાયહાયના રૂદન થાય છે કોઇ ઠેકાણે મનોહર સ્ત્રી હોય છે, અને કોઈ ઠેકાણે ઘડપણથી શીથીલ થઈ ગએલા અગવાળી સ્ત્રી હોય છે કોઈ ઠેકાણે વિદ્વાનોની વાતો-જ્ઞાન ચર્ચાઓ-થાય છે, અને કોઇ ઠેકાણે મદિરાપાન કરનારા ગાડાઓનો કજીયો થઈ રહે છે તેથી આ સસાર તે અમૃતમય છે ? કે વિષમય છે ? તે હુ જાણતો નથી (૮૯)

૮૮ વિવેચન—

જે જકશન સ્ટેશનમા, મુસાફરોને બે ત્રણ કલાક પડયા રહેવુ પડે, ત્યા મુસાફરો સૌ સૌનો દાબડો ઉઘાડી ભાતુ ખાય કોઈ લાડુ, કોઇ પુરી, તો કોઈ ચેવડો, કોઇ ગાઠીયા વિગેરે જે પોતાના ડબ્બામા હોય, તે ખાય તેમ આ સસારમા કર્મના ડબ્બા ઉઘાડી, સૌ પોતાના કર્માનુસાર સુખદુ ખ ભોગવે પુરૂષારથ કરવાની ના નથી કરવોજ જોઇએ, પણ કરેલા કર્મ કોઈ કોઇ વખત, પુરૂપારથને પાડી નાખે છે, એ વાત યાદ રાખવી

સસાર એક અને રગ અનેક-તેમ આપણે એક અને આપણા રગ અનેક સસારને સમજી લઇને, સુખદુ ખમા લોભાયા વિના પ્રાપ્ત કર્તવ્ય કરે જવુ ખાનદાન વ્હેનો કજાડી સાસરીમા અનેક દુ ખ વેઠે છે સાત સિહણ વચ્ચે જાણે એક બગલી તોપણ-જાણે છે કે-બે પાચ વરસે નણદ સાસરે ચાલી જશે સાસુ સમય થતા સ્મશાને જઇને સુશે, અને પછી ઘર આપણુજ છે ધીરજના ફળ મીઠા

જો સસાર એવોજ હોય, તો શુ કરવુ ?

शार्दूलविक्रीडितवृत्तम् —

जीर्णा एव मनोरथा स्वहृदये, यातं जरां यौवनं ।
हन्तांगेपु गुणाश्च वन्ध्यफलतां, याता गुणज्ञैर्विना ॥
किं युक्तं सहसाऽभ्युपैति बलवान्, काल कृतान्तोऽक्षमी ।
हा ज्ञातं स्मरशासनांघ्रियुगलं, मुक्त्वाऽस्ति नान्या गतिः ॥९०॥

---

પુરૂષોની વાતો છે क्वचित् अपि-વળી કોઇ ઠેકાણે सुरामत्तकलह -મદિરાપાન કરવાથી ગાડા થએલાનો કજીયો થઇ રહ્યો છે ससार किम् अमृतमय किं विषमय -આ સસાર તે અમૃતમય છે કે વિષમય છે (तद् अहम्) न जाने-તે હું જાણતો નથી

૯૦ પદચ્છેદ—मनोरथा -મનોરથો, તૃષ્ણાઓ स्वहृदये जीर्णा एव-પોતાના હૃદયમા જીર્ણ થઈ ગયા છે अङ्गेपु यौवन जरां यात-અવયવોમાથી જુવાની ચાલી ગઈ અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ हन्त-ખેદ સાથે કહેવુ પડે છે કે-અહો गुणज्ञै विना-ગુણોના જાણનારા પુરૂષોને અભાવે गुणा वन्ध्यफलता याता -શૌર્ય, વિદ્યા, સગીત વિગેરે ગુણો નિષ્ફળ નિવડયા-સસારમા યોગ્ય ફળ લઇ શકયા નહીં એટલે ગુણોની કદર કરનારા મળ્યા નહીં बलवान्, कृतान्त अक्षमी इति काल -બળવાન નાશ કરનાર તથા કોઇને ટકવા ન દે તેવો કાળ सहसा अभ्युपैति (अभि+उप+एति) ત્વરાથી ચાલ્યો આવે છે किं युक्त-માટે હવે શુ કરવુ જોઇએ हा ज्ञातं-શુ કરવુ જોઇએ તે પણ જાણ્યુ स्मरं शास्ति इति स्मरशासन तस्य अंघ्रियुगल-સદાશિવના ચરણકમળને मुक्त्वा-છોડીને अन्या गति न अस्ति-બીજી કોઈ ગતિ નથી-એટલે કરવા યોગ્ય એ જ છે

અર્થ—મનોરથો હૃદયમાં જીર્ણ થઇ ગયા જુવાની પણ ચાલી ગઈ. વળી ખેદ સાથે કહેવું પડે છે કે–શૌર્ય, વિદ્યા, સંગીત વિગેરે ગુણો મારામા છે; પણ તે ગુણોની કદર કરનારાઓને અભાવે, તે ગુણો પણ, નિષ્ફળ નીવડ્યા છે. [ હજી આ પ્રમાણે ઉન્નતિ માટે વિચાર ચાલે છે ત્યાં–] બળવાન્, નાશ કરનાર, અને કોઇને ટકવા ન દે ( જીવવા ન દે ) એવો, તથા કોઇનો અટકાવ્યો ન અટકે એવો--કાળ, પણ ત્વરાથી ચાલ્યો આવે છે આવે સમયે મારે શું કરવું જોઇએ ! શું કરવું ? તે પણ જાણ્યું છે કે–સદાશિવના ચરણકમળ છોડીને, બીજી કોઈ ગતિ નથી–એટલે બીજું કાંઈ કરવા જેવું નથી. (૯૦)

૯૦ વિવેચન—

દોહરો—જળના મોજાં જળ વિષે, ઉઠી જેમ સમાય,
તેમ મનોરથ ગરીબના, અંતરમાં લય થાય

માત્ર ગરીબ જ નહીં, ધનવાનો પણ ખરા ગજાના ઘણા મનોરથો એમને એમ રહ્યા દુર્યોધન લાકડા થઇને–આશાભર્યો–કુટાણો

મનોરથો સફળ થયા નહીં, અને જે કરવા જેવુ હતું, તે થયુ નહીં–રહી ગયુ–એ ભાવ

જુવાનીનો સંતોષપૂર્વક લાભ લીધો નહીં, ત્યાં ઘડપણ આવી પહોચ્યુ, અને કરવાનું હતુ તે રહી ગયુ

શૌર્ય–સંગીત વિગેરે ગુણો પ્રાપ્ત થયા, પણ તેની કદર કરનારા મળ્યા નહીં. એટલે તે પરિશ્રમ વ્યર્થ ગયો, અને જે કરવાનું હતુ તે રહી ગયુ

કેમ રહી ગયુ ?—કાળ આવી પહોચ્યો

**અક્ષમી**—કોઇને આ સંસારમા ટકવા ન દે એવો કાળ આ (મરણરૂપી) અટલ સિદ્ધાંત છે, તોપણ મડદા બાળનારા કાધીયા, પોતાના મરણનો વિચાર જરા પણ કરે નહીં આ (મરણરૂપી) અટલ સિદ્ધાંત છે, તો પણ અનેકની સાથે કજીયા કરવા ગમે, આ (મરણરૂપી) અટલ સિદ્ધાત છે, તો પણ અહમમની ગાંઠો ઢીલી કરવી ગમે નહીં, આ (મરણરૂપી) અટલ સિદ્ધાત છે, તો પણ પોતાના કલ્યાણ માટે, બે પાઈ પણ વાપરતી ગમે નહીં તેજુરીએ દીધેના તાળા ઉઘાડવા, પાછા આવવુ નથી, તો પણ તેજુરીમાથી રખે કાંઇ વપરાઈ જશે, તેનો ભય લાગે છે સદા અહીં રહેવુ નથી, અને જ્યા જવુ છે, ત્યાથી પાછા આવવુ નથી, તોપણ ભગવાન ભજવા ગમતા નથી પોળમા મોટો સાંઢ દોડયો આવતો હોય, ત્યારે પોળની વચ્ચમા બેસી રહેવુ તે જેમ ગાંડપણુ છે, તેમ–૪૦–૫૦ કે ૬૦ થયા, નમતા સૂર્ય થયા–ટાઢો પહોર થયો, વાળ ધોળા થયા, અને દાંત પડી ગયા દોડયા આવતા કાળના ભણકારા સાંભળ્યા, તો પણ સંસાર વચ્ચે બેસી રહેવુ, તે ગાંડપણ છે દયારામભાઈ બોલ્યા છે કે–‘ અલ્યા અંત આવશે, ને હરિ ક્યારે કહીશ ? ચેત ચેત નહિ તો પસ્તાઇશ, મરણ નહીં આવે કાનમા કહીને, થાશે અંધારૂં ઓચિંતુ દઇને વિગેરે.’

શ્રુતિસ્મૃતિઓની બાદબાકી કરતા કરતા જેમ ૐ રહે, તેમ સંસારના અનેક કાર્યોની બાદબાકી કરતા કરતા, અંતે ‘ શ્રી હરિને ભજવા ’ એ શેષ રહે

ન બાદબાકીના હિસાબ ક્યા જોયા ? યાદ છે ? યાદ ન હોય, તો સાંભળો—ભયંકર મંદવાડ આવે; ત્યારે આસપાસથી સૌ માંદાને કહેવા લાગે કે–‘ ધધાની વાત પડી મેલો;

ઘરબારમાં મમતા ન રાખો; સગાસંબંધી બધાં જુઠાં છે. એટલે-કોઇ કામનું નથી—ત્યારે બધાએ બાદ. કરવાનું માત્ર હરિસ્મરણ.

અવળું દેખાય છે; તે અટકવું જોઈએ— **शिखरिणीवृत्तम्**—

> **तृषा शुष्यत्यास्ये, पिबति सलिलं स्वादु सुरभि ।**
> **क्षुधार्तः सन् शालीन्, कवलयति शाकादिवलितान् ।**
> **प्रदीप्ते रागाग्नौ, सुदृढतरमाश्लिष्यति वधूं ।**
> **प्रतीकारो व्याधेः, सुखमिति विपर्यस्यति जनः ॥ ९१ ॥**

**અર્થ—તૃષાથી મુખ સુકાતું હોય; ત્યારે મનુષ્ય મધુર અને સુગંધી જળ (મદિરા આગર સરબત-સોડા વિગેરે) નું પાન કરે છે. ભૂખ લાગે છે ત્યારે-શાક તથા તીખા તમતમા મશાલાઓ સાથે ભાતનું ભોજન કરે છે. સ્નેહરૂપી અગ્નિ પ્રદીપ્ત થાય છે; ત્યારે સ્ત્રીને પ્રેમથી ભેટે છે. આ પ્રમાણે વ્યાધિ ઉત્પન્ન થવામાં જે જે કારણો છે; તે કારણોને વિપરીત બુદ્ધિને પરિણામે, મનુષ્ય સુખરૂપ માને છે. ઔષધરૂપ માને છે. (૯૧).**

૯૧ વિવેચન—

મીંદડું કાઢતાં ઉંટ પેઠું—

પદ—રાગ—ઝુલણા.

દુઃખથી છૂટવા, દેહ છેલ્લો ધર્યો; વાત ભૂલાય તે અન્ન ભાવે;
કામ ને ક્રોધ ને લોભના પાશમાં, દુઃખ છે તોય આનંદ આવે,
પાપના કર્મ બંધાય છે એવડા, હાય હૈયું વહ્યું જાય હેઠું.
ઉદયને ઇચ્છતા અસ્ત આવી ગયો, મીંદડું કાઢતા ઉંટ પેઠું. ૧
ધર્મને કર્મને કોઇ સમજે નહીં, નીતિની રીતથી અન્ન જેવા;
દેશ બદલી ગયો, વેશ બદલી ગયો, કોઇ કરતા નથી દેવ સેવા;
સુધારવા જાય, પણ બગડતા જાય છે, એકબીજા તણું ખાય એઠું.
હાય માઠી દશા દેશની થાય છે, મીંદડું કાઢતા ઉંટ પેઠું. ૨
શાસ્ત્રની વાતને સાભળે છે કોણ, કોણ અભ્યાસનો ભેદ જાણે;
શું સદાચાર તે વાત સમજે નહિં, રાગ ને રંગમાં ખૂબ માણે;
ઉપર શુભ દેખીએ, માહિં દુર્ગંધ છે, છંદમાં છાબડું છેક એઠું;
ડુંગળી ખાસડાં બેઉ ખમવાં પડે, મીંદડું કાઢતાં ઉંટ પેઠું. [કેશવકૃતિ.] ૩

૯૧ પદચ્છેદ—**आस्ये तृषा शुष्यति सति**-તૃષાથી મુખ સુકાતું હોય ત્યારે. **स्वादु सुरभि इति सलिलं पिबति**-મનુષ્ય મીઠું અને સુગંધીદાર જળ (મદિરા શરબત વિગેરે) પીએ છે. **क्षुधार्तः सन्**-જ્યારે તેને ભૂખ લાગે છે ત્યારે. **शाक आदि येषु ते शाकादयः तैः वलिताः (युक्ताः) तान् शालीन्** શાક વિગેરે મશાલાથી યુક્ત એવા ભાતનું. **कवलयति**-ભોજન કરે છે. **रागाग्नौ प्रदीप्ते**-સ્ત્રીના સંગની આતુરતા થતાં. **सुदृढतरं** ભારી રીતે-સ્નેહથી. **वधूं**-સ્ત્રીને **आश्लिष्यति**-ભેટે છે. **व्याधेः प्रतीकारः सुखम् इति**-રોગ માટે દવા સુખ...

અવગુજ લાગે-બધા એવા નથી-તોપણ જુવાન દીકરાદીકરીને માબાપ કહે, તે અવગુજ લાગે વહુને માસુ કહે, તે અવગુંજ લાગે એક બાવો અગર મદિરનો પુજારી, બાઇને કહે, તે બાઈ માને, અને તેણીને માટે સાચો માવો થયો છે, તેનુ કહેનુ બાઈને અવગુજ લાગે તેમ શાસ્ત્રો કહે, તે દુર્જનોને અવગુજલાગે સ્તપતરામભાઇએ ગાયુ છે કે—

માખી બોલી મુખ થકી, બ્યાગ બચ્ચા પાસ,
જઇ આવુ હુ જ્યા સુધી, ઉડીશમા આકાશ

બચ્ચાએ માખીનુ કહ્યુ માન્યુ નહીં, અને ઉડ્યુ ઉકળતા ઉનામણામા પડ્યુ, ત્યારે માનુ કહેવુ ખરૂ લાગ્યુ-પશ્ચાત્તાપ થયો, પણ તે તમામ નકામુ

સસારના ભયકર દુઃખમાથી ક્યાર મૂક્ત થઇશ ?-એવો વિચાર કરે છે—

स्रग्धरावृत्तं—

स्नात्वा गांगैः पयोभि, शुचिकुसुमफलै–रर्चयित्वा विभो त्वां ।
ध्येये ध्यानं नियोज्य, क्षितिधरकुहर–ग्रावपर्यंकमूले ॥
आत्माराम· फलाशी, गुरुवचनरतस्–त्वत्प्रसादात् स्मरारे ।
दुःखान्मोक्ष्ये कदाऽहं, तव चरणरतो, ध्यानमार्गैकमग्न· ॥ ९२ ॥

અર્થ—હે સદાશિવ! હે શકર! હે વ્યાપક! સ્વસ્વરૂપમા આનંદ માનનારો, તથા ફળ ખાઈને રહેનારો, તથા ગુરૂના વચનમા અને આપના ચરણમા પ્રીતિ રાખવાવાળો, તથા ધ્યાન માર્ગનેજ મૂખ્ય માનનારો એવો હું-ગગાના જળથી સ્નાન કરીને, પવિત્ર થઈને, પવિત્ર પુષ્પો અને ફળોથી આપનું પૂજન કરીશ; તથા પર્વતની ગુફાના પત્થરરૂપી શય્યાના મૂળમા બેસીને, ધ્યાન કરવા લાયક એવા જે આપ-તેમનુજ ધ્યાન ધરી, આપની કૃપાથી ક્યારે (આ ભવબધનના) દુખથી મુક્ત થઈશ ? (૯૨).

૯૨ વિવેચન—

दुःखात्—રાજાઓ પાસે અને ધનવાનો પાસે જવુ, તેને (૯૩મા) શ્લોકમા દુખ ગણ્યુ છે તે અર્થ અહીં લેવો નહીં અહીં 'સસારનું ભયકર દુખ' એવો અર્થ કરવો

ક્યારે હુ આવો થઇશ ?-'ક્યારે હુ પુત્રવાન્ થઈશ ? ક્યારે હુ ધનવાન્ થઇશ ? ક્યારે

૯૨ પદચ્છેદ—हे विभो! हे स्मरारे–હેવ્યાપક! હે શભુ! आत्माराम. फलाशी–સ્વસ્વરૂપમા આનદ માનનારો તથા ફળ ખાઈને રહેનારો એવો હું गुरुवचनरत–ગુરૂના વચનમા પ્રીતિ રાખનારો એવો હું तव चरणरत ध्यानमार्गैकमग्न इति अहम्–તમારા ચરણમા પ્રીતિ રાખવાવાળો તથા ધ્યાનમાર્ગ એજ જેનો મુખ્ય મનાય છે તે હું गांगे पयोभि स्नात्वा–ગગાના જળથી સ્નાન કરીને–પવિત્ર થઇને शुचिकुसुमफलै त्वा अर्चयित्वा–પવિત્ર પુષ્પો તથા ફળોથી તમારૂ પૂજન કરીને क्षितिधरकुहरग्रावपर्यङ्कमूले–પર્વતની ગુફાના પત્થરરૂપી શય્યાના મૂળમા બેસીને ध्येये ध्यान नियोज्य–ધ્યાન કરવા લાયક આપમા ધ્યાન (ચિત્ત) રાખીને कदा तव प्रसादात्–ક્યારે તમારી કૃપાથી दुःखात् मोक्ष्ये–દુખથી મુક્ત થઈશ ?

મારા પુત્રો પરણશે ? વગેરે' વિચારો સૌને થાય ? પણ 'ક્યારે હું મારૂં કલ્યાણ કરીશ ? ક્યારે હું-જે આ છઉં; તે મટી જઇશ-બદલાઇ જઇશ-મનુષ્ય મટીને દેવ બની જઇશ ? રાગદ્વેષથી ગલિત બની જઇશ ? અને મમનો ત્યાગી થઇશ ?' એવા વિચારો ભાગ્યેજ કોઇને થાય. મુમુક્ષુઓએ આવી ભાવનાઓ કરનારજ રહેવું જોઇએ. નિર્ધન હો; તો પણ દાનની ભાવના રાખતા રહેજો. ક્રૂર હો; તોપણ દયાની ભાવના રાખતા રહેજો. પાપી હો; તોપણ મોક્ષની ભાવના રાખતા રહેજો. સાભળો- શ્રીમદાશિવના ઉપાસકે ભાવના રાખવી કે—

રાગ-શિખરિણી—

कदा वाराणस्या-ममरतटिनीरोधसि वसन्।
वसानः कौपीनं, शिरसि निदधानोंजलिपुटम् ॥
अये गौरीनाथ! त्रिपुरहर! शंभो! त्रिनयन।
प्रसीदेत्याक्रोशन् निमिषमिव नेष्यामि दिवसान् ॥

અર્થ—એવો દિવસ ક્યારે આવે કે-અમરોને પ્રિય એવી ભાગીરથીના તટ ઉપર હું નિવાસ કરૂં ! ત્યા કૌપીન ધારણ કરીને, અને માથા ઉપર બે હાથ જોડી રાખીને, શ્રી સદાશિવની સામે ઉભો રહીને સ્તુતિ કરૂં કે-' હે પાર્વતીના પતિ ! હે ત્રિપુરહર ! હે શંભુ ! હે ત્રણનેત્રવાળા ! મારી ઉપર આપ પ્રસન્ન થાઓ.' આ પ્રમાણે ભક્તિ કરતા કરતા, મારા દિવસો (મારૂં બાકીનુ આયુષ્ય) એક આંખના પલકારા જેવા થઇ જાય!

શ્રીકૃષ્ણના ઉપાસકે ભાવના રાખવી કે—

कदा वृंदारण्ये, विमलयमुनातीरपुलिने।
चरंतं गोविंदं, हलधरसुदामादिसहितं ॥
अये कृष्णस्वामिन्, मधुरमुरलीवादन विभो।
प्रसीदेत्याक्रोशन्-निमिशमिव नेष्यामि दिवसान् ॥

અર્થ—એવો દિવસ ક્યારે આવે કે-નિર્મળ જળવાળી યમુનાના રેતાળ કાંઠા ઉપર આવેલા વૃંદારણ્યમા, હું નિવાસ કરૂં ! ત્યા વસીને, બળભદ્ર, સુદામા, વિગેરે સાથે આમતેમ ફરતા શ્રીકૃષ્ણને સંબોધીને કહું કે-' અયે ! કૃષ્ણ ! હે મારા સ્વામિન્ ! હે મધુર નાદ કરતી મોરલીના વગાડનાર ! હે વિભુ ! આપ મારી ઉપર કૃપા કરો ' આ પ્રમાણે પોકાર કરતો, આંખના પલકારાની પેઠે મારા દિવસો-મારૂં બાકીનુ આયુષ્ય, ક્યારે નિર્ગમન કરીશ.

શ્રીરામના ઉપાસકે ભાવના રાખવી કે—

कदा वा साकेते, विमलसरयूतीरपुलिने।
चरंतं श्रीरामं, जनकतनयालक्ष्मणयुतं ॥
अये राम! स्वामिन्!, जनकतनयावल्लभ! विभो।
प्रसीदेत्याक्रोशन्-निमिषमिव नेष्यामि दिवसान् ॥

અર્થ—એવો દિવસ ક્યારે આવશે કે-હું સ્વચ્છ જળવાળી સરયૂ નદીના રેતાળ કિનારા ઉપરના અયોધ્યાના પ્રદેશમા, હું નિવાસ કરૂં. ત્યા વસીને, જનકપુત્રી સીતા અને લક્ષ્મણ સાથે આમતેમ ફરતા શ્રીરામને સંબોધીને કહું કે-હે રામ ! હે સ્વામિન્ ! હે વિભુ ! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ.' એ પ્રમાણે ઉદ્ગાર કાઢતો એવો જે હું-તે, આંખના પલકારાની પેઠે મારા દિવસો-મારૂં બાકીનું આયુષ્ય-પસાર કરીશ.

ભાવનાથી કીડો ભમરી બને છે, માટે ભાવનામા કાર્યક છે ભાવનામા પ્રીતિ થાય, ત્યારે ભાવનાને નિર્મળ નિષ્કામ બનાવતા રહેવુ તેમા રહેલા રજો તમોના મલને કાપતા રહેવુ ભાવના સ્વચ્છ કરનારા કયા હોય ?–आत्माराम., फलाशी, गुरुवचनरज, तव चरणरत. ध्यानमार्गैकप्रश्न –જેઓ વૈરાગી બનીને આત્મારામી બન્યા હોય, ફળનો સાત્વિક ખોરાક લેતા હોય, ગુરૂની આજ્ઞામા પ્રીતિવાળા હોય, પ્રભુના ચરણમા પ્રીતિવાળા હોય, અને ધ્યાનમાર્ગમા ઘણોજ રસ લેતા હોય

મદાંધ રાજાઓને અને ધનવાનોને પડયા મેલી, જેઓએ કલ્યાણના કેડા પકડયા, તેમને ધન્ય છે—

शार्दूलविक्रीडितवृत्तम्

शय्या शैलशिला गृहं गिरिगुहा, वस्त्रं तरूणां त्वच ।
सारंगा सुहृदो ननु क्षितिरुहां, वृत्ति फलैः कोमलैः ॥
येषां निर्झरमम्बु पानमुचितं, रत्यै च विद्यांगना ।
मन्ये ते परमेश्वराः शिरसि यैर्-बद्धो न सेवाञ्जलिः ॥ ९३ ॥

અર્થ—જે પુરૂષો પર્વતની શિલાને શય્યારૂપે વાપરે છે, પર્વતની ગુફાને ઘરરૂપે વાપરે છે, વૃક્ષોની છાલોના વસ્ત્રો પહેરે છે, મૃગલા તથા પખીઓ જેમના મિત્ર છે, વૃક્ષોના કોમળ ફળ ખાઈને જેઓ રહે છે, વળી જેઓ ઝરણાના જળનુ ઉચિત પાન કરે છે, જેમને સ્ત્રીની પેઠે સુખ આપનારી, વિદ્યારૂપી સ્ત્રી છે, અને જેઓએ રાજાઓની અગર ધનવાનોની સેવા માટે હાથ જોડયા નથી, તે પુરૂષો પરમેશ્વર છે, એટલે તેમનો આત્મા ઉન્નત–નિર્મળ–માયાથી અલેપ છે, એમ હુ માનુ છઉ (૯૩)

**ધનનો છંદ અને ધર્મનો ફંદ**—આ ફંદ છેક જેવો તેવો નથી ત્યાગીઓ, મઠધારીઓ, મહારાજો, પડિતો, પૂજારીઓ, કથાભટ્ટ, હરદાસો વિગેરે અનેક, ધનવાનોને ધન માટે ખમા ખમા કરે ગગા જમુનાના પૂરમા હાથી તણાઇ જાય, તેમ લોભના પૂરમા મોટા–મોટા તણાઇ જાય કોણ ન તણાય ?–चरणरत –પ્રીતિપૂર્વક ચરણને આશરે રહેલો 'જેને જેનો આશરો, તેને તેની લાજ' ગગા જમુનાના પૂર, હાથીઓને તાણી જાય, પણ જળને આશરે રહેતા માછલાને તાણે નહીં માછલા તો ઉલટા સામે પૂર તરે પ્રવાહની સામે ચાલે

---

૯૩ પદચ્છેદ—शलशिला शय्या–પર્વતની શિલા એજ પથારી गिरिगुहा गृह–પર્વતની ગુફા એજ ઘર तरूणा त्वच वस्त्रं–વૃક્ષોની છાલ તેજ વસ્ત્ર सारङ्गा सुहृद –મૃગલા વિગેરે પશુપક્ષીઓરૂપી મીત્રો ननु અરે क्षितिरुहा कोमलै फलै वृत्ति –વૃક્ષોના કોમળ ફળો ખાઈને રહેવુ येषा निर्झरम् अम्बु, तत् उचित पानं–ઝરણાના જળનુ ઉચિત પાન જેઓને હોય છે च–અને रत्यै विद्यागना–સ્ત્રીના જેવ સુખ માટે વિદ્યારૂપી સ્ત્રી છે यै –જે પુરૂષોથી शिरसि सेवाञ्जलि न बद्ध –રાજાઓની અગર ધનવાનોની સેવા માટે હાથ જોડાયા નથી–સલામો કરાઈ નથી ते परमेश्वरा अह मन्ये–તે પુરૂષો પરમેશ્વર છે એવુ હુ માનુ છઉ

ધનનો છંદ અને સંગાનો ફંદ—ખાવાપીવાની સગવડ હોય; તો નોકરીનો–ધનવાનોને ઘેર ધક્કા ખાવાનો, શોખ કાઢીજ નાખજો. પેન્શન લીધા પછી, ખાસ કારણ વિના કોઈની નોકરી કરશો નહીં. નોકર એટલે સ્વતંત્રતાને વેચીને, ગુલામી ખરીદનાર. સિંહની હાજરીમાં બાંધેલું બકરું લીલા ચારા ચર; પણ દુબળું ને દુબળું–ફફડે હાડ બળે. તેમ નોકર ભલેને દીવાન હોય; એક માગે લાખ કમાતો હોય! પણ ફફડે હાડ બળે. પેન્શન લીધા પછી ?–"ના, હું તો અહીંજ મઈ"–એવો હઠ કરશો નહિ. કલ્યાણ જ્ઞાનની ઓથે છે; જ્ઞાન નિવૃત્તિની ઓથે છે, અને નિવૃત્તિ લૌકિક વ્યવહારની પેલી તરફનો મુલક છે. એરોપ્લેન ઉંચે ચડ્યા વિના, દોડી શકે નહીં; તેમ અનેક પ્રવૃત્તિઓમાંથી, ખટપટમાંથી સંસારમાંથી ઉંચે આવ્યા વિના, કલ્યાણ તરફ દોડી શકાય નહીં. કલ્યાણના સાધન સાંભળ્યાને ! તે યાદ રાખજો.

હવે કાશીનો મહિમા ગાય છે—

स्रगधरावृत्तम्—

सत्यामेव त्रिलोकी–सरिति हरशिरश्–चुंबिनीविच्छटायां ।
सद्वृत्तिं कल्पयन्त्यां, वटविटपभवै–र्वल्कलैः सत्फलैश्च ॥
कोऽयं विद्वान विपत्ति–ज्वरजनितरुजा–ऽतीव दुःखासिकानां ।
वक्त्रं वीक्षेत दुःस्थे, यदि हि न विभृयात्, स्वे कुटुम्बेऽनुकम्पां ॥ ९४ ॥

અર્થ—ત્રૈલોક્યમાં પ્રસરી રહેલી, તથા શ્રી સદાશિવના મુસ્તકને જેની કટિમેખળા –જેનો પ્રવાહ–ચુંબન કરી રહ્યો છે; એવી ગંગા હજી (હૈયાત) છે છતાં; [એટલે સ્નાનસંધ્યા તથા જળપાનની આવી ઉત્તમ સગવડ છે છતાં;] વડલાના વૃક્ષો ઉપર થતા વલ્કલ વસ્ત્રોની, તથા ભોજન માટે સારાં સારાં ફળોની સગવડ, જે કરી આપે છે; એવી ગંગા હજી હૈયાત છે-છતાં; એટલે આવી સુખકર ગગાને તજીને, કયો ડાહ્યો પુરૂષ, વિપત્તિ રૂપી જ્વરના

---

૯૪ પદચ્છેદ—त्रिलोक्याः सरित् त्रिलोकीसरित् तस्यां त्रिलोकीसरिति. त्रिलोकीसरिति सत्यां एव–ત્રૈલોક્યમા પ્રસરીને રહેલી ગગા છે છતા. हरस्य शिरः तस्य चुम्बिनी विच्छटा यस्या सा तस्यां–સદાશિવના માથાને જેની કટીમેખળા ચુંબન કરી રહી છે એવી ગગા છે છતા. वटश्चासौ विटपश्च वटविटपः वटविटपात् भवानि तै वटविटपभवै वल्कलैः सत्फलै च વડલાના ઝાડ ઉપર થતા વલ્કલ વસ્રો તથા સાગ ફળોથી. सद्वृत्ति–આજીવિકાને નિર્વાહને कल्पयति इति कल्पयन्ती तस्यां–તૈયાર કરી આપતી એવી ગગા હૈયાત છે છતા. यदि दुःस्थेऽन्वे कुटुम्बे अनुकम्पाम् हि न विभृयात्–જો પોતાના દુખી કુટુબ માટે દયાની લાગણી ન હોય તો. એટલે દયાની લાગણી ગમ્યા કરે અથવા તેમા મોહ ગમે क अयं विद्वान्–એવા કયો વિદ્વાન્ પુરૂપ. विपत्ति एव ज्वर. तेन जनिता रुक् (રાગ) तया विपत्तिज्वरजनितरुजा–આપત્તિ રૂપી તાવથી ઉત્પન્ન થએલા રોગથી अतीव–ઘણા [दु दैः आसिका. (એઠેલી) तासाम्] दुःखासिकानां वक्त्र वीक्षेत–દુખથી પીડાઈને બેસી ગએલી સ્ત્રીઓના મુખને જુએ

રોગથી પીડાતા કુટુંબમાં, મોહ રાખ્યા કરે; અને દુઃખથી પીડાઇને બેસી ગએલી સ્ત્રીઓનાં મુખ જોયાં કરે ! તાત્પર્ય-આવા દુઃખી-લાચાર માણસે, અશક્ત માણસે-બેઉ બગાડવાં નહીં. 'સાચી સંભાળ રાખનાર શ્રી હરિ છે;' એવો પાકો ભરોસો રાખીને, તેમને (રામ ભરોસે) તજી દેવાં; અને ગંગા તટે જઇને વાસ કરવો; એ ભાવ છે. (૯૪)

૯૪ વિવેચન—

ધર્મશાસ્ત્ર કહે છે કે—'માતાપિતાની અને સ્ત્રીપુત્રાદિકની આજ્ઞા લીધા વિના, તેમનો ત્યાગ કરાય નહીં. તેમને માટે ખાવાપીવાનો બંદોબસ્ત કર્યા વિના, તેમનો ત્યાગ કરાય નહીં; વિગેરે'-પણ જ્યારે મનુષ્ય પોતે, પોતાનું પોષણ કરવા પણ, અશક્ત હોય; ત્યારે તે દુઃખી અવસ્થામાં ન પડયા રહેતાં, ઘરનો ત્યાગ કરીને હરિ શરણે આવવું, એવો ભાવ છે. સંસાર વ્યવહારમાં હારી ગયેલા ઘણાં સ્ત્રી પુરૂષો, આ પ્રમાણે ઘરબાર તજીને, કુટુંબકબીલો તજીને, કાશીવાસ કરે છે. સુખમાં મોહની ગાંઠ મજબૂત થાય; અને દુઃખમા મોહની ગાંઠ ઢીલી પડે. મોહની ગાંઠ ઢીલી પડે, તે સમયે જીવન નૌકા, શ્રી હરિ પ્રત્યે કા ન હાંકવી ! એ ભાવ.

હિંદુ ધર્મમાં ગંગાનો મહિમા ઘણો છે. ભર્તૃહરિએ વિજ્ઞાન શતકમાં, જગન્નાથ પંડિતે ગંગાલહરીમા અને એવા બીજા અનેક પંડિતોએ, પોતપોતાના ગ્રન્થોમા, ગંગાનો મહિમા ગાયો છે. હિંદુસ્તાનમા અવતર્યા; હિંદુ બન્યા; અને દ્રવ્યની સગવડ મળી; છતા, ગંગામાં સ્નાન ન કર્યું; તે પાકા પામર.

હવે કાશીનો મહિમા ગાય છે—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

**उद्यानेषु विचित्रभोजनविधिस्–तीव्रातितीव्रं तपः ।**
**कौपीनावरणं सुवस्त्रममितं, भिक्षाटनं मण्डनम् ॥**
**आसन्नं मरणं च मङ्गलसमं, यस्यां समुत्पद्यते ।**
**तां काशीं परिहृत्य हन्त विबुधै–रन्यत्र किं स्थीयते ॥ ९५ ॥**

અર્થ— જે નગરીની વાડીઓમાં-ભાતભાતનાં ફળ-ફળાદિ મળે છે; અગર અન્નક્ષેત્રાદિ સ્થાનોમાં ભાતભાતનાં ભોજન તૈયાર મળે છે; મોક્ષ સુખના જીજ્ઞાસુઓને તપ કરવું હોય; તો તપની સગવડ પણ, જે નગરીમાં છે; અને ભિક્ષા રૂપી ઉત્તમ અન્ન પણ જ્યાં મળી શકે છે; તથા જ્યાં લજ્જા ઢાંકવા માટે

૯૫ પદચ્છેદ—**यस्यां काश्यां**–જે કાશીનગરમાં. **उद्यानेषु**–વાડીઓમા. **विचित्राणां भोजनानां विधिः**–ભાતભાતના ભોજનના પ્રકાર. **तीव्रातितीव्रं तपः**–અત્યંત તીવ્ર તપ. **भिक्षाटनं एव अमितं मण्डनम्**–ભીક્ષા માગી લાવતા જે પ્રાપ્ત થાય; તેજ શણગાર રૂપ ઘણું ઉત્તમ ભોજન. **कौपीनं एव आवरणं सुवस्त्रं**–લજ્જા ઢાંકવા માટે લંગોટી રૂપી સુંદર (સ્વચ્છ) વસ્ત્ર છે. **आसन्नं मरणं मङ्गलसमं समुत्पद्यते**–પાસે આવેલું મરણ મંગળ સમાન ગણવામાં આવે છે. **हन्त**–અહો. **तां काशीं परिहृत्य**–તે કાશીને તજીને. **विबुधैः अन्यत्र किं स्थीयते**–વિદ્વાનો બીજે ઠેકાણે શા માટે વસતા હશે ?

લંગોટી રૂપી સુંદર (સ્વચ્છ) વસ્ત્ર મળી રહે છે; તે કાશીનો ત્યાગ કરીને, વિદ્વાનો બીજે ઠેકાણે શા માટે વસતા હશે? એટલે સમજુ પુરૂષોએ કાશીનો ત્યાગ કરીને અન્ય ઠેકાણે વસવું નહીં. (૯૫)

૯૫ વિવેચન—

ભર્તૃહરિએ વિજ્ઞાનશતકમાં કાશીનો મહિમા ગાયો છે. સાંભળો વાનકી આપુ.

રાગ–સ્રગ્ધરાવૃત્તમ્

यामामाप त्रिलोकी जनमहितशिवा-यल्लभारामभूमिं ।
ब्रह्मादीनां सुराणां, सुखयसलिभुवां, मंडलं मंडयंति ॥
नो गर्भे व्यालुठंति, क्वचिदपि मनुजा, मातुरत्यांतिभाजः ॥
तां काशीं नो भजंते, किमिति सुमतयो, दुःखमार्गं वहंत ॥९३॥

અર્થ—ત્રણ લોકમા પરમ પૂજ્ય એવા શ્રીઉમાવલ્લભ (મહાદેવ) ની વિશ્રામ ભૂમિ રૂપ કાશી નગરીમા, જે મનુષ્યો નિવાસ કરે છે; તે મનુષ્યો બ્રહ્માદિ દેવોના સુખકારક સ્થાનોને પણ શણગારે છે. તે તે પવિત્ર સ્થાનોના આભૂષણ રૂપ થઈ પડે છે; એટલુંજ નહિ, પણ તેઓને માતાના ગર્ભમા કદિ આળોટવું પડતું નથી. એટલે તેઓ જન્મમરણના ફેરામાથી બચી જાય છે. તેથી હે સારી બુદ્ધિવાળા પુરૂષો! તમે શા માટે સાસારીક દુઃખના ભાગને વશ કરો છો? અને શા માટે કાશીપુરીમા આવીને વસતા નથી?

જ્યા ગ્લેડસ્ટનાદિ મનુષ્યરત્નો પાક્યા અને પ્રકાશ્યા—એવી કેમબ્રીજ અને ઓકસ્ફોર્ડની યુનિવર્સિટીઓ જોવા માટે, જેમ અનેક દૂર દેશના લોકો આવે છે; તેમ કાળજુની કાશી—વારાણસી—બીનારસ—જોવા, દૂર દેશના પંડિતો આવે છે. મુસલમાનોના ત્રાસથી કાશીનગર બિચારૂ ગયું હતું, તેમા અંગ્રેજી ભણતરે અનાચારનો ઉમેરો કર્યો. ગુરૂપરંપરા, શિષ્યભાવ વિગેરે શિથિલ થયા તોપણ હજી તે કાશક કાશી છે.

કાશીના પંડિતો, પરમહંસો, સન્યાસીઓ અને સાધુઓ, કાશી છોડીને, જે દૂર ભટકે; તેમનો ભર્તૃહરિ ખરખરો કર્યો.

કલ્યાણની ઇચ્છાવાળાએ, છકી ગએલા ધનવાનોને બારણે કદિ જવું નહીં—

शार्दूलविक्रीडितवृत्तम्—

नायं ते समयो रहस्यमधुना, निद्राति नाथो यदि ।
स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति, द्वारेषु येषां वचः ॥
चेतस्तानपहाय याहि भवनं, देवस्य विश्वेशितुः ।
निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं, निःसीमशर्मप्रदम् ॥ ९६ ॥

૯૬ પદચ્છેદ—न अयं ते समयः–તારો આ વખત નથી. એટલે તમે શેઠને મળવા આવ્યા છો, પણ અત્યારે તે બને તેમ નથી. अधुना नाथः रहस्यं निद्राति–હાલમા ધણી એકાંતમા સુતા છે' यदि स्थित्वा भवान् द्रक्ष्यति–કદિ અમારૂ કહ્યું નહીં માન અને જોયા કરીશ. प्रभुः कुप्यति–ધણી ગુસ્સે થશે. येषां द्वारेषु इति वचः જેઓના દ્વારમા આવા વચનો (બોલાતા હોય) तान् अपहाय–તે પુરૂષોને તજીને चेतः–હે ચિત્ત! विश्वेशितुः देवस्य भवनं याहि–વિશ્વનાથ પ્રભુના ભુવનમા જા (હવે ભુવનના વિશે-

અર્થ—"તારો આ વખત નથી, (એટલે અત્યારે તને માલીક મળી શકશે નહીં,) કારણકે માલીક એકાતમા સુતા છે કદિ તું અનાદર કહ્યુ નહી માન, અને અહીં તુ જોયા કરીશ, (એટલે અહીં તું ઉભો રહીશ) તો ધણી તારા ઉપર ગુસ્સે થશે" આવા વચનો જેઓના દ્વારમા બોલાતા હોય; તે પુરૂષોને તજીને, હે ચિત્ત! વિશ્વનાથ પ્રભુના ભુવનમા તું જા વિશ્વનાથ પ્રભુનુ ભુવન એવુ છે કે-જ્યા દ્વારપાળોની આવી કઠોર વાણી સાભળવામા આવતી નથી આવી કઠોર વાણી નહી સાભળવાને લીધે, વિશ્વનાથ પ્રભુના દ્વાર કરૂણાજનક છે, તથા અનત સુખને આપવા વાળા છે. (૯૬)

૯૬ વિવેચન—

પરીક્ષિતે શ્રી શુકદેવજીને પૂછ્યુ "— મહારાજ મરવા વખતે શુ કરવુ જોઇએ? તેના જવાબના છેવટમા શ્રી શુકદેવજી બોલ્યા છે કે—

**सत्या क्षितौ किं कशिपो प्रयासैर्–बाहौ स्वसिद्धे ह्युपबर्हणै किम् ।**
**सत्यजलौ किं पुरुधाऽन्नपात्र्या दिग्वल्कलादौ सति किं दुकूलैः ॥ ४ ॥**
**चीराणि किं पथि न सति दिशति भिक्षा, नैवाङ्घ्रिपा परभृत सरितोऽप्यशुष्यन् ॥**
**रुद्धा गुहा किमजितोऽवति नोपसन्नान, कस्माद् भजंति कवयो धनदुर्मदाधान् ॥५॥**

[ભાગ સ્કધ ૨ અ ૨]

અર્થ—પૃથ્વીની સગવડ છે, તો તળાઇ અને ગોદડાના મોટા ઠાઠ કરવાની કાઇ જરૂર નથી હાથની ભુજા પાસે છે, તો ઓશીકાની શી પરવા છે? હાથનો ખોબો છે, તો પછી જમવા માટે જુદા જુદા વાસણોની કાઇ જરૂર નથી દિશા રૂપ અગર વલ્કલ રૂપ વસ્ત્રો હોય, તો પછી રેશમી વસ્ત્રો-ઉચી કીંમતના વસ્ત્રોની શી પરવા છે! ટાઢ તડકાથી શરીરનુ રક્ષણ કરવુ હોય, તો શુ માર્ગમા ચિંથરા નથી પડયા? [ચીંથરાની ગોદડી બનાવી ચલાવી લેવુ] પોષણ કરનારા વૃક્ષો, શુ ફળફુલ રૂપ ભિક્ષા નથી આપતા?—આરે છે પીવા માટે જળ જોઇએ, તો શુ નદીયો સુકાઈ ગઇ છે? રહેવા માટે ઘર જોઇએ, તો શુ ગુફાઓ કોઇએ બધ કરી દીધી છે? કદિ આમાનુ કાઇ ન મળી શકે, તો અજિત ભગવાન્, પોતાને શરણે આવેલા જીવોનુ રક્ષણ, શુ નહીં કરે?—કરરોજ સારાશ કે યાચના કર્યા વિના પણ શરીરનો નિભાવ થઇ શકે છે, ત્યારે જ્ઞાનવાન્ પુરૂષો, ધનના દુષ્ટ મદથી અધ બની ગએલા-રાજાઓને અગર ધનવાનોને-શા માટે સેવતા હશે?

નિર્વાહ માટે થોડાથી જેટલી સુખાકારી રહે છે, તેટલી ઘણાથી રહેતી નથી છતા ઘણા માટે ભારે પ્રયત્ન-ભારે માથાકૂટ-થઇ રહ્યો છે, તે દયાજનક છે નિર્ધન ખાય સુકા પુરા-તોપણ કોઈકવાર દવાખાને જાય ધનવાન ખાય માનપાણી, પણ દવાખાને વારવાર જાય નિર્ધનના વસ્ત્રો પણ સાદા તે ઉપરાત ધણી-શ્રીકૃષ્ણનો ખોખારો-શ્રીકૃષ્ણ સાથેજ છે **न मे भक्त प्रणश्यति ' तेषा योगक्षेम वहाम्यहम् ॥** એવા પાકા પરવાના પ્રભુએ આપ્યા છે જેઓએ શાસ્ત્રોની આ મતોની ગધ લીધી નથી, તેઓ ભલે નાશવત પદાર્થો

---

ણો કઇ છે) **निर्गता दौवारिकाणा निर्दया उक्ति यस्मात् तत् अत एव अपरुप-** દ્વારપાળની આવી નિર્દય વાણી જ્યા સભળાતી નથી અને એવી વાણી નહીં સભળાવાથી જે દ્વાર કરૂણાજનક છે **नि सीम तत् शर्म च नि सीमशर्म, नि'सीमशर्म प्रददाति इति नि सीमशर्मप्रदम्**—અનત સુખને આપનારૂ (ભુવન)

ની પશ્ચાતમા અવિનાશી વસ્તુ ખોઇ નાખે, પણ જેઓએ શાસ્ત્ર અને સતને સેવ્યા છે પોતાને સંસાર રૂપી નાટકના એક એક્ટર તરીકે ઓળખી લીધો છે સંસારના ઐશ્વર્ય સ્વપ્ન જેવો સમજી લીધો છે, તેમણે સાધુ જીવન ગાળવુ, અને અંતના સમયને મહાશિવના ભુવનમા ગાળવો મહાશિવનુ ભુવન કેવુ ?–नि सीमशर्मप्रदम्–અનંત સુખને આપનારાનુ

અનંત સુખના ઇચ્છાસુ કેવા હશે તે સાભળો—

**દષ્ટાંત**—પાટલીપુરમા નરમોનદરાય રાજ્ય કરતો હતો તેને 'શકડાલ' નામનો પ્રધાન હતો તે પ્રધાનને 'થુલિભદ્ર' અને 'સિરિયો' નામના બે પુત્રો હતા થૂલીભદ્રને ભણવામા બહુ પ્રેમ હતો તે પરણ્યો હતો, પણ પોતાની સ્ત્રી પાસે જતો નહીં 'રખે તે સંસારથી વિમુખ રહેશે,' એમ સમજી, શકડાલ દીવાને, 'કોસ્યા' નામની વેસ્યાને ઘેર, થુલિભદ્રને રાખ્યો હતો કોસ્યાના રંગમાં થુલિભદ્ર બાર વરસ રહ્યો તેવામા એવુ બન્યુ કે-શકડાલ દીવાન મરી ગયો રાજાએ તેના મોટા પુત્ર થુલિભદ્રને વેસ્યાને ત્યાથી બોલાવી, દીવાનગીરી સભાળી લેવા આજ્ઞા કરી તેના જવાબમા થુલિભદ્રે કહ્યુ કે-'વિચાર કરીને તેમ કરીશ' વિચાર કરતા થુલિભદ્રને એમ લાગ્યુ કે–'આ સંસાર તદ્દન મતલબી છે તેમાએ રાજેશ્રી તે નરકથી હજારો ખટપટ-હજારો પ્રપંચ-હજારો પાપ' જ્યા અનાયાસે ગાંઠે બધાય, તે રાજ રાજના સુખ દેખીતા, હૃદયમા સુખ નહીં, કારણ કે અનેક પ્રકારની ઉપાધિઓથી હૃદય બોઇલરની માફક ધમધમતુજ હોય વગેરે' આ પ્રમાણે વિચાર કરી, થુલિભદ્ર જૈન સાધુ બન્યા પછી રાજા પાસે જઇને, તેણે રાજાને ધર્મલાભ આપ્યો થુલિભદ્રે 'શંભૂતિવિજય' નામના સાધુને પોતાના ગુરૂ કર્યા ચાતુર્માસ આવ્યો, ત્યારે ગુરૂએ થુલિભદ્રને કોસ્યા વેસ્યાને ઘેર ચાતુર્માસ રહેવાની આજ્ઞા કરી ગુરૂએ બીજા શિષ્યને સિંહના રહેઠાણ ઉપર, ચાતુર્માસ ગાળવાની આજ્ઞા કરી ત્રીજાને પનઘટ ઉપર, અને ચોથાને સર્પના રાફડા ઉપર, ચાતુર્માસમા રહેવાની આજ્ઞા કરી

થુલિભદ્રને આવેલા જોઇને 'કોસ્યા' વેસ્યા બહુજ રાજી થઇ સારો સત્કાર કરીને, વિલાસ ભુવનમા ઉતારો આપ્યો ઘણા હાવભાવ કર્યા, પણ થુલિભદ્ર ડગ્યા નહિં તેણે વેસ્યાને ઉલટો બોધ કર્યો કે–હે ભલી સ્ત્રી ! ગમે એવો મોટો અવતાર હોય ગમે એવા મોટા વૈભવ હોય, પણ ધર્મ વિના તે તમામ નિષ્ફળ છે મનુષ્ય દેહ વિષયો માટે છેજ નહીં વિષયો તો મનુષ્યની પરીક્ષા કરવા માટે પાથરેલી જાળસમાન છે વગેરે' વેસ્યાને ખાત્રી થઈ કે થુલિભદ્ર પહેલા હતા તે આ નથી આતો વીતરાગી મત ઉપર ચાલતા સાધુ છે ... ચડનાર અને ચલાવનાર જોગીઓ વેસ્યા શ્રાવિકા થઇ, અને ચાતુર્માસ પૂરો થતા, થુલિભદ્ર ગુરૂને શરણે આવ્યા બીજા શિષ્યો પણ પોતપોતાના સ્થાનકેથી પાછા આવ્યા ગુરૂએ થુલિભદ્રના બહુ વખાણ કર્યા, સિંહની રહેઠાણ ઉપર જેણે ચાતુર્માસ કર્યો હતો, તે શીષ્યને ઇર્ષ્યા થઇ તેણે ગુરૂને કહ્યુ કે–'એમા થુલિભદ્રે કાઇ કર્યુ નથી' ગુરૂએ કહ્યુ કે–એમ હોય, તો આવતે ચોમાસે તમે ત્યા જજો શિષ્યે કબુલ રાખ્યુ, અને બીજા ચાતુર્માસે તે શિષ્ય વેસ્યાને ઘેર આવ્યો વેસ્યાનો વૈભવ જોઇને, શિષ્ય લપટાયો મલીન માગણી કરતા વેસ્યાએ કહ્યુ કે–અમે તો વેસ્યા, ધન હોય તોજ રીઝીયે નેપાળ દેશનો રાજા રત્નકંબલ આપે છે તે લઇ આવો, તો હું રાજી થાઉં' સાધુ પહોચ્યા નેપાળ રત્નકંબલ લઇને આવતા રસ્તામા ચોર મળ્યા તે રત્નકંબલ લઇ ગયા સાધુ ફરી નેપાળ ગયા રત્નકંબલ લીધી તેને સતાડીને માડમાડ વેસ્યાને ઘેર પહોચ્યા રત્નકંબલ લઇને સાધુને આવેલા

જોઇ, વેશ્યા સ્નાન કરવા બેઠી સ્નાન કરી લીધા પછી, વેશ્યાએ તેજ કંબલથી પોતાનુ શરીર લુછ્યુ શરીર લુછ્યા પછી વેશ્યાએ તે કંબલને ખાળમા નાખી દીધો તે જોઈ સાધુએ કહ્યુ-'હે સ્ત્રી! રત્નકંબળની કીંમત તને જરાએ નથી તુ ગમાર છે'

વેશ્યા—મારા કરતા તમે બો ગણા ગમાર છો રત્નકંબળની કીંમત કરતા, તમારા ચારિત્રની કીંમત કરોડગણી છે મે રત્નકંબળ ખાળમા ફેંકી દીધો અને તમે તમારા ચારિત્રને મળમૂત્રની મોરી ખાડમા ફેંકી દેવા તૈયાર થયા છો સાધુ તો શુલભદ્ર છે જે પોતે બચ્યા, અને મને બચાવી, મને શ્રાવિકા કરી તમે તેવા થાઓ, અને અહીંથી ચાલ્યા જાઓ, નહીં તો પોલીસને સોપવા પડશે વિગેરે વિગેરે—[જૈનક પ્રશ્ન]

જેમ વૈરાગ્યને રાગનો ભય તેમ રાગને વૈરાગ્યનો ભય આ તો સામાન્ય વાત તેથી આગળ વધો, તો દેખાશે કે રાગમા ત્યાગ અને ત્યાગમા રાગ શ્રીહરિમા રાગ હોય તોજ જીવ શ્રીહરિનીખાતર, અનાત્મ વસ્તુઓનો ત્યાગ કરી શકે શ્રીહરિમા ત્યાગ હોય તોજ અનાત્મ વસ્તુઓમા જીવ રાગ કરી શકે

સસારમા અનેક પ્રકારના સુખ હોય તોપણ તે વિધિને હાથ છે—

**हरिणीवृत्तम्—**

> **प्रियसखि विपद्दण्डव्रातप्रतापपरम्परा-**
> **परिधिचपले चिन्ताचक्रे निधाय विधि खलः ॥**
> **मृदमिव बलात् पिण्डीकृत्य प्रगल्भकुलालवत् ।**
> **भ्रमयति मनो नो जानीम. किमत्र विधास्यति ॥ ९७ ॥**

અર્થ—ઉદ્ધત કુભાર જેવા ખળ વિધાતાએ, ઉપાધિરૂપી દંડોના સમુહોથી, ગોળાકારમા ચક્કર ચક્કર ફરતા, ચિંતારૂપી ચક્રમા, અમારા મનને ધાલ્યું છે પછી હે પ્રિય સ્ત્રિ! તે ખળવિધાતા, માટીની માફક બળાત્કારથી, અમારા મનને પિંડારૂપ (પોચુ ઢીલુ) બનાવીને ભમાવે છે હવે તે વિધાતા શું કરવા ધારે છે, એટલે-અમારા મનને કેવા રંગમા બોળે છે, તે અમે જાણુતા નથી (૯૭)

૮૭ પદચ્છે૦—**विपद् एव दण्डा विपद्दण्डा तेषाम् व्रात** (જથ્થો) **तस्य प्रताप तस्य परपरा तस्या परिधिचपले इति चिन्ताचक्रे** ઉપાધિરૂપી દંડોના સમુહોથી-એટલે હજારો ઉપાધિરૂપી દંડોના પ્રતાપથી-એટલે કાર્યથી ગોળાકારમા ફરતા ચિંતારૂપી (ચપળ) ચક્રમા **(अस्माक) मन निधाय** અમારા મનને નાખીને-સ્થાપીને **हे प्रिय सखि**-હે વ્હાલી સખી! **खल विधि प्रगल्भकुलालवत्**-ઉદ્ધત કુભારની માફક ખળ વિધિએ **मृदम इव बलात् बलात् मन पिण्डीकृत्य** માટીની પેરે બળાત્કારથી અમારા મનને પિંડારૂપ બનાવી **(अस्माक मन) भ्रमयति** અમારા મનને ભમાવે છે **किं अत्र विधास्यति**-હવે તે શુ કરવા માગે છે તે **नो जानीम** અમો જાણતા નથી

૯૭ વિવેચન—

ગુજરાતના રાજા કુમારપાળે હેમાચાર્યને ગુરુ માન્યા જૈન ધર્મને પુષ્ટિ આપી, તેના બીજા વાન્યા કુમારપાળ પછી અજયપાળ ગાદીએ બેઠો. તેણે પોતાના પ્રાચીન શૈવ ધર્મનું પાલન કર્યું, અને જૈન ધર્મનો દ્વેષ કર્યો પોતાના જૈન દીવાન કપર્દીને ધર્મની ખટપટને પરિણામે, દેહાંત દંડની શિક્ષા કરી તેલની તાતી કડાઇમા નાખવાને હુકમ થયો, ત્યારે તે દીવાન બોલ્યો હતો કે—[રાસમાળા પાનુ ૩૧૧]

રાગ–શાર્દુલ૦

अर्थिभ्य कनकस्य दीपकपिशा, विश्राणिता कोटय ।
वादेषु प्रतिवादिना विनिहिता, शास्त्रार्थगर्भा गिर ॥
उत्खातप्रतिरोपितैर्नृपतिभि, शारैरिव क्रीडितं ।
कर्तव्यं कृतमर्थिता यदि विधेस्–त्वत्राऽपि सज्जा वयं ॥

ભાવાર્થ—એક દિવસ વિધિની મરજી એમ હતી કે–દિવાની શિખા જેવી પીળી પીળી કરોડો સોનામહોરના દાન, અમે કરતા હતા એટલે અમારે હાથે થતા હતા વળી કોઇ દિવસ એવો પણ હતો, કે–જ્યારે શાસ્ત્રના વિવાદમા શાસ્ત્રાર્થથી ગર્ભિત વાણી અમે પ્રતિ પક્ષીઓને સભળાવતા હતા એટલે વાદીઓને જીતી લેતા હતા વળી કોઇ વખત એવો પણ હતો કે, સોગઠાબાજીના સોગઠાની માફક, અમે રાજાઓને રાજગાદી ઉપર બેસાડતા હતા અને ઉઠાડતા હતા આજ વિધાતાની મરજી એમ જણાય છે કે–અમારે તેલની આ તાતી કડાઈમા પડવુ તો તે કરવા પણ–वय सज्जा–અમે તૈયાર છીએ

પ્રયત્ન કરવાની ના નથી તોપણ પરિણામે પ્રભુ રાખે તેમ રાજીખુશીથી રહેવુ

પોતાનો ઇષ્ટદેવ કોણ છે, તે હવે કહે છે—

वंशस्थवृत्तम्—

महेश्वरे वा जगतामधीश्वरे, जनार्दने वा जगदन्तरात्मनि ॥
तयोर्न भेदप्रतिपत्तिरस्ति मे, तथाऽपि भक्तिस्तरुणेन्दुशेखरे ॥९८॥

**અર્થ—ચૌદ લોકના અધિપતિ મહાદેવમા, અને ચૌદ લોકના અતર્યામી વિષ્ણુ ભગવાનમા, મારે કોઇ પણ પ્રકારનો ભેદ નથી, તોપણ જેમના મુસ્તકમા નાનો ચદ્ર છે, એવા સદાશિવમા મારી ભક્તિ છે એટલે સદાશિવ મારા ઇષ્ટદેવ છે (૯૮)**

૯૮ પદચ્છેદ—जगताम् अधीश्वरे इति महेश्वरे–ચૌ૦ ભુવનના અધિપતિ એવા મહાદેવમા वा–અને जगदन्तरात्मनि इति जनार्दने ચૌ૦ ભુવનના અંતર્યામિ એવા વિષ્ણુ ભગવાનમા तयो–તે બેઉમા मे भेदप्रतिपत्ति न अस्ति મારે કાઇ પણ પ્રકારનો ભેદ નથી तथापि–તોપણ तरुणेन्दु शेखरे यस्य स तस्मिन्–જેમના મુસ્તકમા તરુણ ચદ્ર છે એવા મહાશિવમા मे भक्ति–મારી ભક્તિ છે

૯૮ વિવેચન—

શિવ વિષ્ણુની એકતા—દક્ષના યજ્ઞની પૂર્ણાહુતિમા વિષ્ણુએ પધારીને કહ્યુ હતુ કે—

अहं ब्रह्मा च शर्वश्च, जगत कारणं परम् ॥
आत्मेश्वर उपद्रष्टा, स्वय दृगविशेषण ॥ ५० ॥
आत्ममाया समाविश्य, सोऽहं गुणमयीं द्विज ॥
सृजन रक्षन हरन विश्व, दध्रे संज्ञां क्रियोचिताम् ॥ ५१ ॥
× × × ×
त्रयाणामेकभावानां, यो न पश्यति वै भिदाम् ॥
सर्वभूतात्मनां ब्रह्मन्, स शांतिमधिगच्छति ॥ ५४ ॥

[ભાગ સ્કધ ૪ અ ૭]

અર્થ—જગતનું પરમ કારણ, આત્મા, ઇશ્વર, સાક્ષી, સ્વયપ્રકાશ, અને ઉપાધિરહિત જે હું છઉં, તેજ બ્રહ્મા અને મહાશિવ છે, એમ સમજવુ [૫૦] હુજ પોતાની ત્રિગુણાત્મક માયાનો આશ્રય કરીને, જગતની સૃષ્ટિ-સ્થિતિ અને પ્રલય કરવા સારૂ, તે તે કામમા ઘટે એવા જુદા જુદા નામ ધારણ કરૂ છઉં [૫૧] × × × હે દક્ષ પ્રજાપતિ ! સર્વ પ્રાણીઓના આત્મા અને એકરૂપ એવા અમે ત્રણે દેવમા, જે પુરૂષ ભેદબુદ્ધિ ન રાખે, તે પુરૂષને શાતિ (મોક્ષ) મળે છે [૫૪]

વૈષ્ણવો ભાગવતને માને, પણ વિષ્ણુના વચનોને ન માને, તો તે કેવુ કહેવાય ! સેત બધુરામેશ્વરની સ્થાપના કરીને, શ્રીરામ બોલ્યા હતા કે—

ચોપાઇ—'શિવદ્રોહી મમ દાસ કહાવે, સો નર સ્વપ્નેહુ મોહિ ન પાવે,
શકરવિમુખ ભક્તિ ચહ મોરી, સો નર મૂઢ મદમતિ થોરી' વિગેરે

શિવભક્તિની શ્રેષ્ટતા બતાવે છે—

शार्दूलविक्रीडितवृत्तम्—

रे कन्दर्प करं कदर्थयसि किं, कोदण्डटङ्कारवैः ।
रेरे कोकिल कोमलैः कलरवैः, किं त्वं वृथा जल्पसि ॥
मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्-लोलैः कटाक्षैरलं ।
चेतश्चुम्बितचन्द्रचूडचरण-ध्यानामृतं वर्तते ॥ ९९ ॥

૯૯ પદચ્છેદ—रे कन्दर्प-હે કામદેવ ! कोदण्डटंकारवै -ધનુષ્યના ટકારથી करं किम् कदर्थयसि-હાથને શા માટે દુખ દે છે ? रे रे कोकिल !-હે કોયલ ! कोमलै कलरवै -કોમળ અવાજોથી त्वं वृथा किं जल्पसि તુ નકામી શા માટે બકવાદ કરે છે ? मुग्धे-હે સુદરી ! (તથ) स्निग्धाश्च विदग्धाश्च मुग्धाश्च मधुराश्च, तै लोलै कटाक्षै अलं-સ્નેહવાળા-ચાકુર કરે એવા મનોહર તથા પ્રિય ચપળ કટાક્ષોથી હવે બસ છે-હવે કાંઈ વળે તેમ નથી (કારણ કે) चुम्बित चन्द्रचूडस्य चरणयो ध्यान एव अमृत येन,तत् चुम्बितचंद्रचूडचरणध्यानामृतं इति चेत वर्तते-મારૂ ચિત્ત શકરના ચરણના ધ્યાન રૂપી અમૃતનુ પાન કરી રહ્યુ છે

અર્થ—હે કામદેવ! ધનુષ્ય ટંકારથી તારા હાથને શા માટે દુઃખ દે છે? [એટલે તારા ધનુષ્યના ટંકારથી, મારૂં ચિત્ત હવે ક્ષોભ પામે તેમ નથી.] હે કોયલ! તારા કોમળ અવાજોથી, હવે તું નકામી બકવાદ કરે છે. હે સુંદરી! તારાં સ્નેહવાળાં, વ્યાકુળ કરે એવાં મનોહર તથા પ્રિય ચપળ કટાક્ષોથી, હવે બસ કર. હવે તેની અસર મારા ચિત્ત ઉપર થાય તેમ નથી. કારણ કે—મારૂં ચિત્ત શ્રીસદાશિવના ચરણના ધ્યાનરૂપી અમૃતનું પાન કરી રહ્યું છે. (૯૯)

૯૯ વિવેચન—

શિવભક્ત પોતાની સ્ત્રી પ્રત્યે, પણ વૈરાગ્યવાળો હોય છે; ત્યારે પરદારામાં કેમ લપટાય! લપટાય તો ગમણુના પિશાઈ. હવે આપણે વિષ્ણુ ભક્તની વાત સાંભળો—

સ્રગ્ધરાવૃત્તમ્— [વિજ્ઞાનશતક]

बालेयं बालभावं, त्यजति न सुदती, यत्कटाक्षैर्विशालैः ।
अस्मान् विभ्रामयन्ती, लसदधरदल-क्षिप्तपूतप्रवाला ॥
नेतुं वांछत्यकामान्, स्वसदनमधुना, क्रीडितुं दत्तचित्तान् ।
पुष्यन् नीलोत्पलाभे, मुरजिति कमला-वल्लभे गोपलीले ॥ ९२ ॥

અર્થ—આ બાળા—આ યુવતી કે જેના સુંદર દાંત છે; અને આંબાના કોમળ કુંપળીયાનો તિરસ્કાર કરે; એવા જેના સુંદર હોઠ છે; તે બાળા, હજી પોતાની બાળચેષ્ટા—વિષયસુખની લાલસા—તજતી નથી. કારણકે વિશાળ કટાક્ષો મારીને, અમને મોહ ઉપજાવે છે. હવે તેણીનો મોહ ચાલે તેમ નથી, કારણકે હવે અમે, ઉઘડતા શ્યામ કમળના જેવા શ્યામ રંગના, લક્ષ્મીના પતિ અને ગોપીકાઓની સાથે રાસક્રીડા કરનારા શ્રીમુરારી—કૃપાળુ શ્રીકૃષ્ણ વિશે, મનને અર્પણ કરીને, કામના રહિત થયા છીએ. આ સ્ત્રી પોતાની સાથે વિહાર કરવા, અમને ઘેર લઇ જવા માગે છે; પણ તે વાત હવે બને તેમ નથી.

ગમે તે ધર્મ—ગમે તે સંપ્રદાય હોય, તેમા શોભા જેવું કાંઇ હોય; તો તે વૈરાગ્ય. પછી જ્ઞાન અને ભક્તિ સ્વર્ગમા પણ ભોગવવા લાયક—વૈભવો અને અપ્સરાઓ. સ્વર્ગથી જે આગળ, તે—મોક્ષ પંથ. જેના વખાણ સૌ કરે તે.

નિરંતર ભગવાનના ધ્યાનમા રહેનાર યોગિની સ્થિતિ કેવી હોય છે; તે સાંભળો—

शार्दूलविक्रीडितवृत्तम्—

कौपीनं शतखण्डजर्जरतरं, कन्था पुनस्तादृशी ।
निश्चिन्तं सुखसाध्यभैक्षमशनं, शय्या स्मशाने वने ॥
मित्रामित्रसमानताऽतिविमला, चिन्ताथ शून्यालये ।
ध्वस्ताशेषमदप्रमादमुदितो, योगी सुखं तिष्ठति ॥ १०० ॥

૧૦૦ પદચ્છેદ—शतखंडैः जर्जरतरं कौपीनं—ઘણા ચીંથરાથી સાંધેલી અત્યંત જુની લંગોટી. पुनः कन्या तादृशी—વળી ગોદડી પણ તેવીજ. [निर्गता चिन्ता यथास्यात् तथा निश्चिन्तम्—નચિંતપણે] सुखेन साध्य सुखसाध्यं, सुखसाध्यं भैक्षम् निश्चितम् अशनं—સુખથી પ્રાપ્ત થએલી ભિક્ષાનું નચિંતપણે ભોજન. (ચ અને.) शय्या स्मशाने

અર્થ—ઘણા ચિંથરાથી સાધેલી અત્યત જુની લગોટી, ગોદડી પણ તેવીજ–ફાટલતૂટલ, અને અત્યંત જુની, સુખથી પ્રાપ્ત થએલી ભિક્ષાનુ નચિંતપણે ભોજન, સ્મશાનમા અગર વનમાં પથારી–સુવાનુ, મિત્ર અને શત્રુ ઉપર સમાનતા, એકાતમા અતિ શુદ્ધ મનથી ઈશ્વરનુ ધ્યાન–આ તમામ સામગ્રિઓનુ સેવન, જેના મદ અને પ્રમાદ સપૂર્ણ રીતે નાશ પામ્યાં હોય છે; તે આનંદમા રહેનારો યોગી, સુખપૂર્વક કરે છે. [૧૦૦]

૧૦૦ વિવેચન—

પરીક્ષિતે શ્રી શુકદેવજીને કહ્યુ હતું કે–' તમારા જેવા પવિત્ર બ્રાહ્મણોના ચરણ ધોયાનું જળ, જ્યા નખાય, ત્યા અમારા જેવાને ઉભા રહેવાનો પણ અધિકાર નથી.' તે પ્રમાણે નજીવી બાબતો માટે લડનારા, ખાવાપીવા અને મોજમજામા આનદ માનનારા, માન બડાઇ અને ઈર્ષ્યાના પુરમા ડુબકા ખાતા–એવા–જે આપણે, તેમને, આવી વાતો સાભળવાનો અધિકાર પણ નથી આતો પ્રભુ દયા ' નિર્ધનના ઘરમા નવા નવા પકવાન્. ભાવથી જમો છો ? કે–હજી માદા ' હજી નવગ નથી ?

**ध्वस्ताशेषमदप्रमादमुदित योगी**–જેમનો મદ અને પ્રમાદ સપૂર્ણ રીતે નાશ પામ્યા છે તે યોગી યોગી એટલે–' ભગવા અગર ધોળા વસ્ત્રવાળો ત્યાગી,' એટલુ જ નહીં–પણ વિશેષ **तस्मात् योगी भवार्जुन !** પ્રભુમા યોગ સાધે તે યોગી મદ અને પ્રમાદ જીવના કટ્ટા શત્રુ છે જેમ બેદરકાર પુરૂષની વ્હાલી સ્ત્રી, જોતજોતામા છટકી જાય છે, તેમ બેદરકાર જ્ઞાની–ત્યાગી–પડિત–અગર ભક્તના, આ બે વ્હાલા દોષ, જોતજોતામા–ખબર ન પડે, એવી રીતે–છટકી જાય છે

કાઇ સમજ્યા હો, તો ભોગની આશાઓ તજીને શ્રીહરિને શરણે આવો, એમ હવે કહે છે—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

> **भोगा भंगुरवृत्तयो बहुविधास्–तैरेव चायं भव ।**
> **तत्कस्यैव कृते परिभ्रमत रे, लोकाः कृतं चेष्टितैः ॥**
> **आशापाशशतोपशान्तिविशदं, चेतः समाधीयतां ।**
> **कामोच्छित्तिवशे स्वधामनि यदि, श्रद्धेयमस्मद्वचः ॥१०१॥**

---

( घा ) **वने**–સ્મશાનમા અગર વનમા પથારી–સુવાનુ **मित्रं च अमित्रश्च मित्रामित्रौ, तयो समानता मित्रामित्रसमानता**–મિત્ર અને શત્રુ ઉપર સમાનતા રાખવી તે **अथ शून्यालये**–અને એકાન્તમા **अतिविमला चिन्ता**–અતિ શુદ્ધ મનથી ઇશ્વરનું ધ્યાન કરવુ તે આ તમામ સામગ્રિઓનુ પાલન **ध्वस्त** ( નાશ પામ્યા છે ) **अशेष मदप्रमाद येन स ध्वस्ताशेषमदप्रमाद. अतः एव मुदित** –જેના મદ અને પ્રમાદ સપૂર્ણ રીતે નાશ પામ્યા હોય છે, તે પ્રમન્ન (યોગી) **योगी सुखं तिष्ठति**–યોગી સુખપૂર્વક કરે છે.

૧૦૧ પદચ્છેદ—**बहुविधा भोगा** –ભોગો ઘણા પ્રકારના છે તોપણ તે **भंगुरा वृत्ति येषाम् ते भंगुरवृत्तय** –ક્ષણભગુર છે: **विषयो** [illegible]

અર્થ—ભોગો ઘણા પ્રકારના છે; તો પણ તે તમામ ક્ષણભંગુર છે. તે ભોગોથીજ આ સંસાર છે. (એટલે ભોગો ભોગવવા બંધ કરો; કે તુરત સંસાર બંધ થઈ જાય; એ ભાવ છે. 'સંસાર બંધ થાય;' એટલે-સંસારનાં સુખદુઃખ મટી જાય. તાત્પર્ય-સંસારને ભોગોનોજ ટેકો છે.) ત્યારે હેલોકો! તમે કયા સુખ માટે, આ સંસારમાં ભટકો છો? (નાર-ભોગો માટેજ ભટકતા હો; તો ભોગો ક્ષણભંગુર છે. ભોગોથી મળેલા સુખો પણ, ક્ષણભંગુર છે. ફુટકીયા મોતીના લાખો ન દેવાય; તેમ નાશવંત ભોગો માટે, અમૂલ્ય જીવન ખરચી ન નંખાય એ ભાવ.) જો અમારા વચનમાં તમને શ્રદ્ધા હોય; (એટલે આ વાતને તમે બરાબર સમજ્યા હો-તો) તમારા કરેલાં કામોથી, છેવટનો (અંતીમ) કોઈ લાભ નથી; માટે હવે બસ કરો. (ભોગોમાંથી ચિત્તને પાછું વાળો; એ ભાવ). સેંકડો આશારૂપી પાશથી મુક્તિ મળતા, નિર્મળ થાય એવા ચિત્તને, કામનાનો નાશ કરવામાં જે શક્તિમાન છે; તે સ્વપ્રકાશ આત્મામાં, એકાગ્ર કરો. (૧૦૧).

૧૦૧ વિવેચન—

કહો ' કેવો માલ ' આના વિવેચન આપણે શું કરીએ ' આ અમૃતને શું ઓળખાવીએ ' આ અમૃતનું તો, મુગા મુગા પાન કરીએ '

ભર્તૃહરિ મહારાજ, હવે થાકીને કહે છે કે-કપકો દઈને કહે છે કે-'**यदि अस्मसूपच श्रद्धेयम्**-તમે અમારૂં વચન માનો-તો તમને અમારા વચનમાં વિશ્વાસ આવતો હોય-તો તમને જે નડે છે, તે તમારી પોતાની આશાઓ છે, તમારી પોતાની વાસનાઓ છે-કામનાઓ છે આ કામનાઓ તમારા ચિત્તને મેલુ-મલીન કરી રહી છે તેથી કહે છે કે-'**आशापाशशतोपशांतिविशदं चेत**-આશાના પાશોમાંથી પોતાની શાંતિથી (મુક્તિથી) સ્વચ્છ થાય એવા તમારા ચિત્તને **कामोच्छित्तिवशे स्वधामनि समाधीयतां**-કામનો નાશ કરવામાં જે શક્તિમાન્ છે, એવા પરમાત્મામાં એકાગ્ર કરો આશાઓના બંધનમાંથી મુક્ત થવા, સતત પ્રયત્ન કરવો તોપણ-આશાઓના પાશનો નાશ થાય, ત્યાં સુધી વાટ ન જોતા એટલે ચિત્તમાં આશાઓ રહી ગઈ હોય, તો પણ તે ચિત્તને, હરિ ચરણમાં જોડી દેવુ ધ્રુવજી રાજની આશાએ તપ કરવા નીકળ્યા હતા રાજ મળ્યુ અને પ્રભુપદ પણ મળ્યુ

આ સમાર છે **तत्**-તેટલા માટે **कस्य पव कृते**-કોને માટે? કયા સુખ માટે? રે **लोका** અરે લોકો **परिभ्रमत**-તમે ભટકો છો? **कृतं** (અલં) **चेष्टितैः**-તમારા કરેલા કામોથી છેવટનો લાભ કાંઇ નથી-હવે બસ કરો **यदि अस्माकं वचः श्रद्धेयम्**-જો અમારૂં વચન માનતા હો તો-[**श्रद्धातुम् योग्य श्रद्धेयम्**] **आशाया पाशशतानि आशापाशशतानि-तेषाम् उपशान्ति** (વિરામ) **अत पव विशदं** (નિર્મળ) **इति चेत**-આશારૂપી સેંકડો પાશથી મુક્તિ મળતા જે નિર્મળ થાય, એવા ચિત્તને [**कामस्य उच्छित्ति** (નાશ) **अत पव वश तस्मिन**] **कामोच्छित्तिवशे स्वधामनि**-કામનાનો નાશ કરવામાં જે શક્તિમાન છે તે સ્વપ્રકાશ આત્મામાં **चेत समाधीयतां**-ચિત્તને એકાગ્ર કરો

સંસારમા ધન્ય કોને છે? તે કહે છે—

शार्दूलविक्रीडितवृत्तम् —

> धन्यानां गिरीकन्दरे निवसतां, ज्योतिः परं ध्यायताम् ।
> आनन्दाश्रुजलं पिबन्ति शकुना, निःशंकमंकेशयाः ॥
> अस्माकं तु मनोरथोपरचित-प्रासादवापीतट-
> क्रीडाकाननकेलिकौतुकजुषा-मायुः परिक्षीयते ॥ १०२ ॥

અર્થ—પહાડની ગુફામા વસતા, અને પરબ્રહ્મનુ ધ્યાન ધરતા ભાગ્યશાળી પુરૂષોના, બ્રહ્માનંદના સુખમા (થએલા પ્રેમને લીધે) આંખમાથી ખરી પડતા આસુના જળને, ખોળામા બેઠેલા પક્ષિઓ નિડરપણે પીએ છે તે ભાગ્યશાળી પુરૂષોનુ આયુષ્ય, આ પ્રમાણે વ્યતીત થાય છે, ( અમારૂ આયુષ્ય કેવી રીતે વ્યતીત થાય છે, તે કહીને હવે તેને માટે ખેદ કરે છે ) પણ-અમારૂ આયુષ્ય તો, રાજમહેલમા-વાવના કીનારા ઉપર, અગર વિહાર માટે બનાવેલા બગીચાઓમા, મનોરથથી ગોઠવેલી રમતગમતના કૌતુક ભોગવવામા ક્ષીણ થાય છે (૧૦૨)

૧૦૨ વિવેચન—

વનમા વાઘનો ભય ઘરમા સ્ત્રીરૂપી વાઘણ વનમા સર્પોનો ભય ઘરમા સગાંવ્હાલાં રૂપી સર્પોનો ભય, વનમા નરૂ અને રીંછનો ભય, ઘરમા પુત્રાદિ રૂપી વરૂ અને રીંછનો ભય

ચાપાર્ટીમા, ગાર્ડન પાર્ટીમા અને એવા બીજા વિનાસોમા રખડતા જીવોને, આ વાત ન કરશો કરશો તો ભર્તૃહરિને, મને અને તમને પણ ગાળો દેશે

૫૬.

કાણાને કાણો કહેતા, તો લાગે કડવુ''

કુંભના ઘડામા ભરેલુ પાણી, જેમ ખરખર ચાલ્યુ જાય છે, તેમ રખડતી ઇંદ્રિયોવાળા જીવોનુ જીવન, ખરખર ચાલ્યુ જાય છે મદિરા પીઇને ગાંડા થએલાઓનુ કેડેથી વસ્ત્ર, ક્યારે સરી પડ્યુ તેનુ તેને ભાન રહેતુ નથી તેમ કરોડો દેતા ન મળે, એવી આયુષ્યની પળો, ક્યાં ચાલી જાય છે તેનુ વિષયી પુરૂષોને ભાન રહેતુ નથી

---

૧૦૨ પદચ્છેદ—**गिरिकन्दरे निवसता**-પહાડની ગુફામા રહેનારાળા, **पर ज्योति ध्यायता**-પરબ્રહ્મનુ ધ્યાન ધરનારાળા **धन्यानां**-ભાગ્યશાળી પુરૂષોનુ **आनन्देन गलितानि अश्रुणि तेषाम् जल आनन्दाश्रुजल**-બ્રહ્માનંદના સુખમા આંખમાથી ખરતા આસુના જળને [ **अङ्के शेरते इति अङ्केशया** ] **अङ्केशया इति शकुना**-ખોળામા બેઠેલા પક્ષીઓ **नि शङ्कम् पिबन्ति**-નિડરપણે પીએ છે **तु**-પણ **अस्माकं आयु** અમારૂ આયુષ્ય તો **मनोरथेन उपरचितानि ( कल्पितानि**-રચેલા ) **प्रासादवापीतटक्रीडाकाननानि तेषु केलय** (રમતગમતો) **तेषाम् कौतुकानि तानि जुषन्ते ते** **मनार-जुष तेषां इति अस्माकम्**-અમે જેઓ રાજમહેલ, વાવના કીનારાઓ, અને વિહાર માટે બનાવેલા બગીચાઓમા મનોરથથી ગોઠવેલી રમતગમતના કૌતુક ભોગવવામા **परिक्षीयते**-ક્ષીણ થાય છે નાશ પામે છે

રાગ—શાર્દૂલ૦ [ સ્વકૃતિ ]

ગોયું બાળપણું જુવાની પણ તે, ગણો ગરી જાય છે,
ભોગોમાં વિષયો વિષે નરકિમાં, પ્રીતિ પરાવાય છે
શુંધો તો મનજાય અંતર હવે, ન માયનીના સુત્રે,
મોંઘો માનવ જન્મ આ જગતમાં, ખાતે ફરી ના ખુવો !
આવા ઉત્તમ જન્મમાં અવતરી, કર્તવ્ય કાંઈ કરી,
પીડા પિંડ વિના મરી પ્રતિદીને, હા માનને આદરી !
કાળા ખાડામાં પડત પગને, ના ઝીણેથી ધુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં, ખાતે ફરી ના ખુવો !

પથારીમાં પેશાબ થાય તે જેમ ગાડાનું કામ તેમ અપીગગી ભગવદ્ ચરણુપૂજનું તે પણ ગાડાનું કામ

હવે કહે છે કે—આ સંસારમાં કઈ વસ્તુ ભય રહિત છે? અચળ છે?—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

**आघ्रातं मरणेन जन्म जरया, विद्युच्चलं यौवनं ।**
**संतोषो धनलिप्सया शमसुखं, प्रौढांगनाविभ्रमैः ॥**
**लोकैर्मत्सरिभिर्गुणा वनभुवो, व्यालैर्नृपा दुर्जनैः ।**
**अस्थैर्येण विभूतिरप्यपहृता, ग्रस्तं न किं केन वा ॥१०३॥**

**અર્થ—**મરણે જન્મને ગળ્યું છે, (એટલે જન્મ મરણના ભયથી ઘેરાએલો છે) ઘડપણે વિજળી જેવા ચચળ યૌવનને ગળ્યું છે, (એટલે યૌવન ઘડપણના ભયમાં ને ભયમાં રહેલું છે.) ધનપ્રાપ્તિની ઇચ્છાએ સંતોષને ગળ્યો છે, પ્રૌઢ સ્ત્રિઓના વિલાસોએ શાંતિના સુખને ગળ્યું છે, ઈર્ષ્યાખોર લોકોએ ગુણોને ગળ્યા છે, સર્પોએ વનની ભૂમિઓને, દુર્જનોએ રાજાઓને, અને ચંચળતાએ વૈભવોને ગળ્યા છે. ત્યારે જગતમાં કઈ વસ્તુ અન્યથી-ગળ્યા વિનાની—ભય વિનાની—નિર્ભય—રહી શકી છે? તાત્પર્ય—નાશવત જગતના તમામ દેહાદિક પદાર્થો નાશવત છે (૧૦૩)

---

૧૦૩ પદચ્છેદ—**मरणेन जन्म आघ्रातं**—જન્મને મરણે ગળેલું છે મરણના ત્રાસને સંભારીએ ત્યં જન્મનો આનંદ ફીકો થઈ જાય છે અને જે જન્મ્યા તે જરૂર મરવાના છે **विद्युच्चलं इति यौवनं जरया आघ्रातं**—વીજળીના જેવું ચચળ ગતિવાળું યૌવન વૃદ્ધાવસ્થાથી ગળેલું એટલે યૌવન પછી વૃદ્ધાવસ્થા જરૂર આવવાની છે અને તે યૌવનનો નાશ કરવાની છે **संतोष धनलिप्सया** ધનપ્રાપ્તિ કરવાની ઇચ્છાથી સંતોષ **प्रौढाङ्गना विभ्रमैः शमसुखं**—સારા અંગવાળી સ્ત્રીના વિલાસોથી શાંતિનું સુખ [**मत्सरः अस्ति येषाम् इति मत्सरिणः तैः**] **मत्सरिभिः लोकैः गुणाः**—ઈર્ષ્યાખોર લોકોએ ગુણોને ગળી લીધા છે દોષિત ઠરાવ્યા છે **वनभुवः व्यालैः**—વનની પૃથ્વીઓને સર્પોએ **नृपाः दुर्जनैः**—રાજાઓ દુર્જન પુરુષોથી ગળાએલા છે—આધીન થએલા છે **विभूतिः अपि अस्थैर्येण अपहृता**—ચચળપણાએ વૈભવો હણેલા છે **वा केन किं न ग्रस्तं**—માટે આ જગતમાં કોણે કોને ગળ્યું નથી?—ભય પેદા કર્યો નથી?—આપત્તિ લગાડી નથી?

૧૦૩ વિવેચન—

સારૂ જોઈને શુ રાજી થઇએ ! કારણ કે સારૂ ઘડીકજ ટકનાનું છે નાટક સારૂ-પણુ ઘડીકનુ સ્ત્રી સારી, પણુ ઘડીકની, વૈભવ સારા, પણુ ઘડીકના એટલે નાશવંત જગતના તમામ પદાર્થો, નાશવત છે તેમા મોહ કરવો નહીં કદિ મોહ કર્યો, તો પદાર્થ ચાલ્યો જશે, અને તેમા કરેલો મોહ, મારા ખનગવશે **स्नेहवान् ज्वलतेऽनिश**–સ્નેહવાળા માણસો સદા સળગ્યાજ કરે

ત્યારે શુ સ્નેહ ખોટો છે ?—અનિત્ય વસ્તુમા સ્નેહ થાય, તે ખોટો, અને નિત્ય વસ્તુમા સ્નેહ થાય, તો તે ખરો. જડભરતને મૃગલીના બચ્ચામા સ્નેહ થયો, તો ત્રણ અવતાર લેવા પડયા આપણુને આપણા બચ્ચામા સ્નેહ થાય, તો કેટલા અવતાર લેવા પડે ! કેટલા અવતારે આપણી મુક્તિ થાય !

સસારમા દેહાદિ સ્નેહ કરવા લાયક પદાર્થો નથી, તેનુ હવે નિરૂપણુ કરે છે—

શાર્દૂલ૦

आधिव्याधिशतैर्जनस्य विविधै–रारोग्यमुन्मूल्यते ।
लक्ष्मीर्यत्र पतन्ति तत्र विवृत–द्वारा इव व्यापदः ॥
जातं जातमवश्यमाशु विवशं, मृत्युं करोत्यात्मसात् ।
तत्किं नाम निरंकुशेन विधिना, यन्निर्मितं सुस्थितम् ॥ १०४ ॥

**અર્થ**—મનની કરોડો ચિંતાઓથી, અને શરીરના નાના પ્રકારના રોગોથી, મનુષ્યના આરોગ્યનો મૂળમાથી નાશ થાય છે. જ્યા લક્ષ્મી હોય છે; ત્યાં ઉઘાડા બારણાવાળી આપત્તિઓ દોડી આવે છે. જે જે ઉત્પન્ન થાય છે; તે તે અવશ્ય પરવશ થઇને, મોતને આધીન થાય છે. ત્યારે સ્વતંત્ર વિધિએ જે જે કર્યું છે, તેમાથી કયુ નિશ્ચળ છે ? નિર્ભય છે ? તાત્પર્ય–જગત્-મા ઉત્પન્ન થએલા દેહાદિ તમામ પદાર્થો નાશવત છે, મોહ કરવા લાયક નથી. [૧૦૪].

૧૦૪ વિવેચન—

દેહ અને લક્ષ્મી—આ બે સ્નેહના મોટા મથક છે આ બેઉ મથકો અનેક ભયથી

---

૧૦૪ પદ-છેદ —**विविधै आधिव्याधिशतै**–નાના પ્રકારની કરોડો મનની અને શરીરની પીડાઓથી **जनस्य आरोग्य उन्मूल्यते**–મનુષ્યના આરોગ્યનો મૂળમાથી નાશ થાય છે. **यत्र लक्ष्मी॰ (वसति) तत्र**–જ્યા લક્ષ્મી હોય છે ત્યા [**विवृतं द्वारं यासां ता**] **विवृतद्वारा इव व्यापद पतन्ति**–ઉઘાડા બારણાવાળી આપત્તિઓ આવી પડે છે **जातं जातं**–જે જે ઉત્પન્ન થાય છે તે દરેકને **मृत्यु अवश्य आशु विवशं (कृत्वा)**–મૃત્યુ જરૂર તરતથી પરવશ કરીને **आत्मसात् करोति**–પોતાને આધીન કરે છે **तत्**–ત્યારે **निरकुशेन विधिना यत् निर्मितं**–સ્વતંત્ર વિધિએ જે ઉત્પન્ન કરેલું છે **किं नाम**–તેમાથી કયું ? **सुस्थितम्**–નિશ્ચળ છે ? નિર્ભય છે ?

ચેલાઓના કે સુંદર શરીરવાળો પુત્ર માતાપિતાને ગમે, સુંદર શરીરવાળો પતિ સ્ત્રીને ગમે, પણ જ્યારે તે શરીરમાં પતનનું દરદ થાય ઠેકાણે ઠેકાણે કીડા પડે, તો–સગાંવહાલાંઓ અડકે પણ નહીં, અને 'ક્યારે તમે મરશો ?' એમ વાતવાત પૂછે 'આમાથી બચું, તો હવે ઘરમાં ન રહું, પણ હિમાલય ઉપર જઈ આત્માની શોધ કરું,' એવા માંદાને પણ તીવ્ર વૈરાગ્ય થાય

'આટલામાં એક મોટો સાપ ગયો છે,' એમ કહીને, ત્યાં આપણને પક્વાન્ન જમવા બેસાડે, તો તે પક્વાન્ન કેવા મીઠા લાગે ? 'સાકરને બદલે સોમલ દુધમાં પડી ગયો છે,' એમ કહીને, કોઈ આપણને દુધ આપે, તો તે દુધ કેમ પીવાય ? સડી ગએલા થાંભલા મુકીને, મોટી ઇમારત કોણ બાંધે ?

લક્ષ્મીની બાબતમાં—

अर्थानामर्जने दुःखं, तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं, धिगर्थं च पुनः पुनः ॥

ધનને પ્રાપ્ત કરવામાં દુઃખ, પ્રાપ્ત થયા પછી સાચવવામાં દુઃખ, તેનો નાશ થાય તો દુઃખ તે વપરાઈ જાય તો પણ દુઃખ ત્યારે તો ધન ઘણુંજ થોડું સુખ આપે, અને ઘણું દુઃખ આપે

સંસારમાં સંતોષની ખાસ જરૂર છે સગા સંબંધી અગર સ્ત્રી પુત્રાદિને, ધનવાન પુરૂષ, લક્ષ્મીનો લાભ આપતો રહે, તોપણ સગાંઓને અને સ્ત્રી પુત્રાદિકને, સંતોષ થાય નહીં અસંતોષને પરિણામે, કાંઈક વાંકુ દેખે, કે તુરત–ધનવાનની ઈર્ષ્યા–દ્વેષ–કર્યા કરે ધન વાપર્યાં છતાં ધનવાનને સોએ નેવું ટકા, સબંધીઓનો સંતોષ મળે નહીં

તાત્પર્ય—નાશવંત પદાર્થોનાં સુખ થોડાં, અને દુઃખ ઘણાં, એમ સમજીને સંસારમાં રહેવું

જન્મથી માંડીને મરે ત્યાં સુધીમાં, કહો સાચું સુખ ક્યાં છે ? તે હવે કહે છે—

स्रग्धरावृत्तम्—

कृच्छ्रेणामेध्यमध्ये, नियमिततनुभिः, स्थीयते गर्भमध्ये ।
कान्ताविश्लेषदुःख-व्यतिकरविषमे, यौवने विप्रयोगः ॥
नारीणामप्यवज्ञा, विलसति नियतं, वृद्धभावोऽप्यसाधुः ।
संसारे रे मनुष्या, वदत यदि सुखं, स्वल्पमप्यस्ति किञ्चित् ॥१०५॥

૧૦૫. પદચ્છેદ—अमेध्यं मध्यं यस्य तत् अमेध्यमध्यं तस्मिन् इति गर्भमध्ये–વિષ્ટા અને મુત્રથી ભરેલા અપવિત્ર ગર્ભાશયમાં कृच्छ्रेण–દુઃખથી नियमिता तनवः येषाम् ते, तैः नियमिततनुभिः–અંગોને સંકોચીને स्थीयते–રહેવાય છે–રહેવું પડે છે कान्तायाः विश्लेषस्य (વિયોગનું) दुःखं तस्य व्यतिकरः (સંબંધ) अत एव विषमम् तस्मिन् इति यौवने–યૌવનમાં સ્ત્રીનો વિયોગ થાય ત્યારે દુઃખ તો હોય, તેમાં વળી विप्रयोग–ભોગો વિયોગ પ્રાપ્ત થાય એટલે પોતાનું અગર સ્ત્રીનું મરણ થાય તે वृद्धभाव अपि असाधु–ઘડપણ પણ દુઃખકર છે કારણકે नारीणाम् अवज्ञा नियतं विलसति સ્ત્રીનો તિરસ્કાર–તોછડાઈ હમેશાં તેમાં હોય છે यदि संसारे–કદિ આ સંસારમાં स्वल्पं अपि किंचित् सुखं अस्ति કાંઈ જરા પણ સુખ હોય તો रे मनुष्याः वदत–હે મનુષ્યો બોલો.

અર્થ—વિષ્ટા અને મુત્રથી ભરેલા અપવિત્ર ગર્ભાશયમાં, દુઃખથી માંડમાંડ, અંગોને સંકોચીને, જીવને રહેવું પડે છે. (યૌવન પણ દુઃખકર છે; કારણકે.) યૌવનમાં સ્ત્રીનો વિયોગ થાય; ત્યારે સામાન્ય દુઃખ તો હોય; તેમાં વળી જ્યારે મોટો વિયોગ થાય; એટલે પોતાનુ અગર સ્ત્રીનુ મરણ થાય; ત્યારે ભયંકર દુઃખ થાય. ઘડપણ પણ દુઃખકર છે. કારણકે ઘડપણમાં સ્ત્રીઓનો પતિ પ્રત્યે અનાદર—તિરસ્કાર સામાન્ય રીતે પ્રગટી નીકળે છે—થાય છે તેથી હે મનુષ્યો! સંસારમાં જરા પણ સુખ હોય; તો તમે મને કહો. (૧૦૫).

૧૦૫ વિવેચન—

કેદખાનામા કેદીઓને અમુક હદની કોટડીઓ, અને અમુક હદમા હરવા ફરવાની રજા માતાના ઉદરરૂપી કેદખાનામા, નાનામા નાની કોટડી મળમૂત્રાદિથી ભરેલી કોટડી વળી એક બે દિવસની કેદ નહીં—નવ માસ વીતી જાય પણ ઓનાય નહીં બહાર નીકળ્યા પછી, બળીયા ઓરી અને દાતના દુખ પડે, તોપણ ચાર છ વરસ માતાની ગોદમા ખેલી લે. સાતમે વરસે મહેતાજીના દર્શન થાય ભણવાની ઉપાધિ ઉભી થાય વીશ બાવીશ વરસે ભણી રહેવાનો વખત થાય, ત્યા મોટા ગુરૂ (સ્ત્રી)ના દર્શન થાય તે રૂપાળા હોય, ભણેલા હોય, તો તેમના અભિમાનને—અકળાટને સ્વચ્છદને—વેઠી લેતા આવડે, તો સસાર ચાલે. કરૂપ હોય અગર તેમની જીભ કુવાડા જેવી હોય, તો તેને પણ વેઠી લેતા આવડે, તો સંસાર ચાલે નહીં તો હો—હો અવળે ગધેડે અસ્વારી નીકળે આવા દુઃખ દેખાય, તોપણ વિષયલોલુપ પુરૂષને સસાર મીઠો લાગે એમ કરતા સ્ત્રીનો વિયોગ થાય, તો થોડા દિવસનુ દુઃખ, અને સ્ત્રીનુ મરણ થાય, તો ઘણા દિવસનુ દુખ આ પ્રમાણે સસારમા દુખના દાવ ખેલતા ખેલતા, જોતા જોતામા પુરૂષ ઘરડો બની જાય ઘડપણમા સ્ત્રી જીવતી હોય, તો તે પુત્રાદિને હાવભાવ કરે, પણ પતિને નહીં. પતિ પતિપણુ બતાવવા જાય, તો સ્ત્રી—ઓએ પચાણુ ટકા—પતિનો તિરસ્કાર કરે ઘરડી ગધેડીની લાતો ખાતો દુબળો ગધેડો, જેમ આમતેમ નાસે, તેમ સ્ત્રીના મેણા ટોણા ખાતો વૃદ્ધ પુરૂષ, સંસારમા આમતેમ ટળવળ્યા ખાય ભર દરીએ ડુબતા માણસને, ભાગેલા વહાણનુ પાટીયુ હાથ આવી જાય, અને તેને જો તે મજબૂત પકડી લે, તો તે જેમ પોતાના મનને કાઇક શાતિ આપે, તેમ સંસારના દુખથી કટાળેલા માણસને, સત્સગની—વૈરાગ્યની કાઇક ગધ આવી જાય, અને તે ગધને, જો તે નિશ્ચયપૂર્વક પકડી લે, તો તે પોતાના મનને કાઇક શાતિ આપી શકે.

વિચારસાગરના પાચમા તરગમા, મહાત્મા શ્રીનિશ્ચળદાસે ભર્તૃહરિનુ દૃષ્ટાન આપ્યુ છે તે પ્રથમ રાજાનો મુખ્ય મત્રિ હતો. બીજા મત્રિઓએ ખટપટ કરતા, ભર્તૃ ઉપર રાજાની અવકૃપા થઇ. ભર્તૃ તપ કરવા વનમા ચાલ્યો ગયો ત્યા મોહનુ મુખ્ય સ્થાન જે સ્ત્રી, તે તેને યાદ આવી 'અહો' મે સ્ત્રીનો ત્યાગ કર્યો, પણ મારી સ્ત્રી તે કેવી!''

ચોપાઈ—તિય જો ચારિ ચતુર્પદ મોહત, ચારિ—ફૂલ—ફળ—ખગ મન મોહત.

• પશુઓમા ચાર સુદર લક્ષણવાળી, ચાર ફુલના સુદર લક્ષણવાળી, ચાર ફળના સુદર લક્ષણવાળી, ચાર પક્ષીના સુંદર લક્ષણવાળી—એવી સુદર સ્ત્રી ...

ભર્તૃ આગળ વિચાર કરે છે કે-રાજાની સેવામા ઘણો ભય ! અને વળી ફીકર ! તોપણ અંતે રાજા ખીજાયો, અને સત્તા ખેંચી લીધી રાજાએ આપેલા વૈભવો પણ, હતા ત્યારે હતા, પછી તુરત ચાલ્યા ગયા મધગુ જતા એક ઇશ્વર મારી પાસે બાકી રહ્યો હવે તેને કા ન સેવુ ! તેને કા ન ખોળુ-તેને કા ન ભજુ ! વિગેરે વિગેરે

તાત્પર્ય—મનુષ્યોને સાચુ સુખ સસારમાં નથી, અને જે છે તે ૧૦૭મા શ્લોકમા આગળ બતાવશે તેના જેવુ છે

મનુષ્યોના જીવતરનો હિસાબ બતાવે છે—શાર્દૂલ વિ૦

**आयुर्वर्षशतं नृणां परिमितं, रात्रौ तदर्धं गतं ।**

**तस्यार्धस्य परस्य चार्धमपरं, बालत्ववृद्धत्वयो ॥**

**शेषं व्याधिवियोगदुःखसहितं, सेवादिभिर्नीयते ।**

**जीवे वारितरङ्गचञ्चलतरे, सौख्यं कुतः प्राणिनाम् ॥१०६॥**

**અર્થ—મનુષ્યોનુ આયુષ્ય સો વરસનુ નિર્માણ થએલુ છે તેમાથી (૫૦) વરસ તો રાત્રીમા નિદ્રામા જાય છે. તેમાથી અરધુ, એટલે (૨૫) વરસ, સાડાબાર વરસ બાલ્યાવસ્થામા, અને સાડાબાર વરસ ઘડપણમા ચાલ્યા જાય છે. બાકીનુ (૨૫) વરસનુ આયુષ્ય, વ્યાધિ તથા વિયોગના દુ ખથી ઘેરાએલુ હોય છે. આ પચીશ વરસોને એટલે જુવાનીના આ વરસોને, મનુષ્યો ધનવાનની સેવા વિગેરેમા -ગુલામગિરીમા-ગાળે છે. જળના તરગ સમાન અતિ ચચળ જીવતરમા, પ્રાણીઓને સુખ ક્યાથી હોય ? (૧૦૬)**

૧૦૬ વિવેચન—

શાસ્ત્રો મનુષ્યનુ આયુષ્ય સો વરસનુ કહે છે કે-પણ મનુષ્યનુ ખરૂ આયુષ્ય ૪૦ વરસનુજ છે ૪૦ વરસમા ખાવુપીવુ પચે, આખે સારૂ દેખાય કાને સારૂ સભળાય, ધમધમ પગ ઉપડે રોગાદિ ઓછા આવે-વિગેરે પછી નગના પાણી

પ્રભુએ મનુષ્યને બળદને, કુતરાને અને બગનાને-દરેકને ચાળી ચાળી વરસની આવરદા આપી તે વાત સાભળો—

બળદે પ્રભુની પ્રાર્થના કરી કે—"હે નાથ ! આવુ લાબુ આયુષ્ય આપશો, તો તરીકા

૧૦૬ પદ છેદ —**नृणा आयु वर्षशतं परिमित**-મનુષ્યોનુ આયુષ્ય સો વરસનુ નિર્માણ થએલુ છે **तस्य अर्ध रात्रौ गत**-તેનુ અરધુ રાત્રીમા ગએલુ છે એટલે (૫૦) વરસ રાત્રીમા **च**-અને **परस्य तस्य अर्धस्य अपर अर्ध**-બીજા અરધાનુ અરધુ એટલે (૨૫) વરસ **बालत्ववृद्धत्वयो**-બાલ્યાવસ્થા તથા ઘડપણમા (**गत**-ગએલુ છે) **शेष**-બાકીના ૨૫ વરસનુ આયુષ્ય **व्याधिश्च वियोगदु खश्च व्याधिवियोगदु खे ताभ्या सहित व्याधिवियोगदु खसहित**-તેમા વ્યાધિ તથા વિયોગ દુ ખનો સમાસ થઈ જાય છે **सेवादिभि नीयते**-આ પચીસ વરસો સેવા કરવામા પસાર થાય છે **वारितरङ्गवत् चञ्चलतरे जीवे इति जीवने**-જળના તરગ સમાન અતિ ચચળ જીવતરમા **प्राणिनाम् सौख्य कुत**-પ્રાણીઓને સુખ ક્યાથી હોય ?

તાણી તાણીને, માગ ફુચા નીકળી જશે ચાળીસમાથી વીસ વરસનુ આયુષ્ય, મનુષ્યને આપો, તો તે ધર્મધ્યાન કરીને, આપને પામશે, ને તેમા મારૂ પણ કાંઈક સાર્થક થશે ”

કુતરાએ દીનાનાથને હાથ જોડીને કહ્યુ કે–હે કૃપાસાગર ! આવુ લાંબુ આયુષ્ય આપશો તો ટુકડા ઉધરાવીને, અને લોકોની લાકડીઓ ખાઈ ખાઈને, માગ ફચા નીકળી જશે મારા ૪૦ માથી ૨૦ વરસ મનુષ્યને આપો તો તે કાંઈક ધર્મધ્યાન કરીને આપને પામશે અને તેમા મારૂ પણ કાંઈક સાર્થક થશે

બગને પ્રભુને કહ્યુ કે—‘ હે પ્રભુ ! હું વધારે જીવીશ તો વધારે માછના પકડી પાપ કરીશ મારા ચાળીસ વરસમાથી ૨૦ વરસ મોગાભાઈને મનુષ્યને આપો તો તે કાંઈક ધર્મધ્યાન કરીને આપને પામશે અને તેથી મારૂ પણ કાંઈક સાર્થક થશે

આ ત્રણેની અરજ સાંભળી પ્રભુએ મનુષ્યને બળદના ૨૦, કુતરાના ૨૦, અને બગલાના ૨૦–એમ સાઠ વરસ આપ્યા એટલે–મનુષ્યને પોતાના ૧ થી ૪૦ વરસ, બળદના ૪૧ થી ૬૦, કુતરાના ૬૧ થી ૮૦, બગલાના ૮૧ થી ૧૦૦ વરસ

કેમ સાવધાન છો ! સાંભળો ત્યારે—મનુષ્યને સાચુ સુખ ૪૦ વરસ સુધીજ હોય પછી બે તાણા—આ તે પગે–ને ઘડપણના ભણકારા વાગે તોપણ ૪૧ થી ૬૦ સુધીમા મનુષ્ય મોટી ઉપાધીઓ માથે લે નાના બાપ બનીને, એક બળદ કરતા વધારે ભાર (જોખમ) ઉપાડીને આમતેમ દોડાદોડ કરે જ્યા જોઈએ ત્યા બળદની માફક પોતે ફરી વળે એમ કરતા સાઠ વરસ થાય પછી ૬૧ થી ૮૦ કુતરાનુ આયુષ્ય મનુષ્ય ભોગવે તે આયુષ્યમા હાથ પગ ઢીલા થાય પણ જીભ વધી પડે જેને તેને લડે બોલે ત્યા ઘુરકે ઉઠે કાઈને બોલ્યુ ગમે નહીં તોપણ બોલેજ જાય ઘરના કહે કે–હવે કયા સુધી ભસશો ? તોપણ સમજે નહીં ભસતા ભસતા ૮૦ મે વરસ પહોચે પછી ૮૧ થી ૧૦૦ વરસ બગલાનુ આયુષ્ય મનુષ્ય ભોગવે તે વખતે જીભ થાકી જાય બોલ્યુ બોલાય નહીં બગલાની માફક માત્ર આમતેમ ટગર ટગર જોયા કરે પુત્રો બેને બદલે આઠના બૂટ પહેરીને ઘરમા આવે કોઈ એક આનાને બદલે બાર આના આપીને વાળ કતરાવીને આવે પુત્રવધુઓ મર્યાદા મૂકીને વર્તે હમેશા ભજના અને પૂરી ઉડાવે વિગેરે—પોતાને ન ગમે એવી બાળગોપાળની રીતભાત–બાળગોપાળના તોફાન ડોસો ટગર ટગર જોયા કરે અને હૃદયમા મુઝાયા કરે

બધા ડોસા આવા નથી હોતા તોપણ સોએ નેવુ ટકા ની કજો નાતની વાડીમા પકવાન જમી રહ્યા પછી પતરાળા ઉપર બેસી રહેવુ તે જેમ ઠીક નહીં તેમ ૪૦ ૫૦ વરસ સુધી સંસારના સુખદુઃખ જોઇ લીધા પછી પોતાના ઘરમા પોતાના ધંધામા–નાતજાતમા–અને સમાજમા–બેસી રહેવુ એટલે–તેમા આસક્ત રહેવુ તે ઠીક નથી અહંમમની ગાંઠ ઢીલી કરીને જેમને પોતાના માન્યા હોય તમને મનમાથી મરી પડવા દેવ જેમને પોતાના શત્રુ માન્યા હોય તેમની સાથે મૈત્રી કરવા પ્રયત્ન કરવો રાગ કરવા લાયક સંતો અને શાસ્ત્રો છે તેમની શોધ કરી દ્વેષ કરવા લાયક કામાદિ છે તમનો ત્યાગ કરવો વિગેરે વિગેરે

શ્લોકના છેવટમા કહ્યુ કે ‘જળના તરંગ સમાન અતિ ચંચળ જીવતર

પદ

રાગ–ગજલ તાલ ધમાલ

કરો હરિકા ભજન પ્યારે ઉમરિયા બીત જાતી હૈ
ઉમરીયા બીત જાતી હૈ—મોત નહી યાદ આતી હૈ—કરો હરિ૦ ટેક

પૂર્વ શુભ કર્મ કર આયા, મનુજ તન ધરણીમે પાયા,
ફિરે વિષયોમે ભરમાયા, મૌત નહી યાદ આતી હૈ—કરો૦
બાળાપન ખેલમે ખોયા, જોબનમે કામ વશ હોયા,
બુઢાપે ખાટપર સોયા, આશ મનકો સતાતી હૈ—કરો૦
કુટુંબ પરિવાર સુતદારા, સ્વપનસમ દેખ જગ સારા,
માયાએ જાન સિન્તારા, નહીં યહ સંગ જાતી હૈ—કરો૦
જો હરિકે ચરણ ચિત લાવે, સો ભવસાગરકો તર જાવે,
બ્રહ્માનંદ મોક્ષપદ પાવે, વેદ વાણી સુનાતી હૈ—કરો૦

કેમ કેવો માલ! આવા પદ પ્રેમથી ફરી ફરી ગાજો
સાભળો-વળી એક આપુ—

પદ.

રાગ—ભાડ તાન દાદરા

તેરી ઉમર બીતી જાય રે પ્રાણી! રામ સુમર લે—ટેક૦
બુંદ બુંદ ટપકતા રે, જ્યોં અંજલિકાના નીર, (૨)
પલ પલ છીન-છીનમે તેરા, (૨) છીજત જાય શરીર—પ્રાણી૦ તેરી૦
હાથી ઘોડા પાલખી રે, દાસી દાસ અનેક, (૨)
મહેલ ખજાના નારીયા તેરે, (૨) સંગ ન આવે એક—પ્રાણી૦ તેરી૦
ચાર દીનોકી જીંદગી રે, જેમી હસ બિનાય, (૨)
કર લે જો કુછ હો સકે રે—
[થવા દ્યો-થવા દ્યો-શી આજ્ઞા કરી? સાભળી? સાભળો ફરી]
કરે જો કુછ હો સકે રે, (૨) ફિર પીછે પછતાઇ—પ્રાણી૦ તેરી૦
ખાલી આયા જગતમે રે, ખાલી જાવનહાર,
બ્રહ્માનંદ ભજન વિના તેરા, ઝુઠા સબ વિચાર—પ્રાણી૦ તેરી૦

ત્યારે આ સુખજેવું દેખાય છે તે શું છે—

**असारे खलु संसारे, सुखभ्रांतिः शरीरिणां ।**
**लालापानमिवांगुष्ठे, बालानां स्तन्यविभ्रमः ॥१०७॥**

અર્થ—ખરેખર અસાર એવા આ સંસારમાં, મનુષ્યોને સુખની ભ્રાંતિ થાય છે આ સુખ કેવા પ્રકારનું છે, તે હવે સાભળો. બાળક અંગુઠો ધાવે છે, ત્યારે અંગુઠા ઉપર ચોટેલી પોતાની લાળ, બાળક ધાવે છે, તોપણ જાણે તે માતાનું સ્તન ધાવતો હોય, એવું તેને ભાન થાય છે-એવો તેને ભ્રમ થાય છે (૧૦૭)

---

૧૦૭ પદચ્છેદ—खलु असारे संसारे-ખરેખર અસાર એવા આ સંસારમા शरीरिणां सुखभ्रान्ति-મનુષ્યોને સુખની ભ્રાન્તિ છે लालायाः पान लालापान-લાળનું॥ स्तन्यविभ्रम इव अङ्गुष्ठे लालापान-અ
લાળ ચાટે છે, જાણે માતાનું દુધ પીતું હોય

૧૦૮ વિવેચન—

વૈભવવાળા સસારમા ફુગાય, તે તો ઠીક, પણ જેમની પાસે વૈભવ નથી, તેઓ વૈભવની લાલચમા પડયા પડયા કા કુટાય ! વૈભવ મળ્યા પછી, વૈભવ સાચવવાના દુ ખ, અને વૈભવ મળ્યા નથી, તેમને વૈભવ મેળવવાના દુ ખ, તેનો બરાબર વિચાર કરીને, વૈભવમાથી ચિત્તને પાછુ વાળી, પ્રભુ ચરણમા જોડવુ, એવો ભાવ છે આ તો વાતો કરીએ, બાકી કામનાઓને સમેટવી, તે બહુ અઘરૂ કામ છે કામ અઘરૂ છે, તોપણ જ્ઞાનવૈરાગ્યના ધોધમા, કામનાનો કચરો ધોવાઇ જાય છે; એમ આપણે સાભળીએ છઇએ, અને આપણે જોઇએ પણ છઇએ

જગતમા ચારે તરફથી જીવને ભય છે, છતા જીવ પાપ કેમ કરે છે?—

वसन्ततिलकावृत्तम्—

व्याघ्रीव तिष्ठति जरा, परितर्जयन्ती ।
रोगाश्च शत्रव इव, प्रहरन्ति देहम् ॥
आयुः परिस्रवति भिन्न-घटादिवाम्भो ।
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ॥ १०९ ॥

**અર્થ—વાઘણની પેઠે તિરસ્કાર કરતી જરા અવસ્થા (દેહને વીંખી નાખવા, મનુષ્યની પાસેજ) ઉભી છે, રોગ શત્રુઓની માફક, દેહને પ્રહાર કર્યા કરે છે; કાણા ઘડામાથી જેમ જળ ચાલ્યુ જાય છે, તેમ દેહમાથી આયુષ્ય ખરખર ચાલ્યુ જાય છે, તોપણ પોતાનુ જેથી બગડી જાય, એવા કૃત્યો લોકો કરે છે, તે ખરેખર આશ્ચર્યજનક છે. [૧૦૯]**

૧૦૯ વિવેચન—

'આ પાપ છે, અને આ પાપ માટે, મારે પોતાને દુ ખ ભોગવવા પડશે,' એમ ઘણા જીવો જાણે છે-તોપણ-'શુ કરીએ!' 'એમ ન કરીએ તો ચાલે નહીં,' 'એવા ભક્ત હજી અમે થયા નહીં,' 'એવુ ડહાપણુ અમારે પાલવે નહીં,' વિગેરે-વિગેરે કહેનાર સ્ત્રી-પુરૂષો હજી ઘણા છે કોઇના ખેતરમાથી લીલુ ઘાસ ચરી આવવાની ટેવ, જે ગાયને પડે, તે ગાયની ડોકમા ડેરો પડે તે પ્રમાણે કુટેવો ન મટતી હોય તો સતોને શરણે રહીને, ચિત્તને ડેરો (યમ નિયમનુ સખત પાલન) ઘાલો એટલે-યમ નિયમનુ સખત પાલન કરો અભ્યાસથી ખોટુ શીખાય, તેમ અભ્યાસથી ખરૂ પણ શીખાય અભ્યાસથી પાપ થાય, તેમ અભ્યાસથી પુણ્ય પણ થાય પણ-તમારે ગુરૂ કયા છે? તમારે કોઈ ઠેકાણે ભાવ કયા છે? તમને ટોકનાર

૧૦૯ પદચ્છેદ —**व्याघ्री इव परितर्जयन्ती जरा तिष्ठति**-વાઘણની પેઠે તિરસ્કાર કરતી જરા અવસ્થા (મનુષ્યની પાસેજ) રહે છે **शत्रव इव रोगा देहम् प्रहरन्ति**-શત્રુઓની માફક રોગો દેહને પ્રહાર કર્યા કરે છે **भिन्नघटात् अम्भ इव आयु परिस्रवति**-કાણા ઘડામાથી જેમ જળ ચાલ્યુ જાય છે તેમ આયુષ્ય ચાલી જાય છે **तथापि**-તોપણ **लोक अहितम् आचरति**-લોકો અવળે માર્ગે ચાલે છે-પાપકર્મ કરે છે **इति चित्रम्**-તે ખરેખર આશ્ચર્યજનક છે

હોય છે? તમારે અભ્યાસ કયા છે? તેનો વિચાર કરશો; તો ખાત્રી થશે; કે—એકડા વિનાના જેમ મીંડા, તેમ નિશ્ચય વિનાના પ્રયત્નો. તેનું પરિણામ કાંઇ નહીં. 'કથા સાંભળી ફૂટયા કાન; તોએ ન આવ્યુ બ્રહ્મ જ્ઞાન.'

હાથી ગંગાના જળમાં ન્હાય, પણ કાંઠે આવી રેતી ઉડાડે. હતો તેના કરતા વધારે ગંદો થાય. યાદ રાખવું કે—ઘાંચીના કપડા જેમ ધોવરાવે ધોવા મટે નહીં; તેમ જેવા તેવા અભ્યાસથી ભવરોગ મટે નહીં.

હવે અભ્યાસનો મહિમા બતાવે છે—

शिखरिणीवृत्तम्—

सदा योगाभ्यास–व्यसनवशयोरात्ममनसोः ।
अविच्छिन्ना मैत्री, स्फुरति कृतिनस्तस्य किमु तैः ॥
प्रियाणामालापै–रधरमधुभिर्वक्त्रकमलैः ।
सनिःश्वासामोदैः, सकुचकलशाश्लेषसुरतैः ॥ ११० ॥

અર્થ—યોગાભ્યાસના વ્યસનથી, જે પુરૂષનાં આત્મા અને મન વશ થએલાં હોય છે; અને તે ભાગ્યશાળી પુરૂષના ઉપર પ્રમાણે વશ કરેલા મનને, આત્માની અવિચ્છિન્ન મૈત્રી સ્ફુરી રહી હોય છે. [એટલે જે પુરૂષનું મન આત્મારામી બની ગયુ હોય છે] તે પુરૂષને સ્ત્રીઓનાં ભાષણોનું, (એટલે–સ્ત્રીઓની હાવભાવવાળી વાતચીતનું), અધરોષ્ઠના મધનું (એટલે પ્યારથી લીધેલા ચુંબનનું), સુગંધી નિઃશ્વાસવાળા મુખકમળોનું, અને સ્તનના આલિંગન સહિત મૈથુનનું કોઇપણ પ્રયોજન રહેતું નથી. [૧૧૦].

૧૧૦ વિવેચન—

એક ઘડી પગવાળીને બેસતા આવડતુ નથી, એક ઘડી જીભ વાળીને, મૌન રાખતા આવડતુ નથી, કઠોર વચનો સાંભળ્યા પછી, શાંતિ રાખતા આવડતું નથી—એવા

૧૧૦ પદચ્છેદ —योगाभ्यासस्य व्यसनं, तेन वशे, तयो इति आत्ममनसो – યોગાભ્યાસના વ્યસનથી વશ થએલા આત્માનો અને મનનો कृतिनः अविच्छिन्ना मैत्री स्फुरति–ભાગ્યશાળી પુરૂષોને નિકટ સંબંધ થઇ ચૂકયો હોય છે तस्य कृतिनः तैः किम्–આવા ભાગ્યશાળી પુરૂષને નીચે જણાવેલા લાભો અગર પ્રસંગોનું શુ પ્રયોજન–શી દરકાર–હોય છે? प्रियाणाम् आलापैः–પ્યારી સ્ત્રીઓના ભાષણોથી–હાવભાવ વાળી વાતચીતથી. अधरस्य मधूनि तैः–અધરોષ્ઠના મધથી–પ્યારથી લીધેલા ચુંબનોથી. वक्त्रकमलैः–કમળ સરખા મુખોથી [ निःश्वासस्य आमोदः । तेन सहितानि तैः ] सनिःश्वासामोदैः वक्त्रकमलैः–સુગંધી નિશ્વાસવાળા કમળો સરખા મુખોથી कुचौ कलशौ इव कुचकलशौ तयोः श्लेष (આલિંગન–ભેટવુ) कुचकलशाश्लेषः तेन सहितानि रतानि सुरतानि च सकुचकलशाश्लेषसुरतानि तैः सकुचकलशाश्लेषसुरतैः–સ્તનના આલિંગન સહિત મૈથુન–સ્ત્રીસંગ–તેથી શું?

પામરો માટે આ વાતો નથી. બાળકને ગુરૂઘેર વાસ, જુવાન સ્ત્રીને સાસરવાસ, અને યોગીઓને ગુરૂસમીપ વાસ,—ઉંચા પ્રકારના યમ નિયમો શીખવે છે. એક બળદીયુ પણ, પલોટયા વિના ગાડીમા જોડાતુ નથી; ત્યારે પલોટયા વિનાનો માણસ–અભ્યાસ વિનાનો માણસ, આત્મ કલ્યાણની કેડીએ કેમ ચડી શકે! એટલે અનેક પ્રકારના શિક્ષણની અપેક્ષા રાખનાર માણસ, અભ્યાસવિના જન્મભર જોડામા (દુઃખમા) પડયો રહે; અને અભ્યાસથી જન્મભર પુષ્પે પૂજાય.

ઉંચા નીચા મનુષ્યોના પ્રકાર બતાવે છે—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

जातः कूर्मः स एकः पृथुभुवनभरा–यार्पितं येन पृष्ठं ।
श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमितं, यत्र तेजस्विचक्रम् ॥
सञ्जातव्यर्थपक्षाः परहितकरणे, नोपरिष्टान्न चाधः ।
ब्रह्माण्डोदुम्बरान्तर्मशकवदपरे, प्राणिनो जातनष्टाः ॥ १११ ॥

અર્થ—તે એકજ કાચબો જન્મેલો છે કે જેણે પોતાની પીઠ, મોટા ભુવનના ભાર માટે અર્પણ કરેલી છે. તે પ્રમાણે ધ્રુવનો જન્મ પણ, વખાણવા લાયક છે; કારણકે તેની આસપાસ સપ્તઋષિઓ જેવા તપસ્વીઓનું મંડળ, અથવા જ્યોતિશ્ચક્ર, નિયમિત રીતે ફર્યા કરે છે. સ્વર્ગ વિગેરે ઉપરના લોકોમાં, અથવા મૃત્યુલોક વિગેરે નીચેના લોકોમાં, પારકાઓનાં કલ્યાણ કરવામાં, જેમની સહાયતા વ્યર્થ નીવડી છે; (એટલે જેઓએ જન્મીને, કોઇને કોઇ પણ પ્રકારની મદદ કરીજ નથી; કોઇનું કાંઈ પણ ભલુ કર્યું નથી;) તે પ્રાણીઓ બ્રહ્માંડરૂપી ઉંબરાના ફળમાં, ઉત્પન્ન થએલા જીવડાંની માફક, માત્ર જન્મે છે અને મરે છે. [૧૧૧]

---

૧૧૧ પદચ્છેદઃ—**सः एकः कूर्मः जातः**–એકજ કાચબો જન્મેલો છે. **येन पृथुभुवनभराय** (મોટા ભુવનના ભાર માટે) **पृष्ठं अर्पितं**–જેનાથી અથવા જેણે મોટા ભુવનના ભાર માટે પોતાની પીઠ આપી હતી **ध्रुवस्य जन्म श्लाघ्यं**–ધ્રુવનો જન્મ વખાણવા લાયક છે. (કારણ કે) **यत्र**–જેની આસપાસ. **तेजस्विनाम् चक्रम् नियमितं भ्रमति**–સપ્તઋષિ જેવા તપસ્વિઓનુ મંડળ અગર જ્યોતિશ્ચક્ર નિયમીત રીતે ફર્યા કરે છે. **न उपरिष्टात् न च अधः**–સ્વર્ગ વિગેરે ઉપરના લોકોમા અગર મૃત્યુલોક વિગેરે નીચેના લોકોમાં. **परहितकरणे—परेषां हितस्य करणे**–પારકાઓના કલ્યાણ કરવામા. **संजातः व्यर्थः पक्षः येषाम् ते संजातव्यर्थपक्षा**–જેઓની સહાયતા વ્યર્થ નિવડી છે એટલે જેઓએ જન્મીને આ કાર્ય કર્યુજ નથી. **ब्रह्मांडं एव उदुम्बरं** (ગુલર, ઉંબરાનુ ફળ) **ब्रह्माण्डोदुम्बरं तस्य अन्त. ब्रह्माण्डोदुम्बरान्त**–બ્રહ્માંડરૂપી ગુલરમા. **मशकवत् अपरे प्राणिनः जातनष्टाः** (आदौ जाता. पश्चात् नष्टा.)–બીજા પ્રાણીઓ મચ્છરની માફક ઉત્પન્ન થાય છે અને નાશ પામે

૧૧૧ વિવેચન—

જેમણે જગતમાં જન્મીને, ધંધોરોજગાર કરીને ખાધું પીધું, અને બાળગોપાળ ઉત્પન્ન કરી, તેમાં ને તેમાં સમયને વ્યતીત કરી નાખ્યો; તે સંસારના કીડા છે—સંસારનાં કરમાં છે.

સંસારમાં મોટો ભય ક્યાં છે? તે હવે કહે છે—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

> उन्मीलत्त्रिवलीतरङ्गवलया-प्रोत्तुङ्गपीनस्तन-
> द्वन्द्वेनोद्यतचक्रवाकमिथुना, वक्त्राम्बुजोद्भासिनी ॥
> कान्ताकारधरा नदीयमभितः, क्रूराशया नेष्यते ।
> संसारार्णवमज्जनं यदि ततो, दूरेण संत्यज्यताम् ॥ ११२ ॥

અર્થ—[વૈરાગ્યશતકનો રસ પીનારા હે ભાગ્યશાળી પુરૂષો!] નદી જેમ તરંગની પંક્તિઓથી શોભે છે; (સામાને આકર્ષણ કરે છે;) તેમ સ્ત્રી પોતાના પેટ ઉપરની ત્રણ વલીઓથી શોભે છે; (સામાને આકર્ષણ કરે છે), નદી જેમ ચક્રવાક પક્ષીના જોડાથી શોભે છે; તેમ સ્ત્રી પોતાના ઉંચા અને પુષ્ટ બે સ્તનના જોડાથી શોભે છે. નદી જેમ કમળથી શોભે છે, તેમ સ્ત્રી પોતાના કમળ સરખા મુખથી શોભે છે. એટલે—આ પ્રમાણે સ્ત્રી, નદીની માફક, સર્વ પ્રકારે શોભાયમાન છે, તોપણ મગરાદિ ભયંકર ક્રુર પ્રાણીઓ જેમ (મોટી) નદીમાં વસે છે; તેમ ભયંકર ક્રૂર આશયો (વિચારો) સ્ત્રીમાં વસે છે; તેથી આ સંસાર સાગરમાં, જેમને બુડી મરવું ન હોય; તેમણે નદીનો આકાર ધારણ કરનારી એટલે—નદીરૂપી સ્ત્રીનો દૂરથીજ ત્યાગ કરવો. [૧૧૨].

૧૧૨ વિવેચન—

દરેક પ્રમાણિક ધર્મ, અગર દરેક પ્રમાણિક સંપ્રદાય સ્ત્રીનો ત્યાગ કરવાનું કહે છે; તોપણ અત્રિના આશ્રમમાં અનુસૂયા, વસિષ્ઠના આશ્રમમાં અરૂંધતી, રામના મહેલમાં સીતા,

---

૧૧૨ પદચ્છેદ—**त्रिवली एव तरंगा तेषां वलयं** (પંક્તિ, હાર, લાઇન) **त्रिवलीतरंगवलयं, उन्मीलत्** (શોભતુ છે) **त्रिवलीतरंगवलयं यस्याः सा उन्मीलत्त्रिवलीतरङ्गवलया**—નદી જેમ તરંગથી શોભે છે તેમ સ્ત્રી તેના પેટ ઉપરની ત્રણ વલીઓથી શોભે છે. **प्रोत्तुङ्गौ** (ઉંચા) **च तौ पीनस्तनौ** (પુષ્ટ અગર કઠણ સ્તન) **च प्रोत्तुङ्गपीनस्तनौ तयो द्वन्द्वं तेन**—ઉંચા અને પુષ્ટ બે સ્તનની જોડથી. **उद्यतानि चक्रवाकमिथुनानि यस्याम् सा उद्यतचक्रवाकमिथुना**—ચક્રવાક પક્ષીના જોડા જેમાં ઉભા છે એવી નદી. **वक्त्रं अम्बुजं इव वक्त्रांबुजं, तेन उद्भासिनी वक्त्राम्बुजोद्भासिनी**—જેમ નદી કમળથી શોભે છે તેમ સ્ત્રી કમળસરખા મુખથી શોભે છે. **अभितः**—સર્વ પ્રકારે. **क्रूराशया इयम् नदी-इयम्-स्त्री**—તોપણ ક્રૂર આશયવાળી આ નદી અને આ સ્ત્રી છે. **यदि**—જો. **संसारः अर्णवः इव तस्मिन् मज्जनं न इष्यते**—સંસારરૂપી સમુદ્રમાં બુડી મરવું ન ગમતું હોય. **ततः**—તો તો. **कान्तायाः आकारः तस्य धरा कान्ताकारधरा**—સ્ત્રીના આકારને ધરવાવાળી નદીને. **दूरेण संत्यज्यताम्**—દૂરથીજ તજી દેવી જોઇએ.

શ્રીકૃષ્ણના મહેલમા ૧૬૧૦૮ સીતાઓ, સદાશિવના સ્મશાનમા પાર્વતી ત્યારે આ શુ ?– સસારીઓને ઝેરમા અમૃત, અને અમૃતમા ઝેર ? કોલસામાથી હીરા ? જરા ઉંડા ઉતરીને જુઓ, તો તમામ સ્ત્રીની આ નિંદા નથી **ક્રૂરાશયા**–જેમના હેતુ ક્રૂર હોય છે તે સ્ત્રીની આ નિંદા છે શ્રીશુકદેવજી જેવા તીવ્ર વૈરાગીને સ્ત્રીની જરૂર નથી મસાર મુખીને જેઓ નાઠા, તેમણે કદિ સ્ત્રીનો સગ કરવો નહી હૃદયના ઉંડાણમા સ્ત્રીની ભાવના થતી હોય, તો તે વાત ગુરૂને કહી દેવી પછી ગુરૂના બોધદ્વારા અને સયમદ્વારા, તે ભાવનાને વીખેરી નાખવી વિશ્વામિત્ર અને પરાશર જેવા સમર્થ આ ભયકર રોગમા પીડાયા છે, માટે કલ્યાણને ચાહનાર ત્યાગીએ, જ્ઞાનવૈરાગ્યદ્વારા આ રોગનો ત્વરાથી નાશ કરવો

નારદજીને આ રોગ થયો હતો શ્રીરામે યુક્તિથી તે રોગનો નાશ કર્યો પછી નારદ પપા સરોવર ઉપર મળ્યા ત્યારે તેમણે રામને પૂછ્યુ હતુ કે–'મહારાજ મને કેમ પરણવા દીધો નહીં ?' તેના જવાબમા શ્રીરામ બોલ્યા હતા કે–(મોક્ષવાણી પાનુ ૩૭ A)

**ચોપાઈ**—સુન મુનિ કહ પુરાણ શ્રુતિ સતા, મોહ વિપિન કહેં નારી વસત

જપ તપ નિયમ જલાશય ઝારી હોઇ ગ્રીષ્મ શોષે સબ વારી

**દોહરો**—અવગુણ મૂલ શૂલ પ્રદ, પ્રમદા સબ દુ ખ ખાની,

તાતે કીન્હ નિવારણ, મુનિ મે યહ જીય જાનિ સિયા૦

[ યાદ રાખવુ કે–જે સ્ત્રી (સીતા) માટે પોકાર કરી રહ્યા છે, તે સ્ત્રીને તજવાનો ઉપદેશ કરે છે ] નારદ આગળ કહે છે કે—

**ચોપાઈ**—સુનિ રઘુપતિ કે બચન સુહાયે, મુનિ તનુ પુલકી નયન ભરી આયે,

કહહુ કવન પ્રભુકી અસ રીતિ, સેવક પર મમતા અતિ પ્રીતિ

વિરક્ત સસારીઓએ પણ, બને તેટલુ સ્ત્રીથી અલગ રહેવુ કારણકે–'મોહ વિપિન કહેં નારી વસતા' જેમ વસત ઋતુ વનને ખીલવે, તેમ સ્ત્રી મોહને ખીલવે રાવણને આધળો બનાવવા-ગુન્હેગાર બનાવવા–શ્રીરામ સીતાને સાથે લાવ્યા હતા દ્રૌપદીએ કૌરવોને ભયકર ભૂલ ખવરાવી દીધી

આ સસારમા જીવ કેવી રીતે ઠગાય છે, તે હવે કહે છે—

**માલિનીવૃત્તમ્**—

इह हि मधुरगीतं, नृत्यमेतद्रसोऽयं
स्फुरति परिमलोऽयं, स्पर्श एष स्तनानाम् ॥
इति हतपरमार्थै–रिन्द्रियैर्भ्राम्यमाणः
स्वहितकरणधूर्तैः, पञ्चभिर्वञ्चितोऽस्मि ॥ ११३ ॥

---

૧૧૩ પદચ્છેદ—**इह हि**–આ સસારમા **मधुरगीत**–મધુર ગાયન **एतद् नृत्यं**–આ નાચ રગ **अयं रस**–આ રસ **अयं परिमल**–આ સુગધી **एष स्तनानाम् स्पर्श**–આ સ્તનોનો સ્પર્શ **इति**–એ પ્રમાણે **हता परमार्था यै तानि हतपरमार्थानि तै हतपरमार्थ**–જેણે પરમ અર્થને–મોક્ષના સાધનોને–હણી નાખ્યા છે–નાશ કર્યા છે, એવી ઈંદ્રિયો **स्वस्य हित स्वहित, तस्य करणे धूर्तानि तै**–**स्वहितकरणधूर्तै**–પોતાનો સ્વાર્થ સાધવાના કપટમા કુશળ (એવી ઇંદ્રિયો) **पञ्चभि इन्द्रियै**–

અર્થ—શરીર સંકોચાઈ ગયુ છે, (એટલે દુબળું બની ગયું છે.) ચાલવાની શક્તિ હણાઈ ગઈ છે; દાતની લાઇન તુટવા લાગી છે; આખનુ તેજ ઓછું થવા લાગ્યું છે; કાને ઓછું ઓછું સંભળાય છે, મુખમાથી લાળ ટપકે છે, વળી કુટુંબીઓ–સ્ત્રી પુત્રાદિક–બોલ્યુ સાભળતા નથી; (એટલે કહ્યુ માનતા નથી.) સ્ત્રી સેવા કરતી નથી. [આટલાથી અંત આવતો નથી, પણ તેથી વધારે દુઃખ–તો–એ થાય છે. કે–] અરે! વૃદ્ધ પુરૂષને પુત્ર પણ, શત્રુરૂપ બની જાય છે–શત્રુની માફક વર્તે છે. [૧૧૪].

૧૧૪ વિવેચન—

શ્રી શકરાચાર્ય બોલ્યા છે કે—

અગ ગલિત પલિત મુડ, દશનવિહીન જાત તુડ
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દડ, તદપિ ન મુચત્યાશાપિડ.
ભજ ગોવિદ ભજ ગોવિદ, ગોવિદ ભજ મૂઢ મતે !

સસારમા જેમ અનેક આફત, તેમ ઘડપણ પણ એક ભયકર આફત છે આ આફતમા સબધીઓની કીમત થાય જેમને આપણે આપણા કીધા હોય, જેમને માટે આપણે અનેક પાપ કર્યા હોય, અનેક કષ્ટ વેઠયા હોય,–તે આપણા છે કે નહીં? તેની ખાત્રી ઘડપણમા થાય

દૃષ્ટાત—રળીયાતમાને એકજ દીકરી–'મપુ' મપુને દીકરો પરણીને આવ્યો, ત્યારે રળીયાતમાને એવો ભાવ પ્રગટયો કે–'ભાણીયાને અને ભાણીયાની વહુને, મારા ઘરમા રાખુ, તો વહુ ગમે, અને અમે જમીએ મારે આ બધુ ભાણીયાને જ આપવાનુ છે ને! વિગેરે' રળીયાતમાએ આ વાત 'મપુ' ને કરી મપુએ હા પાડી ભાણીઓ અને ભાણીયાની વહુ 'કમુ' મા પાસે રહેવા લાગ્યા, ખાય પીએ અને મોજ કરે ત્રણ ચાર વરસ થયા, પણ મા તો મુવા નહીં, ને ભાણીયાના હાથમા, રળીયાતમાનો દલ્લો આવ્યો નહી ધણીધણીયાણી વિચાર કરે કે–'અહો! આપણે અહીં રહેવા આવ્યા પછી–ઘણા માણસો મરી ગયા, અને આપણી મા તો હજી એવા ને એવા છે ક્યારે રણછોડરાય માના તેડા કરશે'' વિગેરે આ ચિંતામા ભાણીયો અને ભાણીયાની આ વહુ સુકાવા લાગ્યા પાચમે વરસે મા માદા પડયા, પથારીમા બે દિવસ સુધી સુમસામ પડયા રહ્યા. મા બોલે નહીં, પણ શ્રી હરિને શરણે રહે ત્યા માએ સાભળ્યુ કે—

કમુ—ભાણીયાને–આજ શુ રાધુ?
ભાણીયો—પ્રભુનુ નામ લઇને કસાર કર
કમુ—કસાર કેમ?
ભાણીયો—હવે મા બેઠા થાય, એવુ લાગતુ નથી.
કમુ—તો–તો–તમારા મોમા સાકર–

---

કુટુબીઓ, સ્ત્રી પુત્રાદિક वाक्यं न आद्रियते–વાકયનો સત્કાર કરતા નથી કહ્યુ માનતા નથી भार्या न शुश्रूयते–સ્ત્રી સેવા કરતી નથી [આટલાથી પણ અંત આવતો નથી એવે એવુ દુઃખ થાય છે કે] जीर्णवयस पुरुषस्य पुत्र: अपि अमित्रायते–વૃદ્ધ પુરૂષનો પુત્ર પણ શત્રુ બની જાય છે–શત્રુવત્ વર્તે છે.

આ શબ્દો સાંભળી મા ચમક્યા 'આ! આ તો મારા મોતની ગત જુએ છે એ રાંડ અભાગણીએ, આ ભર્યાં ભાદર્યાં ઘરમાંથી, મન મુકીને મેહને કાંઇ આપ્યુ જ નહીં! બેઠું જ ક્યું ન ઉજવ્યા, તે પણ અવસાને મને, ખાઉ તે પણ નાગીર કરીને તો પણ એમને હું ન હું તેમ-નગાર છે! સ્વાર્થનુ જગ તેજ મગાર આ ભર્યાં ભાદર્યાં ઘરમાંથી, હું એમને એમ ચાલી જાઉં, તે પહેલાં કંઇક કરી લઉં—મારો સ્વાર્થ સાધી લઉં—તો હું જાણી નહીં તો મારા જેવી કોઈ ગાંડી નહીં હાથ ઘસતી આવી, ને હાથ ઘસતી ચાલી આ. ગોરાની વાત એ છે કે—છે પણ વપરાતુ નથી હાથે તે સાથે, બાકી પાછળ કાગળ ઉડાવી સુગનારા સુગી જશે વળી બીજી વાત—અત્યારે મારે તેમને (આ છોકરાને) કાંઇ કહેવું નથી બીજા મારે કામ આવે એમ નથી યુક્તિથી કામ કરી લઉં વિગેરે'

આમ વિચાર કરી, હળવેથી ભાણીયાને બોલાવીને માએ કહ્યું કે—'હવે મારે તૈયારી છે, માટે કાંઈક પુન્યદાન કરૂં—તો ઠીક' ભાણીયો—'બહુ સારૂં' પછી માએ પુન્યદાન કરવા માંડ્યું ભાણીએ જાણ્યું કે—'મા હેઠ્યા' ભાણીઓ દરખમાંને દરખમાં, મા જે માગે, તે આપવા લાગ્યો બે ત્રણ હજાર રૂપૈયા માએ વાપરી નાખ્યા વિદ્યાર્થીઓના બોર્ડિંગમાં, ગૌશાળામાં, મંદિરોમાં, બ્રહ્મભોજનમાં, અનાથ વિધવાઓને—જ્યાં જ્યાં પોતાને યાદ આવ્યું, ત્યાં ત્યાં અન્ન, ધન અને વસ્ત્રને દોડાવ્યા પુણ્યના પગરણ માંડી દીધાં પુણ્યની ચોરે આગળ ચાનતી કરી એક સુપાત્ર બ્રાહ્મણનું પૂજન કરી, પાસે બેસાડી ભગવાનની વાતો પૂછવા માંડી ઘીના દીવા કરાયા વેદના મંત્રોચ્ચાર થવા લાગ્યા પાંચમે દિવસે માજીની તબીયત સુધરી પણ ભાણીયાના ભાવની વાત, ભાણીના પાસે રહી, અને માજીના ભાવની વાત માજી પાસે રહી માજીએ ભાણીયાને કદિ કાંઇ કહ્યું નહીં દસમે દિવસે માજી દર્શને નીકળ્યા, પણ હાથમાં એકની માળા નહીં હાથમાં ધન ધાન્યની પોટલીઓ જ્યાં ઠીક દેખ્યું, ત્યાં દીનતાપૂર્વક-પ્રેમથી વાપર્યું માજી સંસારને સમજી ગયા માજીએ સંસારનો સાર કાઢી લીધો માજીએ ખરા દિલથી ભાણીયાને ગુરુ માન્યો

સંસારમાં સુખ કયે ઠેકાણે છે?—એમ પૂછે છે

शिखरिणीवृत्तम्—

क्षणं बालो भूत्वा, क्षणमपि युवा कामरसिकः।
क्षणं वित्तैर्हीनः, क्षणमपि च संपूर्णविभवः॥
जराजीर्णैरङ्गैर्-नट इव वलीमण्डिततनुः।
नरः संसारान्ते, विशति यमधानीजवनिकाम्॥ ११५॥

૧૧૫ પદચ્છેદ:—क्षणं बालः भूत्वा—થોડો દિવસ બાલાવસ્થા ભોગવે છે-બાળક થઇને રહે છે क्षणम् अपि—વળી થોડા દિવસો कामरसिकः युवा વિષયમાં રસિક-પ્યાર રાખનારો-જુવાન થઇને રહે છે क्षणम् वित्तैः हीनः—થોડીવાર નિર્ધન થઇને આયુષ્ય ગાળે છે क्षणम् अपि च संपूर्णविभवः—વળી થોડીવાર સંપૂર્ણ વૈભવવાળો થઈને આયુષ્ય ગાળે છે जराजीर्णैः अङ्गैः—થોડીવાર ઘડપણથી સંકોચાઇ ગયેલા અંગોવાળો થઇ રહે છે वलीभिः मण्डिता तनुः यस्य सः वलीमण्डिततनुः—ઠીક પુષ્ટ શરીર વાળો-પેટે વાટા પડે એવુ સુખાકારી જીવન ગાળે છે नरः नटः इव

અર્થ—પુરૂષ થોડા દિવસ બાળક થઈને રહે છે. એટલે બાલ્યાવસ્થાનાં સુખ દુઃખ ભોગવે છે. વળી થોડા દિવસે વિષયમાં રસીક એવો જુવાન થઈને આમ તેમ ફરે છે. કોઈ વખત નિર્ધન બની જાય છે; અને કોઇ વખત સંપૂર્ણ વૈભવવાળો બની જાય છે. વળી કોઈ વાર ઘડપણથી દુબળાં અંગોવાળો બને છે; અને કોઇવાર પેટે વાટા પડે; એવી સુખાકારીવાળો તદ્દન પુષ્ટ શરીરવાળો (આધેડ) બની જાય છે. આ પ્રમાણે નટની માફક રમતાં રમતા સંસારના અંતમાં [એટલે મોત આવે છે ત્યારે] યમરાજની નગરી રૂપી પડદામાં, જીવ પેસી જાય છે; મરી જાય છે. [૧૧૫]

૧૧૫ વિવેચન—

જેમ નાટક શાળામા બેચાર કલાકમા, અનેક ખેલ ભજવાય; તેમ આ ૪૦-૫૦ અગર સાઠ વરસમા, જીવને અનેક ઓરીયા વીતે. નાટકના ખેલાડી નાટકના ખેલ કરીને, પડદામા ચાલ્યા જાય; તેમ સંસારના ખેલાડી, સસારના ખેલ કરીને, મૃત્યુ રૂપી પડદામા ચાલ્યા જાય. દયારામભાઇ ગાય છે કે—

૧ ખોટો ખેલ સંસારનો, આતશબાજીનો રગ;
રમતા વરસ વીત્યા ઘણા, ક્ષણમા થાશે તે ભગ—
કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના, ધરીએ હૃદિયામા ધ્યાન.
ફરીરે નહીં ગર્ભવાસમા, ઠરીએ ઠીક નિદાન— કરીએ૦
૨ જન્મ મરણ તણી વેદના, નથી કાઇ સકટ સહેલ,
ધધો કરતારે ઢળી પડયો, જેમ કાઇ ઘાણીનો બેલ— કરીએ૦
૩ દેહતણુ ફળ એજ છે, ભાવે ભજીએ ભગવાન્,
બીજાં સાધન સમારના, નહીં હરિનામ સમાન— કરીએ૦
૪ નિશ્ચે જાણોરે રહેવુ નથી, જુઠો જગત્ વિશ્વાસ;
એથી રહેજેરે તુ વેગળો, આઠે પ્હોર ઉદાસ— કરીએ૦
[ ગાઠે બાધી લેવા જેવા આ રત્નો છે. ]

ત્યારે છેવટમા કરવું શુ ?—

वंशस्थवृत्तम्—

प्रशान्तशास्त्रार्थविचारचापलं,
निवृत्तनानारसकाव्यकौतुकम् ॥
निरस्तनिःशेषविकल्पविप्लवं,
प्रपत्तुमन्विच्छति शूलिनं मनः ॥ ११६ ॥

---

આ પ્રમાણે નટની માફક રમતા રમતા, संसारान्ते-સંસારના અંતમા, એટલે મોત આવશે ત્યારે. यमस्य धानी यमधानी, यमधानी एव जवनिका (પડદો) ताम्-યમરાજની નગરીરૂપી પડદામા. विशति-પેસે છે, પ્રવેશ કરે છે.

૧૧૬ પદચ્છેદ—प्रशांतं शास्त्रार्थविचारस्य चापलं यस्य तत मनः-જેની શા-

અર્થ—મારૂં મન કે-જેની શાસ્ત્રોના અર્થના વિચારની ચપળતા, શાંત થઈ ગઈ છે; (આ શાસ્ત્રમાં આમ કહ્યું છે; અને આ શાસ્ત્રમાં આમ કેમ કહ્યું છે? એવી ભાંજગડ હવે મારા મનમાં થતી નથી). નાના પ્રકારના રસવાળા કાવ્ય સંબંધી કૌતુક પણ; જેનું શાંત થઇ ગયું છે; જેના વિકલ્પોનો સઘળો ઉપદ્રવ નાશ પામ્યો છે; એવું મારૂં મન, શ્રી સદાશિવને શરણે જવાની ઈચ્છા રાખે છે. (૧૧૬).

૧૧૬ વિવેચન—

કેટલાએક એમ સમજે છે કે—'અમારે શાસ્ત્રો વાચવા સાંભળવાની જરૂર નથી. અમે તો માત્ર રામ રામ કરીશું; અગર યાત્રાઓમાં વીચરશું. આ માન્યતા તદ્દન પાયા વગરની છે મોક્ષાર્થી જીવોએ શાસ્ત્રોની અને સંતોની દરકાર અવશ્ય રાખવી જોઇએ. [ત્યાં શાસ્ત્ર વાચવા અગર સાંભળવા, તેમાં સદ્‌ગુરૂની સલાહ લેવી] સાંભળો એક સત્પુરૂષ કહે છે કે—

રાગ, શાર્દૂલ૦—

नास्माकं शिबिका न चास्ति कटका-चालक्रियासत्क्रिया ।
नोत्तुंगस्तुरगो न कश्चिदनुगो, नाप्यंबरं सुंदरम् ॥
किं तु क्ष्मातलवर्त्यशेषविदुषां, साहित्यविद्याजुषाम् ।
चेतस्तोषकरी शिरोनतिकरी, विद्यानवद्यास्ति न ॥

અર્થ—મોક્ષાર્થી પુરૂષો કહે છે કે 'આ સંસારમાં અમારે પાલખીની દરકાર નથી. સોનાના કડા સાંકળા કુંડળ આદિ સત્કારના પદાર્થોની પણ અમારે દરકાર નથી. પાણીદાર ઘોડો પણ અમારે જોઇતો નથી, કોઇ નોકરની જરૂર નથી, સુંદર વસ્ત્રની પણ અમારે દરકાર નથી અમારે એકજ વસ્તુની દરકાર છે—તે એ કે—આ સંસારમાં રહેનારા સાહિત્યશાસ્ત્રવિશારદ અનેક વિદ્વાનોની પ્રસાદીરૂપ, સર્વાંગ સુંદર, ચિત્તમાં શાંતિ ફેલાવી દે એવી, અને બુદ્ધિને નમ્રતાનો સ્વભાવ શીખવી દે એવી વિદ્યા—એવા જ્ઞાન—ની અમારે જરૂર છે એટલે એવા જ્ઞાનની અગર એવા જ્ઞાનથી લખેલા પુસ્તકોની અમારે દરકાર છે.)

કાંટો કાઢયા પછી, સોયની જરૂર નથી, જમી ઉઠયા પછી, પતરાળાની જરૂર નથી; તેમ જ્ઞાન થયા પછી, શાસ્ત્રોની ગુંચવણોમાં ઉતરવાની જરૂર નથી. હરિરસ મળ્યા પછી, કાવ્યરસની જરૂર નથી સંકલ્પ વિકલ્પોએ "અબ તો મોરે શ્યામ સુંદર, દુસરો ન કોઈ." એમ સિદ્ધ કરી આપ્યા પછી, સંકલ્પ વિકલ્પોની પણ જરૂર નથી. આ પ્રમાણે નિવૃત્ત થએલું મન, શ્રી સદાશિવના ચરણમાં વિરમે રમે, એ ભાવ છે

---

સ્ત્રના વિચારની ચપળતા શાંત થઇ ગઇ છે [नाना रसानि यतानि काव्यानि च नानारसकाव्यानि तेषाम कौतुकम्] निवृत्तं नानारसकाव्यकौतुकम् यस्य तत्, निवृत्तनानारसकाव्यकौतुकम्–કાવ્યરસિકતા જેની શાંત થઇ ગઇ છે તેમજ निरस्तः निःशेष (સમગ્ર) विकल्पानां विप्लव (ઉપદ્રવ) यस्य तत्–જેના વિકલ્પોનો સઘળો ઉપદ્રવ નાશ પામ્યો છે તે મારૂં મન शूलिनं प्रति प्रपत्तुम्–સદાશિવ પ્રત્યે પડવાને–દોડવાને શ્રી સદાશિવને શરણે જવાને अभिवाञ्छति–ઇચ્છે છે

વૈરાગ્યનો મહિમા કેટલો છે, તે છેવટમા બતાવે છે—

**शार्दूलविक्रीडितवृत्तम्—**

> भोगे रोगभयं कुले च्युतिभयं, वित्ते नृपालाद्भयं ।
> मौने दैन्यभयं बले रिपुभयं, रूपे जराया भयम् ॥
> शास्त्रे वादभयं गुणे खलभयं, काये कृतान्ताद्भयं ।
> सर्वं वस्तु भयान्वितं भुवि नृणां, वैराग्यमेवाभयम् ॥ ११७ ॥

॥ इति श्रीमद्राजर्षिप्रवरभर्तृहरिकृतं वैराग्यशतकं संपूर्णम् ॥

અર્થ—ભોગ ભોગવવામાં રોગનો ભય છે, કુળમાં હલકા પડવાનો ભય છે; ધનમાં રાજાનો ભય છે, મુગા રહેવામાં દીનતાનો ભય છે, બળવાનને દુશ્મનનો ભય હોય છે; રૂપને ઘડપણનો ભય છે; શાસ્ત્રીય જ્ઞાનને વાદનો ભય છે; ગુણની બાબતમાં ખળ પુરૂષોનો ભય છે; કાયામા (દેહમા) કાળનો ભય છે. આ પ્રમાણે આ સસારમા, મનુષ્યોની તમામ વસ્તુઓ ભયથી ઘેરાએલી છે માત્ર વૈરાગ્યજ અભય છે. (૧૧૭)

૧૧૭ વિવેચન—

જેમ ગાયમાથી દુધ–દહીં–માખણ અને ઘી, તેમ જ્ઞાનમાથી વિવેક–વૈરાગ્ય–(ધર્મનુ) પાલન–અને પરમાત્મા.

વૈરાગી ભક્તોએ કેવી રીતે દીવસ ગાળવો ? તે શ્રીકૃષ્ણે એકાદશમા ( અ ૧૯ ) ઉદ્ધવને કહ્યુ છે. સાભળો—

> श्रद्धाऽमृतकथायां मे, शश्वन्मदनुकीर्तनम् ॥
> परिनिष्ठा च पूजायां, स्तुतिभिः स्तवनं मम ॥२०॥
> आदरः परिचर्यायां, सर्वांगैरभिवंदनम् ॥
> मद्भक्तपूजाभ्यधिका, सर्वभूतेषु मन्मतिः ॥२१॥

અર્થ—મારી અમૃત સરખી કથામા શ્રદ્ધા, શ્રવણ કર્યા પછી મારી કથાનું નિંતર ચિતવન, મારી પૂજામા નિરતર નિષ્ઠા, સ્તોત્રોથી નિરતર મારી સ્તુતિ,, સેવામા નિરતર

૧૧૭ પદચ્છેદ—**भोगे रोगभयं**-ભોગ ભોગવવામા રોગનો ભય છે **कुले च्युतिभयं**-કુળમા ઉતરી જવાનો-હલકા પડવાનો-ભય છે **वित्ते नृपालात् भयं**-ધનમા રાજાનો ભય છે **मौने दैन्यभयं**-મુગા રહેવામા દીનતાનો ભય છે **बले रिपुभयं**-બળવાનને દુશ્મનોનો ભય હોય છે **रूपे जराया भयम्**-રૂપમા ઘડપણનો ભય છે **शास्त्रे वादभय**-શાસ્ત્રીય જ્ઞાનમા વાદનો ભય છે **गुणे खलभयं**-ગુણની બાબતમા ખળ પુરૂષોનો ભય છે **काये कृतान्तात् भयम्**-કાયામા કાળનો ભય છે **भुवि**-આ સસારમા **नृणां सर्वं वस्तु**-મનુષ્યોની તમામ વસ્તુઓ **भयान्वितं**-ભયથી ઘેરાએલી છે **वैराग्यम् एव अभय**-માત્ર વૈરાગ્યજ અભય છે

ઓછર, સર્વ અંગોથી નમસ્કાર, મારા ભક્તોનું વિશેષ (ભાવથી) પૂજન, સર્વ પ્રાણીઓમાં મારી ભાવના, મારે માટેજ સર્વ લૌકિક ક્રિયા, વચનથી મારા ગુણોનું કથન, મારા ભજનમાં અડચણ કરનારા—ધન, ભોગ અને પુત્ર કમાવવા આદિ સુખ—નો ત્યાગ, અને મારે માટેજ યજન, દાન, હોમ, જપ, વ્રત તથા તપની ક્રિયા આ તમામ ભક્તિને ખીલવનારાં સાધન છે

**ભયંકર અજ્ઞાન**—કેટલાએક કહે છે કે—'જ્ઞાન માર્ગમાં વૈરાગ્યની જરૂર, ભક્તિ માર્ગમાં નહીં ભક્તિમાર્ગમાં તો શ્રી ઠાકોરજીને ભોગ લગાવવા, ખાવું-પીવું, અને મોજ કરવી' આચાર્યો શ્રી ઠાકોરજીને ધરાવેલો ભોગ જમતા નથી, પોતાની રસોઇ પોતે જુદી કરે છે, તે વૈરાગ્યની વિભૂતિ છે 'પ્રસાદ તુલસીના પત્ર પર સમાય, તેટલોજ ખાવો,' એવી જે આજ્ઞા છે, તે વૈરાગ્યની વિભૂતિ છે, 'પ્રસાદ સૌને વહેંચીને ખાવો, અને ભૂખ્યાને પહેલો આપવો,' તે આજ્ઞા પણ વૈરાગ્યની વિભૂતિ છે, 'પ્રસાદ વહેંચતા વારો આંતરો કરવો નહીં, સૌને સરખો આપવો,' તે પણ વૈરાગ્યની વિભૂતિ છે શ્રી સૌને જમાડીને જમે છે તે વૈરાગ્યની ઝાંખી છે નાતના પટેલીયા નાતને જમાડીને પછી પોતે જમે છે, તે વૈરાગ્યની ઝાંખી છે દીકરીને લાખ રૂપીયા આપ્યા હોય, તોપણ 'કુળ નહીં—તો ફુલની પાંખડી આપું છઉં, એમ જે કહેવાય છે, તે પણ વૈરાગ્યની ઝાંખી છે નાતને, ઝરેખી ખાજાં જમાડતા હોય તોપણ નાતની રજા લેતા, 'ભાઇઓની રજા હોય તો નાતને બાર બાજરાનું ઢેબરૂં જમાડું એમ જે કહેવાય છે, તે વૈરાગ્યની ઝાંખી છે છેવટમાં કહ્યું કે—'વૈરાગ્ય કંટકથી રહિત છે, માટે તેનો આશરો રાખજો'

કીડીયો પાસે જેમ હાથીની વાતો કરાય નહીં, અને કરીએ તો, હાથીના આહાર વિહાર વિગેરે કોઇપણ બાબતની વાત, કીડીઓ માને નહીં' એટલે કીડીઓના ખ્યાલમાં હાથીની વાત આવેજ નહીં તેમ સંસારી અગર ત્યાગી, જેઓ અનાત્મ પદાર્થોમાં રમે છે, રાચે છે, તેમની પાસે વૈરાગ્યની વાતો કરાય જ નહીં—કરીએ તો તેઓ માને પણ નહીં ! તમે તો કાંઇક અધિકારી છો, માટે સાંભળો—

રાગ, શાર્દૂલ૦—

**प्राणानामनिलेन वृत्तिरुचिता, सत्कल्पवृक्षे वने ।**
**तोये काचनपद्मरेणुकपिशे, धर्माभिषेकक्रिया ॥**
**ध्यानं रत्नशिलातलेषु विबुध-स्त्रीसंनिधौ संयम ।**
**यत्काङ्क्षति तपोभिरन्यमुनयस-त्तस्मिंस्तपस्यत्यमी ॥** [કાળીદાસ]

અર્થ—(કલ્પના કરો કે તુરત ફળ આપે, તે કલ્પવૃક્ષ) મોક્ષાર્થી પુરૂષો કલ્પવૃક્ષના વનમાં વસે, તો પણ કાંઇ કલ્પના (વાસના) નહીં રાખતા, વાયુના આહારથીજ દેહને ટકાવી રાખે સોનાના જેવા રંગવાળાં નહીં પણ સોનાના જ કમળો, જે જળાશયમાં થાય ત્યાંથી મોક્ષાર્થી પુરૂષો, સોનાના તે કમળોને વીણી લઇ, સોનું એકઠું કરવાની દરકાર ન રાખે પણ તે જળનો માત્ર નાવા ધોવામાં ઉપયોગ કરે રત્ન જેવી નહીં, પણ રત્નોનીજ શીલાઓ, જ્યાં અસંખ્ય હોય, ત્યાં મોક્ષાર્થી પુરૂષો વસે, તોપણ તે શીલાઓની દરકાર રાખે નહીં માત્ર તે શીલાઓ ઉપર બેસીને, પરમાત્માનું ધ્યાન ધરે ઉર્વશી જેવી

અનેક દેવાંગનાઓ જ્યાં મનવાંચ્છીત ભોગ આપવા તૈયાર રહે, પણ મોક્ષાર્થી પુરૂષો સંયમના બળે, તેમના સામું પણ જોતા નથી જે (અનાત્મ) પદાર્થો માટે, હિરણ્ય ક્શીપુ, રાવણ, બાણાસુર આદિ પુરૂષોએ ભયંકર તપ કર્યાં, તે પદાર્થોના **ત્યાગ માટે,** આ મોક્ષાર્થી પુરૂષો તપ કરી રહ્યા છે એટલે-તે પદાર્થોમાંથી મમતા તોડવા માટે, આ મોક્ષાર્થી પુરૂષો તપ કરી રહ્યા છે

વસ્ત્રોમાં તાંતણા મૂખ્ય છે, તેમ જગદાદિ દ્રશ્ય પદાર્થોમાં બ્રહ્મ મૂખ્ય છે દ્રશ્ય પદાર્થોને અવારનવાર નાશ પામતા સાંભળીને, અગર દેખીને, કોઈ અહીં હમેશાં રહેવાનું નથી, એવા ચોક્કસ નિર્ણયપર આવી દ્રશ્યમાં વૈરાગ્ય પામવું બ્રહ્મલોક સુધીના સુખ નાશવંત છે, એમ બુદ્ધિથી સમજી લઇને, આ લોક પરલોકના સુખમાં વૈરાગ્ય રાખવો સંસારના સુખ માટે-નાશવંત સુખ માટે, મોટા સુખ-નિત્ય સુખ ખોવાઈ જાય છે, તે અનાર નવર નજર પાસે દેખાતા અનેક દ્રષ્ટાંતોથી સિદ્ધ કરવું

છેવટમાં થોડી વાતો કરી દઉં—ત્યાગમાર્ગ સર્વોત્તમ છે, એમાં તો કોઈથી ના પડાય એમ નથી સન્યાસમાર્ગ સૌથી શ્રેષ્ટ છે, તેટલોજ કઠણ છે જેમ ગુલાબને કાંટા, તેમ ત્યાગવૈરાગને દંભ અને પાખંડ દંભ અને પાખંડથી બચે તે પુરૂષજ ત્યાગવૈરાગના સુખ લઈ શકે આ સંસારમાં મતભેદનું તોફાન આજનું નથી અનાદી કાળથી ચાલ્યું આવે છે તોપણ યોગશાસ્ત્રમાં બતાવેલા પંચમહાવ્રત, યમ, નિયમ સર્વને માન્ય છે તેનું પાલન દરેક યુગમાં, અને દરેક સંપ્રદાયમાં, યથાશક્તિ થયા કરે છે તે પાલન જેમ જેમ ઓછું થાય, તેમ તેમ સમાજ દુ ખી જેમ જેમ પાલન વધે તેમ તેમ સમાજ સુખી અત્યારે આપણા પોતાના ઘરમાં અને ઘરની બહાર, જગત્ ઉપરથીજ સુખી દેખાય છે, બાકી ભયંકર દુ ખી છે

પંચ મહાવ્રત કયા કયા ?—

**સૂત્રં-अहिंसासत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमा ॥** [ પાતંજલ-સાધનપાદ ૩૦ ]

અર્થ—અહિંસા સત્ય, અસ્તેય (માલીકની રજા વિના તેની કોઈ પણ વસ્તુ ન લેવી તે) બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ (ભિક્ષા સિવાય અને અંગ ઢાંકવાના વસ્ત્ર સિવાય કાંઈ ન લેવું તે) આ પાંચ યમો છે-આ પાંચ મહાવ્રતો છે

**સૂત્રં-शौचसंतोषतपस्वाध्यायेश्वरप्रणिधानानि नियमा ॥**

[ પાતંજલ સાધનપાદ ૩૨ ]

અર્થ—આંતર અને બહાર પવિત્રતા, પોતાને જે પ્રાપ્ત થયું હોય અગર પ્રાપ્ત થાય, તેમાં સંતોષ, મનવાણી અને કાયાથી તપ, પોતાના શાસ્ત્રોનો અભ્યાસ-પાઠ, સત્ કર્મ કરવા, પણ તેના ફળ ઇશ્વરને અર્પણ કરવા, તેનું નામ 'ઇશ્વરપ્રણિધાન'

આ યમ નિયમોને વેદાંત 'સાધન ચતુષ્ટય' કહે છે, જૈનો આ યમ નિયમોને 'સમ્યક્‌દર્શન' કહે છે આ યમનિયમોને પાળીને, આધિકારી બન્યા હોય, તે જ્ઞાનના અધિકારી અત્યારે કથાવાર્તા ઘણે ઠેકાણે થાય છે, પણ પરિણામ જેવું તેવું-કાંઈ-નથી તેનું કારણ જુઓ-તો આ છે કેટલેએક ઠેકાણે પાતંજલ યોગદર્શન, સાંખ્યદર્શન, વેદાંતદર્શન, ઉપનિષદો વિગેરે વંચાય છે અને મંડાય છે, પણ જેને તળીયે મોટા ગાબડાં પડ્યા હોય. તે ડોલમાં ૰

(બાનદીમા) પાણી ટકે નહીં, તેમ જેમની દસ ઇંદ્રિયો અને અગીઆરમુ મન ભટકતુ હોય તેમને જ્ઞાન બાપડુ શુ કરે ! જ્ઞાનનો ધોધ પડે, પણ હૃદયને સ્પર્શજ કરે નહીં જેમ પ્રહ કોઇથી લેપાય નહીં, તેમ તેમનુ હૃદય ગમે એવા સારા જ્ઞાનથી પણ નિર્લેપ રહે

પાતંજલના સુત્રો મુખે બોલી જાય, ઉપનિષદના શ્લોકોનો હમેશા પાઠ કરે, પણ એક ઘડી શાંતિથી બેસવાનુ કહીએ, તો બેસે નહીં પરદારા જોઇને લલચાય, અગર પોતામા શક્તિ હોય ત્યા સુધી, કોઈ પણ પ્રકારના બંધન વિના, પોતાની પત્ની સાથે વિષય સુખ ભોગવ્યા કરે ખાવામા પણ એમજ મટર ઉપર જાળી, પણ મુખ ઉપર જાળી નહીં જે હોય તે મુખમા મુકેજ જાય * દોઇની દુકાને પકવેના પદાર્થો ખાવાની, ધર્મે ના પાડી, તેનો હેતુ સમજે નહીં ક દોઇની દુકાનો ઉપરાંત, સેકડો ખુમચા વાળા, ચવેણા વાળા, દુરથી રત્નેટાએવી ભડકા જેવા મરચાની ચટણી વાળા, હોટલ વાળા, અને પાનબીડા વાળા જે અનર્થ કરી રહ્યા છે, તે અનર્થને ઘણાજ થોડા સ્ત્રી પુરૂષો સમજે છે આખુ વૈરાગ્ય શતક વાચ્યા પછી—અગર સાભળ્યા પછી— તે તે પદાર્થોમા વૈરાગ્ય આવે, દુર્વ્યસનો મટી જાય, તો ભાગ્ય સમજવુ દુર્ભાગી સાભળે, છતા ગાઠેજ નહીં પરિણામે દુર્ભાગી દુઃખી થાય—પસ્તાય

કેટલાએક કહે છે કે—' ઘણી નિશાળો થઇ, ઘણી કાલેજો થઇ, ઘણા પાસ થયા, ભણીગણીને ઘણા સ્ત્રી પુરૂષો ડાહ્યા થયા ' પણ ડાહ્યાના લક્ષણ તપાસો, તો સોએ પચાણુ ટકા, ડાહ્યા એટલે સ્વચ્છંદી—અતત્રીત—કોઇને ગાઠે નહીં એવા ઉદ્ધત જો દેશ સમજ્યો હોય—જ્યા ડાહ્યા પાક્યા હોય, ત્યા આટલા દવાખાના, અને આટલી હૉટલો કેમ હોય ! ત્યા આટલા બધા કદોઈ અને ખુમચા વાળા કેમ કમાય ! જો મનુષ્યે પોતાના કુટુંબને બચાવવુ હોય, જો મહેતાજીએ પોતાના નિશાળીયાઓને બચાવવા હોય, તેમણે અહારવિહાર ઉપર બહુજ ધ્યાન દેવુ જોઇએ

સ્વર્ગના સુખ અપાવે, એવો આ દેહ, પ્રભુ મેળવી આપે, એવો આ દેહ, શ્રી શંકરાચાર્ય, ગૌતમબુદ્ધ, મહાવીર અને એવા બીજા સંતો, સદેહે દેવ બની ગયા—દેવની માફક પૂજાયા, એવો આ અમોલો દેહ, તેને કેટલી બધી બેદરકારીથી તોડી ફોડી નંખાય છે, તેનો વિચાર કરી જોજો

ખાવાપીવાનો હેતુ, દેહને આરોગ્ય રાખી, ધંધો કરવો, પ્રાણીમાત્રની બને તેટલી સેવા કરવી, અને શ્રીહરિની આરાધના કરવી તે જો તે ખાઇને શરીર બગાડવુ તે નહીં

પરણવાનો હેતુ, વિષયસુખ માટે લોલુપ થએલા મનને, એકજ સ્ત્રીના રાગમા ઉતારી, ધર્મમર્યાદા પ્રમાણે થોડામા થોડું—વિષયસુખ ભોગવી, અમોલા વીર્યની રક્ષા કરવી તે, ગૃહસ્થ તરીકે, માતાપિતાની, કુટુબની અગર અતિથીઓની સેવામા સ્ત્રી પુરૂષે સાથે રહી, તેમના આશીર્વાદ લઈ, સસારને સુખ રૂપ કરવો તે યજ્ઞાદિ ધાર્મિક ક્રિયાઓમા સ્ત્રી સાથે બેસીને, દ્રવ્યનો સદુપયોગ કરી, પરલોકને સાધવો તે સકામમા જેવી હીંમત આવી હોય, એકનાથ અને તેમની સ્ત્રી જેવી હીંમત આવી હોય, સગાળશા અને ચગાવતી જેવી હીંમત આવી હોય, તો—

[ રાગ—પુનમ ચાંદની ]

સાખી—આ લોકે સુખી બનુ, પરલોકે—વળી તેમ,
ધર્મ અર્થ કામે કરી, રાખુ મોક્ષમા નેમ
નેમે નટવર આવે, મુજ આ ગણીએ નાચતો રે,
તો તો માનવ જીવન, ધન્ય ધન્ય લેખાય—
એ મે કરી પ્રતિજ્ઞા છઠ્ઠે પગલે લગ્નમા રે—
[ વિવાહ સસ્કાર પાનુ ૨૪ ]

પ્રભુને પકડી લાવે-તેવો ગૃહસ્થાશ્રમ છે આવો ઉત્તમ હેતુ વીસરી જઇને, શરીરમા તાકાદ હોય, ત્યા સુધી સ્ત્રી સાથે વિષયસુખ ભોગવવુ-એ આજકાલ પવન છે સ્ત્રી ન હોય, તો કોઈ ગોદડુ ગોતી કાઢવી નાગાને નાગા મળે કુતરાને કારતક માસનોજ નિયમ, માણસને નિયમજ નહીં પશુ કરતા હલકા માણસ વારવાર મનને સમજાવજો કે-વિષય સુખ, પશુપક્ષીના અવતારોમા પણ મળશે આ ત્યા નહીં મળે વિષય સુખ તજીએ, તો જ આ મળે સમજુ હો-તો સમજી જજો

તે પછી-વાણીનો સયમ, જીભે સ્વાદનો સયમ, કાને સાભળવાનો સયમ, અને આખે જોવાનો પણ સયમ આ ચાર સયમ, જીવને અનેક પાપમાથી બચાવી લે, અને કલ્યાણને કેડે ચડાવે થોડુક જ્ઞાન થાય, ત્યા સોએ પચાણુ ટકા જીવોને, બખ્વાદનો રોગ ફાટી નીકળે—બુદ્ધિવાદ કરતા આવડી જાય આ રોગને ઓળખી કાઢી, તેમાથી બચવુ

સાધન ચતુષ્ટય, યોગ્યતા અગર સમ્યકદર્શન સ બધી આટલી વાત કરી તે પછી—ગુરૂ અને જ્ઞાન ઉપનયન આપનાર અગર કઠી બાધનાર ગુરૂ, જેવો તેવો હોય તો ચાલે જ્ઞાન આપનાર ગુરુ જ્ઞાની હોવો જોઇએ ચારીત્ર આપનાર ગુરૂ, ચારીત્ર વાળો હોવો જોઇએ ભક્તિ આપનાર ગુરૂ, ભક્ત હોવો જોઇએ જ્ઞાનની અત કરણમા અસર થઈ છે કે નહીં ? તે તપાસવુ હોય, તો શ્રીકૃષ્ણના વચનો યાદ કરવા શ્રીકૃષ્ણ જ્ઞાન કોને કહે છે, તે સાભળો—

अमानित्वमदंभित्व-महिंसा क्षांतिरार्जवम् ॥
आचार्योपासन शौचं, स्थैर्यमात्मविनिग्रह ॥ ७ ॥

इंद्रियार्थेपु वैराग्य-मनहंकार पव च ॥
जन्ममृत्युजराव्याधि-दु खदोशानुदर्शनम् ॥ ८ ॥

असक्तिरनभिष्वग, पुत्रदारगृहादिपु ॥
नित्यं च समचित्तत्व-मिष्टानिष्टोपपत्तिपु ॥ ९ ॥

मयि चानन्ययोगेन, भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्व-मरतिर्जनससदि ॥ १० ॥

अध्यात्मज्ञाननित्यत्व, तत्त्वज्ञानार्थदर्शनम् ॥
पतज्ज्ञानमिति प्रोक्त-मज्ञान यदतोऽन्यथा ॥ ११ ॥ [ ગીતા અ ૧૩ ]

અર્થ—અમાનીપણુ, અદભીપણુ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થિરતા, મન ઇંદ્રિયોનો નિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમા વૈરાગ્ય, અહકારનો અભાવ, જન્મ-મૃત્યુ-વૃદ્ધાવસ્થા, રોગ ઇત્યાદિમા રહેલા દુ ખો, તથા તેમા રહેલા દોષોનુ વારવાર.

ચિંતવન, વળી કર્મના ફળમા અનાસક્તિ, તથા પુત્ર-સ્ત્રી-ગૃહ અને ધનાદિમા મમતાનો પણ, પ્રિય અગર અપ્રિય વસ્તુની પ્રાપ્તિમા સદાય ચિત્તની સમાનતા, (૭ થી ૯) અ યોગથી મારા ઉપર ઉપજતી અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત સ્થળનું સેવન, પ્રા વિષયી-લોક સમુદમા અપ્રીતિ, સદાય અધ્યાત્મ જ્ઞાનમા નિષ્ઠા, તત્ત્વજ્ઞાનના અર્થ પરમાત્માનુ વારંવાર દર્શન-એ સર્વનુ નામ જ્ઞાન આથી જે વિપરીત-ઉલટુ-તે અજ્ઞા

જ્ઞાનનુ પહેલુ પગથીયુ—પહેલુ લક્ષણ—અમાન છે મહંતો, પંડિતો, આચાર્યો ઘ મોટા થાભના કહેવાય, પણ જો તેઓ માની હોય-બડાઇ વાળા હોય, 'અમે મોટા 'અમે મોટા' એમ સમજતા હોય, તો તેઓ જળ વિનાના નવાણુ છે-પાટા ઉપર ખસી પડેલા ડબ્બા છે મુમુક્ષુ પણ જો માની હોય, તો તે અજ્ઞાની છે દરેક ધર્મ અગર સપ્રદાયના મુમુક્ષુઓએ, પોતે કેટલા નિર્માન છે, તે તપાસતા રહેવુ

યાદ રાખવુ કે-જીવનના પ્રયોગો, રસાયણી પ્રયોગો જેવા છે રસાયણી પ્રયોગ એકજ દ્રવ્યના પ્રમાણમા ફેરફાર કરતા, જુદીજ વસ્તુ બની આવે વળી તેમા બીજુ કો દ્રવ્ય અમુક પ્રમાણમા ભળતા, ત્રીજી વસ્તુ થાય તે પ્રમાણે માનવ હૃદયનું ઘડતર થાય છે

શાસ્ત્રોના શ્રવણથી-[૧] પોતા પાસે જે ધન હોય, તેમા વૈરાગ્ય થાય, એટલે આપવાનુ-દાન કરવાનુ-મન થાય, તો લોભ ઓછો થાય [૨] વિષયોમાથી રાગ ઓછે થાય, તો કામ ઓછો થાય, અને [૩] સર્વત્ર આત્મભાવ થાય, તો ક્રોધ ઓછો થાય

ધર્મનો મુખ્ય હેતુ—અનાત્મવસ્તુઓમા ત્યાગ, અને આત્મવસ્તુમા રાગ કુસંગના કરતા અસગ રહેવુ, તે સારૂ અને અસગના કરતા સત્સગ કરવો તે સારૂ અંતઃકરણની શુદ્ધિ અશુદ્ધિ ઉપર, માનવ જીવનની કિંમત અકાય છે સયમ વિનાનુ બળ ભયકર છે બ્રેક વિનાની મોટર અગર રેલ્વે ગાડી ભારે અકસ્માત કરી બેસે છે લગામ વિનાનો જગલી ઘોડો, કલાકે દસ ગાઉ ચાલતો હોય તો પણ તે નકામો છે અને ચોકડા વાળો પાળેલો ઘોડો, કલાકે પાચ ગાઉ ચાલતો હોય તો તે કામનો છે એટલે સયમ વાળુ મન કામનુ છે, અને સયમ વિનાનું મન નકામુ છે અભણ મજુરો પણ ચોથે માળ નાની બ્હેનો સાથે એકાંતમા પવિત્રતાથી રહી શકે, જ્યારે સયમ વિનાના ભણેલા માણસો નાની બ્હેનો સાથે એકાંતમા પવિત્રતાથી રહી શકે નહીં માત્ર ઇચ્છાઓ (મનોરથો) ફળ આપી શકતા નથી, સાથે સાધનો જોઇએ આપ સૌ સાધન સપન્ન થાઓ, એવી શુભ આશિષ આપીને વિરમુ છઉં

હવે ત્યારે ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ પ્રેમથી વાચજો-વચાવજો-સાભળજો અને સભળાવજો શબ્દે શબ્દે કુસુમ છે

આ કાર્ય વિદ્વતા બતાવવા કર્યું નથી આ તો અમારૂં ગાડુંઘેલુ છે તમને આ ગમ્યુ, માટે સભળાવ્યુ કાંઈ ભુલચૂક હોય તો ઉદાર દિલથી ક્ષમા કરશોજી કાંઇ લખવા જેવુ હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી વાચીને રાજી થાઓ, તો પ્રેમથી-ઉમળકાથી આશીર્વાદ આપજો કે-અમારી વૃત્તિ સદા શ્રીહરિના ચરણમા રહે

મોક્ષમંદિર, અમદાવાદ.  રામશંકર મોનજી ભટ્ટ.
દીવાળી ૧૯૮૯